# નિવેદન

વેદાંતના સિદ્ધાંતમાં મનુષ્યના વિચારોની પરાકાષ્ઠા આવી ગઈ છે. ગીતા, ઉપનિષદો અને બ્રહ્મસૂત્રો પછી શ્રી શંકરાચાર્યે આ મહાન સિદ્ધાંતો જગત સમક્ષ મૂકયા છે. તેમ જ અનેક ગ્રંથોમાં સમજાવવામાં આવેલું વેદાંતનું આ રહસ્ય આ ગ્રંથના લેખક શ્રી ખંડો કૃષ્ણ ઉર્ફે બાબા ગર્દેએ મરાઠી ભાષામાં ભિન્નભિન્ન સિદ્ધાંતો દ્વારા અતિ સરળતાથી સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. તેનો અનુવાદ તૈયાર કરાવીને ડૉ. ડી. એન. દફતરીએ આ પુસ્તક તરફ અમારું ધ્યાન ખેંચ્યું તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે. મૂલ ગ્રંથ મરાઠી ભાષામાં હોઈ તેનો આ અનુવાદ પ્રથમવાર પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે.

આ પુસ્તકનું ભાષાંતર બને તેટલું સરળ અને ભાવવાહી બનાવવામાં ડૉ. ચંદ્રશંકર સત્યસેવકની મદદ મળી છે તેની સાભાર નોંધ લઈએ છીએ.

આશા છે કે આ પુસ્તક મુમુક્ષુઓ અને વેદાંતના જિજ્ઞાસુઓને ઉપયોગી થઈ પડશે.

મુંબઈ, તા. ૧૭-૫-'૬૦

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# સંક્ષિપ્ત વર્ણોનું સ્પષ્ટીકરણ

| | | | |
|---|---|---|---|
| અ. | = અધ્યાય | પ્રસ્તા. | = પ્રસ્તાવના |
| અ. સિ. ત. | = અનુભવ સિદ્ધ તત્ત્વ | શ્લો. | = શ્લોક |
| ઉ. સિ. | = ઉપસિદ્ધાંત | સિ. | = સિદ્ધાંત |
| ગૃ. | = ગૃહીત બાબત | ૩/૪૧ | = ત્રીજા પ્રકરણમાંનો ૪૧ મો સિદ્ધાંત. (આ પ્રમાણે બીજા આંકડા સમજવા. પહેલો આંકડો પ્રકરણ બતાવે છે, બીજો સિદ્ધાંત.) |
| પરિભા૰ | = પરિભાષા | | |
| પરિશિ૰ | = પરિશિષ્ટ | | |
| પૃ. | = પૃષ્ઠ | | |
| પ્ર૰ | = પ્રકરણ | | |

## અનુક્રમ

# બ્રહ્મસિદ્ધાંતમાલા

## પ્રકરણ ૧

### (૧) પરિભાષા

**અકૃતાભ્યાગમ**–કૃતપ્રણાશ જુઓ.

**અજહલ્લક્ષણા**–જહદજહલ્લક્ષણા જુઓ.

**અખંડૈકરસ**–વચ્ચે ભંગાણ એટલે સાંધા વિનાની સાતત્યવાળી એક વ્યાપક વસ્તુ.

**અદૃષ્ટફલ**–દૃષ્ટફલ જુઓ.

**અધ્યારોપ અને અપવાદ**–એક વસ્તુ વિષે અન્ય વસ્તુનો આરોપ તે **અધ્યારોપ.** અધ્યારોપનું નિરસન એટલે **અપવાદ.**

**અનવસ્થા દોષ**–આત્માશ્રયાદિ દોષ જુઓ.

**અનિર્વચનીય**–કોઈ પણ પ્રકારે જેનું વર્ણન ન થઈ શકે એવું; છે એમ પણ ન કહી શકાય અને નથી એમ પણ ન કહી શકાય એવું.

**અનુબંધચતુષ્ટય**–વિષય, અધિકારી, પ્રયોજન અને સંબંધ એ ચાર અનુબંધ છે. (આનું સવિસ્તર વર્ણન પ્રસ્તાવનામાં કરેલુ છે.)

**અન્નમયકોશ**–પંચકોશ જુઓ.

**અંતઃકરણચતુષ્ટય**–મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એવી અંતઃકરણની ચાર વૃત્તિ. સંકલ્પવિકલ્પાત્મક વૃત્તિને **મન** કહે છે, નિશ્ચયાત્મક વૃત્તિને **બુદ્ધિ** કહે છે, ચિંતનાત્મક વૃત્તિને **ચિત્ત** કહે છે અને અભિમાનાત્મક વૃત્તિને **અહંકાર** કહે છે.

**અન્વયબોધ**–દ્રષ્ટા અને દૃશ્યનું ઐક્ય એટલે કે સર્વ કંઈ હું જ છું એવું જે જ્ઞાન તેને **અન્વયબોધ** કહે છે. આનો વિરોધી **વ્યતિરેકબોધ** છે.

**અન્વયવ્યતિરેક**–અન્વય એટલે કોઈ બાબત કે સ્થિતિ અન્યની સાથે હોવી અને **વ્યતિરેક** એટલે ન હોવું. અમુક બાબત હોય તો અમુક હોવી જોઈએ એવા નિયમને **અન્વય** કહે છે. અને એક ન હોય તો બીજી પણ ન હોય એવા નિયમને **વ્યતિરેક** કહે છે.

**અપરોક્ષજ્ઞાન**–**પરોક્ષજ્ઞાન** જુઓ.

**અપવાદ**–**અધ્યારોપ** જુઓ.

**અપૂર્વવિધિ**–જે કર્મ વિષે મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ નથી હોતી એવા કર્મની વિધિ. ઉદાહરણ: 'રોજ ત્રણે કાળ સંધ્યા કરવી' અહીં સંધ્યા કરવાની બાબતમાં મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ ન હોવાથી તેની વિધિ કહી તે **અપૂર્વવિધિ** (**નિયમવિધિ**, **પરિસંખ્યાવિધિ** જુઓ.)

**અભાનાવરણ** અને **અસદાવરણ**–વસ્તુ પ્રત્યક્ષ થવામાં જે પ્રતિબંધ નડે છે, તેને **અભાનાવરણ** કહે છે. વસ્તુનું અસ્તિત્વ સમજવામાં જે પ્રતિબંધ નડે છે તેને **અસદાવરણ** કહે છે.

**અભાવરૂપ-ભાવરૂપ** જુઓ.

**અવાઙ્મનસગોચર**-વાણી અથવા મનથી ન સમજી શકાય એવું.

**અવાંતરફલ-મુખ્ય ફલ** જુઓ.

**અસંગ**-જેને કોઈ પ્રકારના સંગ અથવા સંબંધની આવશ્યકતા હોતી નથી તે.

**અસદાવરણ-અભાનાવરણ** જુઓ.

**અસંભાવના** અને **વિપરીત ભાવના**-હું બ્રહ્મ કેવી રીતે થઈશ એવો સંશય તે **અસંભાવના.** જ્ઞાન થયા પહેલાં અને થતાં સુધી હું, દેહ અને જગત સત્ય, એમ લાગવું તે **વિપરીત ભાવના.**

**આગમાપાયી**-જેને ઉત્પત્તિ અને નાશ છે એવું.

**આનંદ**-ત્રણ પ્રકારના છે: **બ્રહ્માનંદ, વાસનાનંદ** અને **વિષયાનંદ** (પ્ર. ૩, સિ. ૧૦ જુઓ.)

**આનંદમયકોશ-પંચકોશ** જુઓ.

**આત્મત્રય**-આત્મા ત્રણ છે: **મુખ્યાત્મા, ગૌણાત્મા** અને **મિથ્યાત્મા.**

**આત્મા**-જીવનું ખરું સ્વરૂપ (ત્રિકાલાબાધિત સ્વરૂપ).

**આત્માશ્રયાદિ દોષ**-દોષ ચાર છે: **આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકાપત્તિ** અને **અનવસ્થા.** આ ચાર દોષ અહીં આપેલાં દૃષ્ટાંતોથી ધ્યાનમાં આવશે. જગતનો કર્તા ઈશ્વર છે એવા શ્રુતિસિદ્ધાંત પર કોઈએ શંકા કરી કે આ ઈશ્વરનો પણ કોઈ બીજો કર્તા કેમ નહિ હોય? આ શંકાના સમાધાનમાં અમે એમ પૂછીએ છીએ કે ઈશ્વરનો પણ બીજો કોઈ કર્તા માનીએ તો તે

કોણ? ઈશ્વરનો કર્તા ખુદ ઈશ્વરને જ માનીએ તો **આત્માશ્રય દોષ** થાય છે; કારણ કે કોઈ પણ વસ્તુનો કર્તા તેનાથી અલગ હોવો જોઈએ. એટલે તે વસ્તુનો કર્તા તે વસ્તુ પોતે જ એમ કહેવામાં **આત્માશ્રય દોષ** છે. હવે જો ઈશ્વરનો કર્તા ઈશ્વરથી કોઈ જુદો માનીએ તો વળી તે કર્તાનો કર્તા કોણ એવો પ્રશ્ન પાછો ઊઠવાનો જ. અને તે બીજાનો કર્તા ઈશ્વર એમ કહીએ તો એકબીજાનો એકબીજા પર આશ્રય થાય છે. આને જ **અન્યોન્યાશ્રય દોષ** કહે છે. આ દોષને ટાળવા માટે તે ઈશ્વરના કર્તાને માટે વળી એક ત્રીજો કર્તા માનીએ તો વળી તેનો કર્તા કોણ એ પ્રશ્ન ઊભો જ રહેવાનો. તેનો કર્તા પહેલો ઈશ્વર એમ કહેવાથી એકનો કર્તા બીજો, બીજાનો ત્રીજો અને ત્રીજાનો પાછો પહેલો એવો રહેંટના જેવો ક્રમ ચાલ્યા જ કરવાનો તેને **ચક્રિકાપત્તિ દોષ** કહે છે. આ દોષને ટાળવા માટે તે ત્રીજા કર્તાનો પાછો કોઈ ચોથો કર્તા છે એમ કહીએ તો વળી તે ચોથાનો કર્તા કોણ એવો પ્રશ્ન ઊભો થવાનો જ. એનો ઉત્તર પ્રથમ આપેલા ઉત્તર પ્રમાણે ત્રીજાનો કર્તા વળી પહેલો એવો અસલ પ્રમાણે ઉત્તર ન આપતાં ચોથાનો પાંચમો, પાંચમાનો છઠ્ઠો એવી કર્તાની અનંત હારમાળા ચાલ્યા જ કરશે તેને **અનવસ્થા દોષ** કહે છે.

**આપ્તવાક્ય**–આપ્ત એટલે યથાર્થ (જેવું હોય તેવું) અને હિતકારી વચન કહેનારો. આવા મનુષ્યના મોંમાંથી નીકળેલું વાક્ય તે **આપ્તવાક્ય.**

**આરંભ, પરિણામ અને વિવર્ત**–ઉપાદાન કારણમાં

ત્રણ પ્રકાર: **આરંભ, પરિણામ** અને **વિવર્ત. આરંભવાદીઓ** કાર્ય એ કારણથી ભિન્ન છે એમ માને છે; જેમ કે પટ તંતુથી ભિન્ન છે. કારણની અવસ્થામાં પરિવર્તન થઈને જે અન્ય કાર્ય બને છે ત્યારે તે કારણને **પરિણામ** ઉપાદાન કહે છે: જેમ કે દૂધનું દહીં. અને જ્યારે કારણની અવસ્થામાં પરિવર્તન ન થતાં અન્ય કાર્ય થયું એમ લાગે છે ત્યારે તેને **વિવર્ત** ઉપાદાન કહે છે: જેમ કે દોરડામાં સાપ ભાસે છે. તેમાં દોરડું **વિવર્ત** ઉપાદાન ગણાય.

**ઈશ્વરસૃષ્ટિ** અને **જીવસૃષ્ટિ**–પંચભૂત, બ્રહ્માંડ, વૃક્ષ, ડુંગર વગેરે. જે ઈશ્વરનિર્મિત સૃષ્ટિ તે **ઈશ્વરસૃષ્ટિ.** ઈશનિર્મિત પદાર્થ પર જીવે પોતાની કલ્પનાથી રચેલી જે સૃષ્ટિ તે **જીવસૃષ્ટિ.** જેમ કે એક જ સ્ત્રીને જુદાંજુદાં સગપણોથી કાકી, મામી, માતા વગેરે માનવામાં આવે છે.

**એષણા**–ઇચ્છા, આસ્થા–ચાર છે. તે **વિત્તેષણા, દારેષણા, પુત્રેષણા** અને **લોકૈષણા.**

**ઉપાદાન**–આદિકારણ તે ત્રણ પ્રકારનાં છે: **આરંભ, પરિણામ** અને **વિવર્ત** (આરંભ જુઓ).

**ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ**–જે દ્રવ્યમાંથી કોઈ પદાર્થ બનાવવામાં આવે છે તે, તે પદાર્થનું **ઉપાદાન** કારણ ગણાય, દાખલા તરીકે સોનાનો દાગીનો. આમાં સોનું દાગીનાનું ઉપાદાન કારણ છે. તે પદાર્થને જે બનાવે છે તે **નિમિત્તકારણ** છે. દાગીનો સોની બનાવે છે એટલે દાગીનાનું નિમિત્ત કારણ સોની ગણાય.

**ઉપાધિ**–જે વસ્તુના સંસર્ગથી પદાર્થમાં ભેદ પેદા થાય છે અથવા જણાય છે એ બધી વાતોને **ઉપાધિ** કહે

છે. દાખલા તરીકે નામ, રૂપ વગેરે.

**કર્તૃતંત્ર અને વસ્તુતંત્ર**–કર્તૃતંત્ર વિષય એટલે કર્તાને સ્વાધીન એવો વિષય. કર્તા એટલે કર્મને કરનારો અથવા ધ્યાન ધરનારો. કર્મ અથવા ધ્યાન તેને સ્વાધીન હોય છે, આથી કર્મ અથવા ધ્યાન **કર્તૃતંત્ર** છે. **વસ્તુતંત્ર** એટલે જ્ઞેય વિષયને સ્વાધીન. દાખલા તરીકે જ્ઞાન **વસ્તુતંત્ર** છે.

**કર્મકર્તૃત્વરૂપ દોષ**–કર્મને જ કર્તા ગણવું એ તર્ક સંબંધી એક દોષ છે.

**કારણદેહ**–દેહત્રય જુઓ.

**કૂટસ્થ** અથવા **પ્રત્યગાત્મા**–દેહાવચ્છિન્ન દેહમાં વ્યાપીને રહેલો એવો બ્રહ્મનો કલ્પિત ભાગ (જીવાત્મા).

**કૃતપ્રણાશ અને અકૃતાભ્યાગમ**–આ તર્કસરણીમાંના દોષ છે. ફળ ન મળતાં કરેલા કામનો નાશ થાય તેને **કૃતપ્રણાશ** કહે છે. અને ન કરેલા કર્મનું ફળ મળવું, તેને **અકૃતાભ્યાગમ** કહે છે.

**કોશ**–કવચ, મ્યાન (**પંચકોશ** જુઓ).

**ક્રિયમાણ–સંચિત** જુઓ.

**ગુણત્રય–સાત્ત્વિક** જુઓ.

**ઘટકાવયવ**–જે અવયવોનો પદાર્થ બને છે તે અવયવો તે પદાર્થના **ઘટકાવયવ** હોય છે.

**ઘટાકાશ અને મહાકાશ**–ઘટમાં એટલે ગાગરમાં વ્યાપીને રહેલ જે ખાલી ભાગ અર્થાત્ આકાશ તે **ઘટાકાશ** અને બહારનું જે અમર્યાદ આકાશ તે **મહાકાશ.**

**ચરમવૃત્તિ**–છેવટની–છેલ્લી વૃત્તિ. સાધકના અભ્યાસમાં તમામ વૃત્તિઓનો નિરોધ થઈને છેવટે જે એક બ્રહ્મા-

કાર અંતઃકરણવૃત્તિ રહે છે તે **ચરમવૃત્તિ.**

**ચિત્**–જ્ઞાન.

**ચિદાભાસ**–ચૈતન્યરૂપ જે બ્રહ્મ તેનું બુદ્ધિમાં જણાતું પ્રતિબિંબ.

**જહદજહલ્લક્ષણા**–અર્થના બે પ્રકાર: એક **શક્યાર્થ** અને બીજો **લાક્ષણિકાર્થ.** શબ્દનો જે સ્વાભાવિક અર્થ થાય છે તે શક્યાર્થ; અને સ્વાભાવિક અર્થને છોડી દઈને વિરોધના પરિહાર માટે જે બીજો અર્થ કરવો પડે છે તેને લાક્ષણિકાર્થ કહે છે. દાખલા તરીકે 'તેણે કેરી જોઈ.' આ વાક્યમાં કેરીનો સ્વાભાવિક અર્થ સમજાય છે; પરંતુ 'તેણે કેરી ખાધી' આ વાક્યમાં સ્વાભાવિક અર્થ લઈ શકાય નહિ. અહીં કેરી એટલે કેરીનો રસ કે કેરીનો ગર્ભ–માવો એવો લાક્ષણિક અર્થ લેવો જોઈએ. લક્ષણાના ત્રણ પ્રકાર છે: **જહત્, અજહત્** અને **જહદજહત્.** 'તેણે કેરી ખાધી' એ વાક્યમાં ગોટલો, છાલ વગેરેનો ત્યાગ કરીને કેવળ રસનું ગ્રહણ કર્યું એમ સમજાય છે તેથી તેને જહ-લ્લક્ષણા કહે છે. 'લાલિયો દોડે છે' એ વાક્યમાં **લાલિયો** એ બળદનું વિશેષણ છે. તેમાં એ વિશેષણ વાળો વિશેષ એટલે કે બળદ દોડે છે એવો અર્થ લેવો પડે છે. આમાં કોઈ વાતનો ત્યાગ ન કરતાં બળદ શબ્દના અર્થને ગ્રહણ કર્યો છે તેથી તેને **અજહ-લ્લક્ષણા** કહે છે. 'કાલે મંદિરમાં જોયેલો તે જ આજે ભિક્ષા માગતો આવ્યો છે.' આ વાક્યમાં 'કાલે મંદિર-માં જોયેલો છે.' એ વિશેષણ અને 'આજે ભિક્ષા માગતો આવ્યો' એ વિશેષણ તે બંનેને છોડીને માત્ર મનુષ્યનો

અર્થ ગ્રહણ કરવાનો છે. તેથી તેને **જહદજહલ્લક્ષણા** કહે છે.

**જહલ્લક્ષણા**-જહદજહલ્લક્ષણા જુઓ.

**જાગ્રત્સ્વપ્નસુષુપ્તિ**-આ ત્રણ અવસ્થા છે. જે અવસ્થામાં સ્થૂલ દેહ દ્વારા બાહ્યેન્દ્રિયોના યોગથી વ્યવહાર થાય છે તે **જાગ્રતાવસ્થા,** જે અવસ્થામાં બાહ્યેન્દ્રિયોની સહાયતા વિના કેવળ માનસિક વ્યવહાર થાય છે તે **સ્વપ્નાવસ્થા** અને જે અવસ્થામાં મનનો લય થઈને કેવળ અજ્ઞાન રહે છે તે સુષુપ્તિ અથવા **સુષુપ્તાવસ્થા.**

**જીવસૃષ્ટિ**-ઈશસૃષ્ટિ જુઓ.

**જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ**-જ્ઞાન થાય ત્યારથી તે મરણ સુધીની જે સ્થિતિ તેને જીવન્મુક્તિ કહે છે, મનોનાશ અને વાસના ક્ષયના અભ્યાસથી સતત અચલ સમાધિમાં હોવાની સ્થિતિને વિશેષતઃ જીવન્મુક્તિ જ કહેવાનો શાસ્ત્રમાં રિવાજ છે; એને જ લોકો **વિદેહમુક્તિ** કહે છે. ખરી રીતે શાસ્ત્રની દૃષ્ટિએ પ્રારબ્ધકાર્ય સ્થૂલ દેહના ત્યાગ પછીની જીવન્મુક્તની જે સ્થિતિ હોય તે **વિદેહમુક્તિ** કહેવાય છે.

**જીવબ્રહ્મૈક્ય**-જીવ શબ્દનો વાચ્યાંશ છોડીને બાકી જે લક્ષ્યાંશ રહે છે, તેનું બ્રહ્મ સાથેનું ઐક્ય તે જીવબ્રહ્મૈક્ય.

**તટસ્થલક્ષણ**-સ્વરૂપલક્ષણ જુઓ.

**તમોગુણ**-સાત્ત્વિક જુઓ.

**તામસ**-સાત્ત્વિક જુઓ.

**ત્રિકાલાબાધિત**-જે વસ્તુ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણેય કાળમાં એક સમાન રહે છે, પરિવર્તન પામતી નથી તે વસ્તુ **ત્રિકાલાબાધિત** ગણાય છે.

**ત્રિપુટી**–જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાન; દ્રષ્ટા, દૃશ્ય, દર્શન; પ્રમાતા, પ્રમેય, પ્રમાણ વગેરે ત્રણ ત્રણ વિષયોનો સમુદાય.

**દૃશ્ય**–જોવામાં આવતો અથવા જાણવામાં આવતો વિષય.

**દૃષ્ટફળ અને અદૃષ્ટફળ**–આ જ જન્મમાં કર્મનું જે ફળ મળે છે તે **દૃષ્ટફળ** અને મરણ પછી મળનારું તે **અદૃષ્ટફળ**

**દૃષ્ટિસૃષ્ટિવાદ**–આપણે પદાર્થ જોઈએ છીએ ત્યારે જ તે ઉત્પન્ન થાય છે એવો જે મત–વાદ તે.

**દેહત્રય**–દેહ ત્રણ છે: **સ્થૂલ, સૂક્ષ્મ** અને **કારણ.** સાડા ત્રણ હાથનો હાડમાંસનો બનેલો દેહ તે **સ્થૂલ** દેહ. **સૂક્ષ્મ** દેહ એટલે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ ૧૭ અવયવોનો સમૂહ, **કારણદેહ** એટલે સુષુપ્તિમાં જે અજ્ઞાન અનુભવમાં આવે છે તે આ અજ્ઞાન જ સ્થૂલ અને સૂક્ષ્મ દેહનું કારણ હોવાથી તેને **કારણદેહ** કહે છે.

**દ્રષ્ટા**–જોનારો, જાણનારો, વિષયી.

**નિયમવિધિ** અથવા **પરિસંખ્યાવિધિ–નિયમવિધિ** એટલે જે કર્મમાં મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે, જે કર્મો તે સ્વાભાવિક જ કરે છે એવા કર્મનો વિધિ. દાખલા તરીકે ઋતુકાળે સ્ત્રીગમન કરવું. અહીં જે વિધિ કહી તે પ્રત્યેક પુરુષની સહજ પ્રવૃત્તિ હોય છે; આથી તે પ્રવૃત્તિ ઓછી થવા માટે ભાર્યાગમનવિધિ કહી. (**અપૂર્વવિધિ** જુઓ.)

**નિરપેક્ષ**–**સાપેક્ષ** જુઓ.

**નિરુપાધિક ભ્રમ**–**ભ્રમ** જુઓ.

**નિર્વિકલ્પ સમાધિ**–સવિકલ્પ સમાધિ જુઓ.

**નિષ્કામ**–સકામ જુઓ.

**પંચકોશ**–કોશ પાંચ છે: ૧. **અન્નમય** (સ્થૂલદેહ), ૨. **પ્રાણમય** (પાંચ પ્રાણ અને પાંચ કર્મેંદ્રિયો), ૩. **મનોમય** (મન સહિત પાંચ જ્ઞાનેંદ્રિયો), ૪. **વિજ્ઞાનમય** (બુદ્ધિ સહિત પાંચ જ્ઞાનેંદ્રિયો) અને ૫. **આનંદમય** (કારણદેહ); એવા પાંચ કોશ. કોશ, મ્યાન અથવા કવચ (ખોખું). આ પાંચ કવચમાં (કોશમાં) આત્મા ઢંકાયેલો હોવાથી તેને **પંચકોશ** કહે છે.

**પરિચ્છેદત્રય**–પરિચ્છેદ એટલે મર્યાદા. એ ત્રણ પ્રકારનો છે **કાલપરિચ્છેદ, દેશપરિચ્છેદ** અને **વસ્તુપરિચ્છેદ**. કાળથી, દેશથી અને વસ્તુથી પદાર્થનો જે પરિચ્છેદ થાય છે, તેથી ક્રમશઃ ઉપરોક્ત ત્રણ પરિચ્છેદ બને છે. જેને પરિચ્છેદ છે તે પદાર્થ **પરિચ્છિન્ન** કહેવાય છે. એકદેશીય પદાર્થ **દેશપરિચ્છિન્ન**, એકકાલીન પદાર્થ **કાલપરિચ્છિન્ન** અને જેની વ્યાપકતાને વસ્તુનો પ્રતિબંધ થાય છે, તે **વસ્તુપરિચ્છિન્ન** કહેવાય છે.

**પરિણામ**–આરંભ જુઓ.

**પરિસંખ્યાવિધિ**–નિયમવિધિ જુઓ.

**પરોક્ષજ્ઞાન** અને **અપરોક્ષજ્ઞાન**–આપ્તજનના વાક્ય પર વિશ્વાસ મૂકીને જે જ્ઞાન પ્રાપ્ત કરાય છે તે પરોક્ષ જ્ઞાન અને પ્રત્યક્ષ અનુભવથી મેળવાતું જ્ઞાન તે અપરોક્ષ જ્ઞાન.

**પારમાર્થિક સત્તા**–સત્તાત્રય જુઓ.

**પ્રતિયોગી**–ઊલટું, વિરોધી.

**પ્રત્યગાત્મા**–કૂટસ્થ જુઓ.

**પ્રત્યભિજ્ઞા**–પહેલાં અનુભવેલા જ્ઞાનની અમુક સમય પછી થતી જે સ્મૃતિ તે.

**પ્રવૃત્તિ અને નિવૃત્તિ**–કર્મ કરવાની વૃત્તિ તે **પ્રવૃત્તિ** અને કર્મ ન કરવું એ જ **નિવૃત્તિ.** આથી જ **પ્રવૃત્તિને** સંસાર કહે છે અને **નિવૃત્તિને** પરમાર્થ કહે છે.

**પ્રાતિભાસિક**–ભ્રમથી દેખાય તે.

**પ્રાણમય કોશ**–**પંચકોશ** જુઓ.

**પ્રાતિભાસિક સત્તા**–**સત્તાત્રય** જુઓ.

**પ્રારબ્ધ**–**સંચિત** જુઓ.

**બંધમોક્ષ**–આત્મસ્વરૂપના અજ્ઞાનથી દેહને 'હું' કહેવું એ જ **બંધ** અને તે અજ્ઞાન નષ્ટ થઈને સ્વરૂપમાં અવસ્થિતિ તે જ **મોક્ષ.**

**બાધસામાનાધિકરણ્ય**–**સામાનાધિકરણ્ય** જુઓ.

**બ્રહ્મવિદ્યા** (૧) બ્રહ્મસત્ય, (૨) તે સિવાયનુ તમામ જગત અસત્ય અને (૩) જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન જે વિદ્યાથી થાય છે તે.

**બ્રહ્માનંદ અને વિષયાનંદ**–ઇચ્છા તૃપ્ત થાય છે ત્યારે આનંદ થાય છે અને તેનો ભંગ થાય છે ત્યારે દુઃખ થાય છે. આનંદ પણ નહિ અને દુઃખ પણ નહિ એવી જે નિર્વિકલ્પ સ્થિતિ તે જ **બ્રહ્માનંદ.** વિષયોનો ઇદ્રિયો સાથે સંયોગ થવાથી જે આનંદ થાય છે તે **વિષયાનંદ.** (પ્ર. ૩, સિ. ૧૦ જુઓ)

**ભાવરૂપ અને અભાવરૂપ**–થોડા સમય સુધી જેને અસ્તિત્વ હોય છે તે **ભાવરૂપ.** જેને અસ્તિત્વ જ નથી તે **અભાવરૂપ.** જે ન હોવા છતાં જણાય છે તે **ભાવરૂપ** અને જે

નથી તથા જણાતું પણ નથી તે **અભાવરૂપ.** અજ્ઞાન વગેરે કારણે જગતમાંના બધા પદાર્થો ભાવરૂપ છે. વંધ્યા-પુત્ર, સસલાનાં શિંગડાં (શશવિષાણ) વગેરે **અભાવરૂપ** છે.

**ભેદત્રય**–ભેદ ત્રણ છે, **સજાતીય, વિજાતીય, સ્વગત.** **સજાતીય ભેદ**–એટલે બે સમાન જાતિના પદાર્થો વચ્ચેનો ભેદ, દા. ત. આમ્રવૃક્ષ અને વટવૃક્ષ એવાં બે વૃક્ષો વચ્ચેનો ભેદ. **વિજાતીય ભેદ**–એટલે બે જુદી જુદી જાતિના પદાર્થો વચ્ચેનો ભેદ, દા. ત. વૃક્ષ અને પથ્થર વચ્ચેનો ભેદ. **સ્વગત ભેદ**–એટલે અવયવી અને અવયવ ( પદાર્થ અને પદાર્થના અવયવો ) વચ્ચેનો ભેદ, દા. ત. વૃક્ષ અને તેની ડાળીઓ વચ્ચેનો ભેદ.

**ભ્રમ**–ખરી વસ્તુસ્થિતિ અથવા બાબતનું અજ્ઞાન હોવાથી તેના વિષે તે સિવાયની વસ્તુની કલ્પના થવી તે ભ્રમ. ભ્રમનાં ભ્રાંતિ, અધ્યાસ, અધ્યારોપ એવાં નામ પણ છે. **ભ્રમ** બે પ્રકારના છે: (૧) **સોપાધિક ભ્રમ**–અજ્ઞાન નાશ થયા છતાં સોપાધિક ભ્રમમાં ઉપાધિ દેહનો અંત થાય ત્યાં સુધી કાયમ હોય છે: દા. ત. અજ્ઞાનનો નાશ થવા છતાં મરણ પર્યંત જગતનો આભાસ–ભ્રમ જતો નથી, અર્થાત્ ભ્રમ કાયમ રહે છે. (૨) **નિરુપાધિક ભ્રમ**–આમાં ઉપાધિનું નિવારણ કરી શકાય છે. ઉદાહરણ દોરડામાં સર્પ જણાવો. આમાં ઉપાધિનું જે અંતર છે અથવા મંદ–આછો અંધકાર–તે દૂર થતાં ભ્રમનો પણ નાશ થાય છે.

**ભ્રાંતિ**–**ભ્રમ** જુઓ.

**મનોમય કોશ**–**પંચકોશ** જુઓ.

**મહાકાશ**–**ઘટાકાશ** જુઓ,

**મુખ્ય ફલ અને અવાંતર ફલ**–કોઈ પણ કર્મનાં બે ફળ હોય છે. એક **મુખ્ય** અને બીજું **અવાંતર** અથવા **ગૌણ**–સૂર્ય નમસ્કારનું પુણ્ય એ **મુખ્ય ફળ** અને આરોગ્યની પ્રાપ્તિ એ **અવાંતર ફળ.**

**મોક્ષ**–બંધમોક્ષ જુઓ.

**રજોગુણ**–સાત્ત્વિક જુઓ.

**રાજસ**–સાત્ત્વિક જુઓ.

**લક્ષ્યાંશ અને વાચ્યાંશ**–જીવના સ્વરૂપના બે અંશ છે. દેહત્રયાતીત ખરું સ્વરૂપ તે લક્ષ્ય અને દેહત્રયાતીતનું સ્વરૂપ તે વાચ્ય.

**લયચિંતન**–બ્રહ્મથી માંડીને આકાશ વગેરેને લીધે મનુષ્યના દેહ સુધી જે ક્રમથી સૃષ્ટિ પેદા થઈ તેના ઊલટા ક્રમથી એટલે કે કાર્યનો કારણમાં લય કરીને કાર્યમાંથી કારણમાં જઈને બુદ્ધિને આત્માના પરિચય સુધી પહોંચાડીને તેનું ચિંતન કરવું તેનું નામ **લયચિંતન.**

**લયસાક્ષિત્વ**–તમામ દૃશ્ય પદાર્થોનો અને કલ્પનાનો અભાવ જોવો તે.

**વસ્તુતંત્ર**–કર્તૃતંત્ર જુઓ.

**વાચારંભણ**–સત્ય નહિ પણ કેવળ શબ્દ.

**વાચ્યાંશ**–લક્ષ્યાંશ જુઓ.

**વાસના**–કર્મ કરવાની ઇચ્છાનો પૂર્વ સંસ્કાર. (જેમાંથી કર્મ કરવાની ઇચ્છા જાગે છે તે.)

**વાસનાનંદ**–પ્ર. ૩, સિ. ૧૦ જુઓ.

**વિજાતીય ભેદ**–ભેદત્રય જુઓ.

**વિજ્ઞાનમય કોશ**–પંચકોશ જુઓ.

**વિદેહમુક્તિ**–જીવન્મુક્તિ જુઓ.

**વિધિનિષેધરૂપ ક્રિયા**–કારણરૂપ અને અકારણરૂપ ક્રિયા.

**વિપરીત ભાવના**–અસંભાવના જુઓ.

**વિવર્ત**–આરંભ જુઓ.

**વિશેષ અંશ**–સામાન્ય અંશ જુઓ.

**વિષયાનંદ**–પ્ર ૩, સિ. ૧૦ અને બ્રહ્માનંદ જુઓ.

**વિસંવાદિ ભ્રમ**–ભ્રમવિચાર પ્ર. ૭, સિ. ૭ જુઓ.

**વૃત્તિજ્ઞાન અને સ્વરૂપજ્ઞાન**–ઘટપટાદિ પદાર્થોનું જ્ઞાન તે **વૃત્તિજ્ઞાન** આત્મા અથવા બ્રહ્મ એ જ **સ્વરૂપજ્ઞાન.**

**વ્યતિરેક**–અન્વય વ્યતિરેક જુઓ.

**વ્યતિરેક બોધ**–દેહાથી એટલે કે આત્માથી બધા દશ્ય પદાર્થ ભિન્ન છે એવું જ્ઞાન, આનો વિરોધી તે અન્વય બોધ.

**વ્યાવહારિક સત્તા**–સત્તાત્રય જુઓ.

**વ્યાઘાત** / **વ્યાહતિ** } સ્વવ્યાઘાત જુઓ.

**વ્યુત્થાન**–સમાધિમાંથી ઊઠવું અથવા જાગૃત થવું.

**ષડ્‌વિકાર** ૧. जायते (પેદા થાય છે : ઉત્પત્તિ), ૨. अस्ति (જન્મ પછી અસ્તિત્વમાં આવે છે : અસ્તિત્વ) ૩. वर्धते (વધે છે : વૃદ્ધિ), ૪. परिणमते (રૂપાંતર પામે છે : પરિણામ), ૫. अपक्षीयते (ક્ષીણ થાય છે : ક્ષીણતા), ૬. नश्यति (નાશ પામે છે, મારે છે : વિનાશ) એમ છ વિકાર છે.

**સંવાદિ ભ્રમ** અને **વિસંવાદિ ભ્રમ**–ભ્રમવિચાર, પ્ર. ૭, સિ. ૭ જુઓ.

**સકામ** અને **નિષ્કામ**–આ કર્મનાં વિશેષણો છે. ફળની ઇચ્છા રાખીને કરેલુ કર્મ તે **સકામ.** ફળની ઇચ્છા રાખ્યા વિના કેવળ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલું કર્મ તે **નિષ્કામ.**

**સચ્ચિદાનંદ**–**સત્** એટલે અસ્તિત્વ, **ચિત્** એટલે જ્ઞાન અને **આનંદ** એટલે સુખ.

**સજાતીય ભેદ**–ભેદત્રય જુઓ.

**સંચિત, ક્રિયમાણ** અને **પ્રારબ્ધ**–અનાદિ કાળથી માંડીને વર્તમાન દેહ સુધી સંઘરાઈ રહેલુ–એકઠું થયેલુ ભોગવ્યા વિનાનુ જે કર્મ તે **સંચિત.** આ દેહથી જન્મથી મરણ સુધી કરવામાં આવનારું કર્મ તે **ક્રિયમાણ** અને સંચિત કર્મ પૈકી જે કર્મના યોગથી હાલનો દેહ પ્રાપ્ત થયો છે તે **પ્રારબ્ધ** કર્મ.

**સત્**–જેનું અસ્તિત્વ છે તે અસ્તિત્વ.

**સત્તા**-અસ્તિત્વ, **સત્તાત્રય** જુઓ.

**સત્તાત્રય**–સત્તા એટલે અસ્તિત્વ, સત્તા ત્રણ પ્રકારની છે: **વ્યાવહારિક, પ્રાતિભાસિક** અને **પારમાર્થિક.** વ્યવહારમાં આપણે જેને સત્ય કહીએ છીએ એવા પદાર્થની સત્તા **વ્યાવહારિક** ગણાય. દાખલા તરીકે ઘટસત્તા, પટસત્તા વગેરે ભ્રમથી જણાતા પદાર્થની જે સત્તા તે **પ્રાતિભાસિક.** દાખલા તરીકે. રજ્જુસર્પ શુક્તિરજત વગેરે. સત્તા કેવળ એક બ્રહ્મવસ્તુની જે સત્તા તેને **પારમાર્થિક** સત્તા કહે છે.

**સત્ય અને મિથ્યા**–જે વસ્તુ ત્રિકાલાબાધિત હોય છે તે **સત્ય.** જે વસ્તુ વારંવાર બદલાયા કરે છે તે **મિથ્યા.**

**સત્ત્વગુણ**–સાત્ત્વિક જુઓ.

**સમુચ્ચયવાદી**–મોક્ષને માટે કર્મ અને એ બને સાધનોની જરૂર છે એવો મત ધરાવનારને સમુચ્ચયવાદી કહે છે.

**સવિકલ્પ સમાધિ અને નિર્વિકલ્પ સમાધિ**–જે સમાધિમા ધ્યાન (ધ્યાન કરનારો), ધ્યેય (ધ્યાન કરવાની વસ્તુ) અને ધ્યાન એ ત્રિપુટીનું સ્મરણ હોય છે તે. **સવિકલ્પ સમાધિ** અને જેમાં તેનું સ્મરણ હોતું નથી તે **નિર્વિકલ્પ સમાધિ.**

**સાંખ્ય**–પ્રકૃતિમાંથી જગતનુ નિર્માણ થયુ છે એવો મત. (દ્વૈત)

**સાત્ત્વિક, રાજસ અને તામસ**–સત્ત્વ, રજ અને તમ એ માયાના ત્રણ ગુણ છે અને મનના તે ઘટકાવયવો છે. જે સ્થિતિમા સુખ અને જ્ઞાનનો આવિર્ભાવ હોય છે તે **સાત્ત્વિક.** જે સ્થિતિમાં ક્રિયાની ધૂન લાગેલી હોય છે તે **રાજસ** અને જે સ્થિતિમાં આળસ, પ્રમાદ વગેરે વિકારો હોય છે તે **તામસ.** (वेराग्यं क्षांतिरौदार्यमित्याद्याः सत्त्वसंभवाः । कामक्रोधौ लोभयत्नावित्याद्या रजसोत्थिताः ॥ आलस्यभ्रांतितंद्राद्या विकारास्तमसोत्थिताः– પંચદશી, પંચમહાભૂત વિવેક: વૈરાગ્ય, ક્ષાતિ, ઔદાર્ય વગેરે સત્ત્વમાંથી પેદા થાય છે, કામ, ક્રોધ, લોભ, યત્ન વગેરે રજસમાંથી પેદા થાય છે અને આલસ્ય, ભ્રાંતિ, તંદ્રા વગેરે વિકારો તમસમાંથી પેદા થાય છે.)

**સાધક અને બાધક**–**સાધક** એટલે અનુકૂળ અને

**બાધક** એટલે પ્રતિકૂળ.

**સાપેક્ષ** અને **નિરપેક્ષ**–અન્ય પદાર્થ પર જેનો આધાર છે તે પદાર્થ કે વિષયને **સાપેક્ષ** કહે છે, અને આધાર વિના જેનું સ્વતંત્ર અસ્તિત્વ છે તેને **નિરપેક્ષ** કહે છે.

**સામાનાધિકરણ્ય**–આના બે પ્રકાર: એક **મુખ્ય સામાનાધિકરણ્ય** અને બીજું **બાધ સામાનાધિકરણ્ય.** બે વિશેષણોનુ જ્યારે એક સામાન્ય વિશેષ્ય હોય છે (બે વિશેષણો જે એક પદાર્થને લાગુ પડે છે) ત્યારે તેને **સામાનાધિકરણ્ય** કહે છે. દા. ત. 'શિવાજી પરાક્રમી રાજા હતા.' આ વાક્યમાં શિવાજી નામનો પુરુષ પરાક્રમી અને રાજા એવા બે વિશેષણોનો એક સામાન્ય વિશેષ્ય છે. આ **મુખ્ય સામાનાધિકરણ્ય.** 'આ સર્પ નથી, દોરડું જ છે.' એ વાક્યમાં સર્પનો બાધ કરીને તેનો અભાવ બનાવીને કેવળ દોરડું જ સમજવું, તે **બાધ સામાનાધિકરણ્ય.**

**સામાન્ય અંશ** અને **વિશેષ અંશ**–ભ્રમમાં બે અંશ હોય છે. **સામાન્ય** અને **વિશેષ.** વસ્તુ સાચી લાગે કે ખોટી તે જ્ઞાન કાળમાં કે અજ્ઞાન કાળમાં 'ઇદમ્' એટલે કે 'આ' એ સર્વ નામથી બતાવવામાં આવે છે. દા. ત. રજ્જુ–સર્પ. અહીં સર્પના ભ્રમ પહેલાં, ભ્રમ દરમિયાન અને ભ્રમ નાશ પામ્યા પછી આપણે 'આ' એવા દર્શક સર્વનામથી તેનો નિર્દેશ કરીએ છીએ. આવો નિર્દેશ કરેલો અંશ તે **સામાન્ય અંશ** અને વચ્ચે દેખાતો સર્પ તે **વિશેષ અંશ.**

**સુષુપ્તિ**–**જાગ્રત** જુઓ.

**સૂક્ષ્મદેહ**–દેહત્રય જુઓ.
**સોપાધિક ભ્રમ**–ભ્રમ જુઓ.
**સ્થૂલદેહ**–દેહત્રય જુઓ.
**સ્વગતભેદ**–ભેદત્રય જુઓ.
**સ્વપ્ન**–જાગ્રત જુઓ.
**સ્વરૂપજ્ઞાન**–વૃત્તિજ્ઞાન જુઓ.
**સ્વરૂપ લક્ષણ અને તટસ્થ લક્ષણ**–જે લક્ષણને પદાર્થમાંથી દૂર કરવામાં આવતાં પદાર્થ જ રહેતો નથી, તે **સ્વરૂપ લક્ષણ.** જે લક્ષણ બદલાયા કરે છે તે **તટસ્થ લક્ષણ.** સચ્ચિદાનંદ એ બ્રહ્મનું **સ્વરૂપ** લક્ષણ અને જેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ અને જેમાં તેની સ્થિતિ અને લય થાય છે તે બ્રહ્મનું **તટસ્થ લક્ષણ.**
**સ્વવ્યાઘાત** અથવા **વ્યાહતિ**–આ તર્ક સંબંધી એક દોષ છે. ઉદાહરણ: આંધળો જુએ છે, મૂંગો બોલે છે.
**સ્વસંવેદ્ય**–પોતાને સમજાતું અથવા સમજવા લાયક.

## (૨) અનુભવસિદ્ધ તત્ત્વો

૧. અજ્ઞાત વસ્તુનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી.
૨. પરિચ્છિન્ન-સીમિત-પદાર્થ ઇંદ્રિયગોચર હોય છે અને તેથી જ તે નાશવંત હોય છે.
૩. વસ્તુને જાણવા માટે જ્ઞાતા અને જ્ઞેય બંનેનો કાળ એક જ હોવો જોઈએ.
૪. ઉત્પત્તિ અને નાશવાળી વસ્તુ વિકારી હોય છે.
૫. વિકારી વસ્તુને વિકારનું જ્ઞાન હોતું નથી.

૬. જેને દેશપરિચ્છેદ ન હોય તેમાં ગતિનો સંભવ નથી.
૭. કર્તૃત્વ અને ભોક્તૃત્વ એ અંતઃકરણના ધર્મ છે.
૮ અતીન્દ્રિય વસ્તુ પર ક્રિયાનો વ્યાપાર થઈ શકતો નથી; કારણ કે ઇંદ્રિયો ક્રિયાનાં સાધનો છે.
૯. જે પદાર્થ જ્ઞાનનો વિષય થતો નથી તેને કોઈ પણ વિશેષણ લાગી શકતું નથી.
૧૦. જે વસ્તુ અનિત્ય હોય છે તે જડ (અચેતન) હોય છે.
૧૧. વિશિષ્ટ કારણથી વિશિષ્ટ કાર્ય ઉત્પન્ન થાય છે.
૧૨. સંયોગ થવા માટે સાવયવ (અંગોવાળી) વસ્તુની જ જરૂર રહે છે.
૧૩. સંયોગ વિનાનો સ્થૂલ પદાર્થ હોતો નથી.
૧૪. પ્રત્યેક અવયવી પદાર્થ વિનાશી હોય છે.
૧૫. પરસ્પર વિરુદ્ધ ધર્મ એક જ સ્થળે હોઈ શકતા નથી.
૧૬. નિમિત્ત વિના અચેતન પદાર્થમાં પ્રવૃત્તિ સંભવિત નથી.
૧૭. બે અથવા તેથી વધુ અપરિચ્છિન્ન વસ્તુ હોવાનો સંભવ નથી.
૧૮. પ્રત્યેક સગુણ પદાર્થ નાશ પામે છે.
૧૯. નિર્ગુણમાંથી સગુણની ઉત્પત્તિ સંભવતી નથી.
૨૦. પરિચ્છિન્ન પદાર્થ કાર્યમાં ગણાય છે અને કાર્યો નાશવંત હોય છે.
૨૧. જેને ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ છે તે પદાર્થ મિથ્યા છે.
૨૨. જે કર્તા હોય છે તે જ ભોક્તા હોય છે.
૨૩. આપણી સર્વ ઇંદ્રિયો ભ્રામક છે.
૨૪. આપણી ઇંદ્રિયોથી જાણી શકાય તે બધા પદાર્થો ગુણાત્મક છે.—(આ ગુણો ચોવીસ છે: રૂપ, રસ, ગંધ,

સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર.)

૨૫. શક્તિ પોતાના આશ્રયને વિષય બનાવી શકે નહિ.

૨૬. કારણથી નિરાળું એવું કાર્ય હોઈ શકે નહિ, એટલે કે તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી.

૨૭. જે વસ્તુ અનુભવાય છે અને જેની નિવૃત્તિ થાય છે તે ભાવરૂપ હોય છે.

૨૮. ભોગને ઉપદેશની જરૂર હોતી નથી.

૨૯. જ્યાં ઉદ્દેશ હોતો નથી ત્યાં અહંકાર પણ નથી હોતો.

૩૦. કાર્ય પછી કારણ સંભવતું નથી.

૩૧. કાર્ય કારણનુ આશ્રય બનતું નથી.

૩૨. પદાર્થની શક્તિ પદાર્થ સિવાય સ્વતંત્ર અસ્તિત્વવાળી હોતી નથી.

૩૩. જે કાર્યનો જે કર્તા હોય છે તેને તે કાર્યનું અને તેના ઉપાદાનનું સમગ્ર જ્ઞાન હોવા સિવાય તેનાથી તે કાર્ય કરી શકાતું નથી.

૩૪. જ્ઞાન અને અજ્ઞાન બુદ્ધિના ધર્મ છે.

૩૫. દુઃખ જેટલું અલ્પકાલિક હોય તેટલું તે વધુ સહ્ય બને છે.

૩૬. નિમિત્ત વિના પદાર્થનો નાશ કલ્પી શકાતો નથી.

૩૭. જે ઇચ્છાના ફળની બાબતમાં આગ્રહ હોય છે તે જ ઇચ્છા દુઃખનું કારણ બને છે.

૩૮. અહંકારનું મૂળ અજ્ઞાન છે.

૩૯. પ્રકાશકને પ્રકાશ્ય પદાર્થ ઢાંકી શકતો નથી.

૪૦. વસ્તુનો સ્વભાવ તેના સ્વરૂપથી ભિન્ન નથી હોતો.

૪૧. વિષયસુખ થવા માટે ઇચ્છા અને વિષય એ બંનેનો યોગ થવો જોઈએ.

૪૨. અશક્ય વાતની વિધિ સંભવતી નથી.

દુઃખરૂપ જ હોય છે.

ી ઇચ્છા થયા વિના તે પ્રાપ્ત થતી નથી.

દશ્ય પદાર્થો સ્વતંત્ર અસ્તિત્વથી રહી

તા છે ત્યાં દુઃખ હોવું જ જોઈએ.

ઇચ્છા થતી નથી અને ઇચ્છા વિના કર્મ

માં) અને અંતમાં (છેવટે) જે વસ્તુ

ામા પણ હોય છે. (आदावन्ते च यद्भाति

था)

ને વ્યભિચારી હોઈ બદલાતું રહે તે

છે.

ત્વનો ઇન્કાર કરે એવો કોઈ મનુષ્ય

દાર્થમાંથી જેટલા પ્રમાણમાં સુખ પ્રાપ્ત

ર્ પર તેટલા પ્રમાણમાં તેનો પ્રેમ હોય

ય છે.

તે તે જડ છે.

બની શકે નહિ.

ાક પદાર્થો મનોમય છે.

સ્તુમાં અંશ કલ્પી શકાતા નથી.

૫૬. પ્રારબ્ધ કર્મનો ક્ષય ભોગ વિના થતો નથી. (આ તત્ત્વ શાસ્ત્રસંસ્કાર વિના પ્રત્યેક મનુષ્ય માટે જો કે અનુભવસિદ્ધ નથી; તોપણ ખૂબ પ્રચારમાં હોવાથી અમે અહીં આપ્યું છે.)

૫૭. જ્યારે બે વ્યક્તિના વિષયો ભિન્ન હોય છે, ત્યારે તેમનામાં કજિયાનું કંઈ જ કારણ રહેતું નથી.

૫૮. વસ્તુ મિથ્યા કરવાથી નાશ પામે છે એવું કંઈ નથી.

૫૯. વર્ણાશ્રમનો જેને અહંકાર હોય છે તેને જ વિધિ નિષેધોનો ડર હોય છે.

## (૩) સ્વીકાર પામેલા વિષયો

નીચે આપેલા વિષયો સ્વીકાર પામેલા છે:–

૧. (૧) જીવ, (૨) ઈશ્વર, (૩) બ્રહ્મ, (૪) જીવ અને ઈશ્વર વચ્ચેનો ભેદ, (૫) અવિદ્યા અને (૬) અવિદ્યા અથવા માયા સાથે બ્રહ્મનો યોગ: આ છ વિષયો અનાદિ છે.

૨. બ્રહ્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી વ્યાવહારિક અસ્તિત્વ સાચું છે.

૩. વેદ, શાસ્ત્રો અને સાધુસંતોનાં વચનો પર વાચકોની પૂર્ણ શ્રદ્ધા છે.

૪. કર્મપરંપરા અને જન્મપરંપરાનો પ્રવાહ અનાદિ છે.

# પ્રકરણ ૨

## પ્રમાણમીમાંસા

( એકંદર આઠ સિદ્ધાંતો )

સિ. ૧. મનુષ્યની બુદ્ધિ આત્મજ્ઞાનને વિષે સ્વભાવતઃ ભ્રમિષ્ટ છે.

સિ. ૨. વેદ અનાદિ અને અપૌરુષેય છે.

સિ. ૩. અતીન્દ્રિય જ્ઞાનની બાબતમાં વેદવાક્ય પર વિશ્વાસ રાખવો યોગ્ય છે.

ઉપસિદ્ધાંત—પોતાને જેનું જ્ઞાન ન હોય એવી બાબતમાં અનુભવી આપ્ત પુરુષના વચન પર વિશ્વાસ રાખીને તે પ્રમાણે વર્તન કરવું યોગ્ય છે.

સિ. ૪. વેદમાં વિષયભોગ સંબંધે જે વિધિવચનો છે તે બધાં નિવૃત્તિપરક સમજવાં, પ્રવૃત્તિ માટે ન સમજવાં.

સિ. ૫. ઈશ્વરે બનાવેલી ઇંદ્રિયો જન્મથી જ બહિર્મુખ છે.

સિ. ૬. જે પદાર્થનું જ્ઞાન જે ઇંદ્રિયથી થાય છે તે પદાર્થના અભાવનું જ્ઞાન થવા માટે પણ તે જ ઇંદ્રિય જોઈએ.

સિ. ૭. પ્રત્યક્ષ પ્રમાણ પાંગળું છે.

સિ. ૮. અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ આ ચાર પ્રમાણો પણ પાંગળાં ઠરે છે.

## સિદ્ધાંત-૧

### મનુષ્યની બુદ્ધિ આત્મજ્ઞાનના વિષયમાં સ્વભાવથી જ ભ્રમિષ્ટ છે

**चित्ताचा स्वभावचि ऐसा आहे ।**
**अवस्तूसी वस्तुत्वें पाहे ॥**

ચિત્તનો સ્વભાવ જ એવો છે કે તે અવસ્તુમાં વસ્તુત્વને જુએ છે.

દ્રષ્ટા એટલે જોનારો અને દૃશ્ય એટલે જોવાનો વિષય. એ બે વસ્તુઓ એક બીજાથી તદ્દન વિરુદ્ધ છે. દ્રષ્ટા દૃશ્ય હોઈ શકતો નથી અને દૃશ્ય દ્રષ્ટા હોઈ શકતું નથી. તે જ પ્રમાણે આ બે વસ્તુના ધર્મો પણ એકબીજાથી તદ્દન વિરુદ્ધ છે. એકનો ધર્મ બીજાને લાગુ કરી શકાતો નથી. દ્રષ્ટાને 'હું' એ સર્વનામ લાગે છે અને દૃશ્યને 'આ' અથવા 'તું' સર્વનામો લાગે છે. 'હું' કદી 'તું' થવાનું નથી અને 'તું' કદી 'હું' નહિ થાય. દ્રષ્ટા તે દ્રષ્ટા જ અને દૃશ્ય તે દૃશ્ય જ રહે છે. દ્રષ્ટાને દૃશ્ય કહેવાથી અને દૃશ્યને દ્રષ્ટા કહેવાથી કર્મકર્તૃત્વ વિરોધરૂપ દોષ આવે છે. આમ આ અનુભવસિદ્ધ બાબત હોવાથી એકબીજાનો એકબીજા પર આરોપ કરવો એ ભ્રમ છે. પણ મનુષ્યની બુદ્ધિ જોતાં તો તેમાં આ ભ્રમ સ્વાભાવિક જ જોવામાં આવે છે. ઉદાહરણ: આ શરીરાદિ હું, આ મારું, હું બળવાન, હું-નિષ્ફળ, હું આંધળો, હું દેખતો, એમ મનુષ્ય હમેશાં બોલતો હોય છે. આ પ્રમાણે દૃશ્યરૂપ શરીરના ધર્મોને તે પોતાના પર ભ્રમથી આરોપિત કરે છે પરંતુ આમ બોલવું એ ખરી રીતે તો ગાંડા માણસના બકવાદ જેવું છે. આ ભ્રમનું કારણ ઉપર કહેલા દ્રષ્ટા અને દૃશ્ય વચ્ચેના તમઃપ્રકાશવત (અંધકાર

અને પ્રકાશ વચ્ચેના અત્યંત વિરોધને ન ઓળખાવો તે જ છે. આ ભ્રમને વળગી રહીને આપણો બધો વ્યવહાર ચાલી રહ્યો છે; પછી તે લૌકિક હોય કે શાસ્ત્રીય હોય. આને જ શાસ્ત્રમાં **અવિદ્યા** અથવા **અજ્ઞાન** કહેવામાં આવે છે. **તેથી આ ભ્રમ મનુષ્યની બુદ્ધિમાં સ્વાભાવિક છે.**

## સિદ્ધાંત-૨

### વેદ અનાદિ અને અપૌરુષેય છે

**अस्य महतो भूतस्य निःश्वसितं तद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरसः ।**

આ જે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ છે તેઓ મહદ્ભુતપરમાત્માના નિ:શ્વાસ છે　　　　—શ્રુતિ

**तमेव वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति ॥**

વેદોના. યોગ્ય વચનોથી જ્ઞાનીઓ તેને જ જાણવાની ઇચ્છા કરે છે.　　　　—શ્રુતિ

મનુષ્યે કરેલી કૃતિને પૌરુષેય કહે છે. તેનાથી જે કૃતિ ન થઈ શકે તેને અપૌરુષેય એટલે કે ઈશ્વરકૃતિ કહે છે. વેદ અનાદિ અને અપૌરુષેય છે એવા સિદ્ધાંત સામે કેટલાક લોકોનો આક્ષેપ એવો છે કે વેદ એક વાક્યસમુદાય છે. અને વાક્ય મનુષ્ય સિવાય ઉત્પન્ન થવુ અશક્ય છે તેથી વેદ પણ વાક્યરૂપ હોવાથી મનુષ્યનિર્મિત જ હોવા જોઈએ. આ આક્ષેપનુ-શંકાનુ સમાધાન આ પ્રમાણે છે:

૧. જગતમાં જે જે ગ્રંથ ઉપલબ્ધ છે તેમના કર્તાના નામ અને તેમનો નિર્માણકાળ મોટે ભાગે જાણીતો હોય છે. પરંતુ વેદ કોણે બનાવ્યા અને ક્યારે બનાવ્યા તેનો

નિશ્ચયાત્મક નિર્ણય આજ સુધી થયો નથી, તેથી તે અનાદિ અને અપૌરુષેય છે એમ કહેવું અનુચિત જણાતું નથી.

૨. આધુનિક વિદ્વાનોનો એવો મત છે કે સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથી જ્ઞાનની સતત વૃદ્ધિ થતી રહી છે. આ પરથી જોતાં જેટલા પ્રમાણમાં પ્રાચીન કાળ એટલા પ્રમાણમાં અજ્ઞાન હોવું જોઈએ. મનુષ્યના એવા અજ્ઞાન કાળમાં પણ અસ્તિત્વમાં હતા એવા વેદોમાં આપેલા શાસ્ત્રીય પ્રમેયો સિદ્ધાંતો અત્યંત સત્ય અને અખંડનીય હોવાથી તે મનુષ્ય કૃતિની મર્યાદાની બહારના છે એમ માનવું પડે છે.

૩. વેદોને 'શ્રુતિ' કહે છે, 'શ્રુતિ' શબ્દ પરથી જ એમ જણાય છે કે વેદ પ્રથમ આકાશવાણીરૂપે પ્રાચીન ઋષિઓના કાને પડ્યા અને તેમની પાસેથી તેના પઠનની પરંપરા પણ આજ સુધી કર્ણોપકર્ણ ચાલી આવેલી જણાય છે. દક્ષિણમાં આજે પણ વેદપઠનની પદ્ધતિ પ્રચારમાં છે. આથી આધુનિક મત પ્રમાણે પ્રાચીન કાળમાં લેખન પદ્ધતિ પ્રચારમાં હતી કે કેમ એ શંકા છે. આ હકીકત પરથી ઉપરના સિદ્ધાંતને સારી એવી પુષ્ટિ મળે છે.

૪. ઉત્તમ કવિઓને જે કાવ્યસ્ફૂર્તિ થાય છે તે બુદ્ધિપૂર્વક થયેલી હોતી નથી. કરેલી કવિતા કેટલી નિઃસત્વ છે તે રસિકજનોને કહેવાની જરૂર નથી. આથી જ આપણા તુકારામ જેવા આદિ કવિઓ પોતાના કાવ્યકર્તૃત્વના અભિમાનને પોતાના માથે લેતા નથી, કર્તાપણાનું અભિમાન ધરતા નથી. તેઓ કર્તૃત્વ પોતાના ઉપાસ્ય દેવને સોંપી દે છે. એટલા માટે મનુષ્યના હૃદયમાં જે કંઈ આત્મસ્ફુરણાઓ થાય છે તેમને મનુષ્યકૃતિ ન કહેતાં ઈશ્વરકૃતિ જ કહેવી યોગ્ય લાગે છે. આ ન્યાય પ્રમાણે વેદોમાંનાં સિદ્ધાંત–વાક્યો

પણ સ્વતઃસ્ફૂર્તિના જ હોવાથી તેમને **અપૌરુષેય** અને **અનાદિ** કહેવાં એ જ ઉચિત છે. પ્રત્યેક સ્ફૂર્તિની શરૂઆત જણાતી હોવા છતા તેને અનાદિ શી રીતે કહેવી? એ શંકાનુ સમાધાન એવું છે કે સ્ફૂર્તિ સત્યસિદ્ધાંતગર્ભિત હોય તો તે સ્ફૂર્તિનો જે વિષય તે સત્ય આનાદિ જ હોવો જોઈએ. કારણ કે પ્રત્યેક સત્ય **અનાદ્યંત** (આદિ અને અત વિનાનું) હોય છે.

ઉપરની આદિ–અંતરહિત યુક્તિ પરથી વેદનુ અનાદિત્ય અને અપૌરુષેયત્વ સહેલાઈથી સિદ્ધ થયુ. પણ તે નિર્વિવાદ સિદ્ધ થયુ છે એમ કહી શકાય નહિ. એ માટે નીચેની પાચમી ઉત્પત્તિ (યુક્તિ) આપી છે.

૫. વેદોના ત્રણ કાડ છે: **કર્મકાંડ, ઉપાસનાકાંડ** અને **જ્ઞાનકાંડ.** કર્મકાડનો ઉદ્દેશ ચિત્તના મલનું ક્ષાલન છે, ઉપાસના કાડનો ઉદ્દેશ ચિત્તની એકાગ્રતા અને જ્ઞાન કાંડનો ઉદ્દેશ અજ્ઞાનને દૂર કરવાનો છે. પહેલા બે કાડ ત્રીજા છેટલા કાંડને સહાયક છે. અજ્ઞાનની નિવૃત્તિનુ ફળ મોક્ષ છે. આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ કરી લેવી એ જ બધા વેદોનુ તાત્પર્ય અને પ્રયોજન છે. માટે જેનાથી આ જ્ઞાન પ્રાપ્ત થાય છે એવા ઉપનિષદમાના મહાવાકયો જ વેદનો સાર છે એમ કહેવુ જોઈએ. આ મહાવાકયોમાંનું મુખ્ય વાકય ‘तत्त्वमसि’ આ છે. એટલે બધા વેદોનો સાર આ ‘तत्त्वमसि’ વાક્ય છે તે જ તત્ત્વદ્રષ્ટિએ વેદ આ નામને પાત્ર છે. આ બાબત આગળ આપેલા નદીના દ્દષ્ટાંત પરથી સિદ્ધ થાય છે.

આપણે ભાગીરથી જેવી નદી લઈએ, તેનુ ખરું સ્વરૂપ કયુ તેનો વિચાર કરીએ તો તેના ઉગમસ્થાન ગંગોત્રીમાથી

તેનો જે પવિત્ર સૂક્ષ્મ પ્રવાહ શરૂ થાય છે તેજ ખરી ભાગીરથી છે એમ જણાઈ આવશે. કારણ કે ઉગમસ્થાનથી આગળ નદીનુ સ્વરૂપ જે પ્રમાણે ફેલાઈને વિશાળ થતું જાય છે તેમા અનેક વહેળાઓ–નાના ઝરણાઓ અને ગટરમાંનુ ગદુ પાણી પણ ભળેલ હોય છે, તેથી તે વિશાળ પટને ખરી નદી કહી શકાય નહિ, તે જ પ્રમાણે વેદોનું જે વિશાળ સ્વરૂપ આજે આપણી નજરે પડે છે તે ખરા વેદ નથી, (આ પરથી ઋગ્વેદાદિ બધા વેદ અવિશ્વસનીય છે એવો અમારો આશય છે એમ માનવુ નહી, પણ દૂધનુ જેમ માખણ એ સાર છે તેમ મોક્ષ આપનાર ' तत्त्वमसि ' વાક્ય બધા વેદોનો સાર છે એવો અમારો આશય સમજવો.) એટલા માટે વેદોનુ પરમ પ્રયોજનરૂપ મોક્ષને આપનાર ' तत्त्वमसि ' મહાવાક્ય જ ખરો વેદ છે. તેથી આ મહાવાક્યનો અર્થ ગુરુમુખથી સમજ્યા વિના કોઈ પણ મનુષ્યને સ્વતત્રપણે તેનુ જ્ઞાન થવુ અશક્ય છે, આ વાત સિદ્ધ થવાથી વેદની અપૌરુષેયતા પણ આપમેળે જ સિદ્ધ થઈ જાય છે, એમ કહેવામા હરકત નથી વેદોની અપૌરુષેયતા કઈ રીતે સિદ્ધ થઈ એમ પૂછવામા આવે તો મનુષ્યની બુદ્ધિ અને ઇદ્રિયો બહિર્મુખ અને પરિચ્છિન્ન (મર્યાદિત) હોવાથી તેમના દ્વારા જગતમાના જ્ઞેય, અથવા દૃશ્ય પદાર્થ સિવાય બીજો કોઈ પણ પદાર્થ જાણી શકાતો નથી (પ્ર ૨. સિ. ૧) મોક્ષ આપનારુ જ્ઞાન એટલે બ્રહ્મ અથવા આત્મા સત્ય અને જગત મિથ્યા છે એમ નિશ્ચયપૂર્વક સમજવું તે છે, તે બે પૈકી જગત મિથ્યા છે તે કદાચિત્ મનુષ્યને સ્વતંત્રપણે સમજવાનો સભવ છે, કારણ કે આ બાબતમા મનુષ્યના વિચારનો પ્રવાહ એવો છે કે જે જે દૃશ્ય અથવા

જ્ઞેય વસ્તુઓ છે તે બધી આગમાપાયી (ઉત્પત્તિ અને વિનાશશીલ) હોવાથી નાશવંત એટલે અસત્ય છે. આ રીતે બધા દશ્ય અને જ્ઞેય પદાર્થો મિથ્યા ઠરવાથી ને તેનાથી ઇતર સત્ય છે એમ નિશ્ચય કરવા માટે મનુષ્યની બુદ્ધિને માટે બીજો કોઈ પદાર્થ બાકી રહેતો નથી. આ કારણથી તેની બુદ્ધિ કુંઠિત થઈ રહે છે, એટલા માટે તેના વિષે બીજા અનુભવી માણસ પાસે જઈને તેને પૂછયા વિના તેના માટે બીજો કોઈ માર્ગ રહેતો નથી. માનવી બુદ્ધિનો સ્વભાવ જ આવો હોવાથી સૃષ્ટિક્રમમાં જે પ્રથમ પુરુષ (દા. ત. બ્રહ્મા) થયો; તે દેવ અને મનુષ્યથી ઇતર હોવાથી તેના કરતાં યે કોઈ શ્રેષ્ઠ તત્ત્વે 'આત્મા અન્ય છે અને તે તું જ છે એવું જ્ઞાન તેને આપ્યા વિના આત્મા અન્ય છે અને તે હુ જ છું'' એવું જ્ઞાન તેને પ્રાપ્ત થવું અશક્ય છે. આ વાતને માટે ભાગવતમાંનુ **હંસગીત** પ્રમાણ છે. આમા બ્રહ્મા આત્મસ્વરૂપ શોધી શોધીને થાકયા પછી સાક્ષાત્ ભગવાને હંસરૂપ ધારણ કરીને તેમને જ્ઞાનોપદેશ કર્યો છે. આમ આ જ્ઞાનની ગુરુપરંપરા શોધતા શોધતા જઈએ તો તે ઈશ્વર સુધી પહોચે છે. 'तत्त्वमसि' આ મહાવાકયનો અર્થ 'તું તે છે' એટલે કે, 'હે શિષ્ય, સમગ્ર જગતનુ અધિષ્ઠાન જે સત્યજ્ઞાનાનંત બ્રહ્મ છે તે જ તું છે, એટલે કે તે બ્રહ્મ તું છે એવો ગુરુએ શિષ્યને ઉપદેશ કર્યો છે, તેથી આ વાકય સાક્ષાત્ ઈશ્વરના મુખમાથી નીકળ્યુ છે એટલે કે તે વાક્ય શરીર વિનાની વાણીનુ જ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી, અને આ વાકય બધા વેદનો સાર હોવાથી **વેદ અનાદિ અને અપૌરુષેય છે.** આ વાત શંકા વગર સિદ્ધ થઈ ગઈ.

## સિદ્ધાંત–૩

### અતીંદ્રિય જ્ઞાનની બાબતમાં વેદવાક્ય પર વિશ્વાસ રાખવો યોગ્ય છે

**नैषा तर्केण मतिरापनेया।**

અભેદદર્શી આચાર્યે ઉપદેશેલા આત્મામાં ઉત્પન્ન થયેલી જે આ શાસ્ત્રપ્રતિપાદ્ય આત્મવિષયક મતિ છે તે વિતર્કમાત્રથી પ્રાપ્ત થવા યોગ્ય નથી.

–શ્રુતિ

**रूपाणामवलोके चक्षुरिवान्यन्न कारणं दृष्टम्।**
**तद्वददृष्टावगतौ वेदवदन्यो न वेदको हेतुः॥**

વસ્તુના રૂપને–આકારને જોવા માટે નેત્ર વિના બીજું કોઈ કારણ જોવામાં આવ્યું નથી તેવી જ રીતે અદષ્ટિ અને અગતિ અર્થાત્ મધ્યમ અધિકારી શિષ્ય માટે અને અમુક વિષયમાં પ્રવેશ ન થતો હોય તો તે થવા માટે વેદના જેવો બીજો કોઈ વેદક–જણાવનારો હેતુરૂપ નથી. –શંકરાચાર્યકૃત સ્વાત્મનિરૂપણ, શ્લોક ૪૮

લોકોમાં આસ્તિક અને નાસ્તિક એવા બે વર્ગ છે. આસ્તિક વર્ગના લોકો વેદના પ્રમાણ પર વિશ્વાસ રાખે છે. નાસ્તિક વર્ગના લોકો વેદને માનતા નથી. આમાંથી કયો પક્ષ ગ્રાહ્ય છે તેનો વિચાર અહીં કરવો જરૂરી છે.

એવી કલ્પના કરો કે, બે યુવાન મિત્રો એક ઘોર અંધારી રાતે અવાવરુ માર્ગે થઈને કોઈ કામ માટે ઉઘાડા પગે જવા નીકળ્યા. ત્યારે ત્યાં બેઠેલા એક અનુભવી વૃદ્ધ માણસે તેમને એવી શિખામણ આપી કે, 'ભાઈઓ, આવા વખતે ખુલ્લા પગે જવું ઉચિત નથી, જોડા પહેરી લ્યો.' આ સાંભળીને તેમનામાંના એક યુવાને વૃદ્ધના કહેવા પ્રમાણે વર્તન કર્યું, જ્યારે બીજો યુવાન ખુલ્લા પગે જ

આગળ ચાલવા લાગ્યો. તેઓ થોડેક દૂર ગયા એટલામાં જ ભોગજોગે ઉઘાડા પગે ચાલનારાના પગે વીંછી કરડ્યો. જો વીંછી કરડ્યો ન હોત તો નફા-નુકસાનની બાબતમાં બન્નેની સ્થિતિ સરખી જ રહેત; પરંતુ પેલા અનુભવી માણસનો ઉપદેશ ન માનવાને કારણે ખુલ્લા પગે ચાલનારાને વીંછીના દંશની વેદના ભોગવવી પડી અને પશ્ચાત્તાપ કરવો પડ્યો તે જુદો. આ લૌકિક દૃષ્ટાંત પ્રમાણે જ અતીંદ્રિય વિષય એટલે કે જે વિષય ઇંદ્રિયોથી સમજાય એવો નથી તે બાબતમા પણ આ જ સ્થિતિ છે. ઇંદ્રિયાતીત વિષયો એટલે ઈશ્વર, બ્રહ્મ, આત્મા, સ્વર્ગ, નરક વગેરે ગણાય છે. આસ્તિકો એમ કહે છે કે, સ્વર્ગ-નરકાદિક વાતો કે જે માનવી બુદ્ધિની મર્યાદાની બહારની છે તે ઈશ્વરપ્રણીત વેદોમાં કહેલી હોવાથી તેના પર વિશ્વાસ રાખીને વેદાજ્ઞાનુસાર વર્તન રાખવું એ યોગ્ય છે. નાસ્તિક લોકો પણ તે જ કારણ દર્શાવીને એટલે કે વેદમાંની સ્વર્ગ-નરક વગેરે વાતો મનુષ્ય બુદ્ધિની મર્યાદાની બહારની છે એમ કહીને વેદને ન ગણકારતાં ફાવે તેમ વર્તે છે.

આ બન્ને મતોનો વિચાર સૂક્ષ્મ રીતે કરતાં આસ્તિકોનો જ મત ગ્રાહ્ય છે એમ ઠરે છે, તે આગળના વિવેચન પરથી ધ્યાનમાં આવશે.

મરણ પછી સ્વર્ગ-નરક છે કે નહિ તે આસ્તિક પણ જાણતો નથી ને નાસ્તિકને પણ તેની ખબર નથી. હવે કલ્પના કરો કે નાસ્તિક અને આસ્તિક બન્નેનું મરણ થયુ. આવા પ્રસંગે જો વેદોક્ત સ્વર્ગ-નરક ખોટાં ઠર્યાં તો બન્નેની સ્થિતિ સરખી જ રહેવાની એટલે કે કોઈને લાભે નથી

કે નુકસાન પણ નથી. પરંતુ એમ સમજો કે, સ્વર્ગ—નરક સાચા ઠર્યા તો નાસ્તિકને પોતે ચોક્કસપણે ફસાયો એમ ખાતરી થતાં પશ્ચાત્તાપ થશે, એટલું જ નહીં પણ મરજી પ્રમાણે કરેલા વર્તનના ફળ તરીકે નરકવાસ ભોગવવો પડશે, જ્યારે આસ્તિકને સદાચરણના ફળ તરીકે સ્વર્ગ વાસ મળશે આ ધર્મ—અધર્મનાં પરલોકનાં ફળ થયાં. આ લોકની દૃષ્ટિએ વિચાર કરતાં પણ જણાઈ આવશે કે, વેદ ઉપર વિશ્વાસ રાખનારની યોગ્યતા વધુ છે. એની યોગ્યતા વધારે કઈ રીતે છે એમ પૂછવામાં આવે તો વેદોની આજ્ઞા નીતિની વિરુદ્ધ કદી નહિ હોવાથી તે પ્રમાણે વર્તન કરનાર મનુષ્ય જગતમા પૂજ્ય અને સુખી થાય છે અને તેનો વિરોધી જે નાસ્તિક તે પોતાના ભ્રષ્ટાચરણથી દુઃખ ભોગવીને લોકોની નિંદાને પાત્ર બને છે. આમ એકના બન્ને લોક–ઈહ અને પર-સધાય છે, જ્યારે બીજો બન્નેમાં અટવાયા કરે છે. આથી એ સિદ્ધ થાય છે કે, **અતીંદ્રિય જ્ઞાનની બાબતમાં વેદવાક્ય ઉપર વિશ્વાસ રાખવો ઉચિત છે.**

## ઉપસિદ્ધાંત

**પોતાને જેનું જ્ઞાન ન હોય એવી બાબતમાં અનુભવી આપ્ત પુરુષના વચન પર વિશ્વાસ રાખીને તે પ્રમાણે વર્તન કરવું યોગ્ય છે.**

## સિદ્ધાંત–૪

### વેદમાં વિષયભોગ સંબંધે જે વિધિવચનો છે તે બધાં નિવૃત્તિપરક સમજવાં, પ્રવૃત્તિ માટે ન સમજવાં

लोके व्यवायामिषमद्यसेवा नित्यास्ति जंतोर्नहि तत्र चोदना।
व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा॥

માંસભક્ષણ કરવામા તથા મદ્યપાન અને મૈથુનના સેવનમાં માણસોની નિત્ય પ્રવૃત્તિ જોવામાં આવે છે. આ વિષયોના આચરણ માટે તેમને કહેવું પડતું નથી; પરંતુ યજ્ઞ વગેરે તથા લગ્નાદિ ક્રિયાઓ કરવાની કહીને પ્રસ્તુત વિષયોની પ્રવૃત્તિ પર ચાંપ રાખવાના આશયથી એમની નિવૃત્તિને જ ઇષ્ટ માનવામાં આવી છે.

–ભાગવત સ્કંધ ૧૧, અ. ૫

આવાં વાક્યો પ્રવૃત્તિપરક (જે તે વિષયમાં પ્રવૃત્ત થવા માટે) સમજવામાં આવે તો વિષયલંપટ પુરુષો માટે તો વેદોની એ આજ્ઞા 'ભાવતું'તું ને વૈદે કહ્યું' એવી થવાથી તેમનો ઉપયોગ પોતાની વિષયવાસના વધારવા તરફ જ કરવામાં આવે છે. વિધિ(કરવા યોગ કાર્યો)માં સામાન્યતઃ બે પ્રકાર છે: એક **અપૂર્વવિધિ** અને બીજો **નિયમવિધિ** અથવા **પરિસંખ્યાવિધિ.** જે કર્મમાં મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ હોતી નથી તે કર્મ કરવાની બાબતમાં જે વિધિ હોય તે **અપૂર્વવિધિ.** દા. ત. બ્રાહ્મણે નિત્યનિયમપૂર્વક સંધ્યા કરવી તે **અપૂર્વવિધિ.** કારણ કે સંધ્યા કરવાની બાબતમાં માણસની સ્વાભાવિક પ્રવૃત્તિ હોતી નથી. જે કર્મ કરવા વિષે મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે તે કર્મ કરવા માટેનો જે વિધિ તે **પરિસંખ્યાવિધિ.** દા. ત. ઋતુકાળ વખતે પત્નીગમન કરવું. આ વાક્ય ઉપર ઉપરથી જોતાં પ્રવૃત્તિપરક

(પ્રવૃત્ત થવાની આજ્ઞા જેવું) લાગે છે. પરંતુ વાસ્તવમાં તે નિવૃત્તિપરક (નિવૃત્ત રહેવાની આજ્ઞા જેવું) છે; કારણ કે સ્ત્રીસંગ જેવા કાર્યમાં પુરુષની સ્વાભાવિક જ પ્રવૃત્તિ હોવાથી તે પ્રવૃત્તિ કરો એમ કોઈને જ કહેવાની જરૂર હોતી નથી. આ બાબતમાં જે કંઈ કહેવાનું છે તે આ વિષયમાંથી નિવૃત્ત થવા માટે જ કહેવું જોઈએ. આથી વિવાહવિધિ અને યજ્ઞયાગાદિ વગેરે મર્યાદાઓ બાંધીને સ્ત્રીસંભોગ, માંસભક્ષણ, મદ્યપાન વગેરે બાબતોનું વેદે નિયમન જ કર્યું છે એમ સમજવું જોઈએ. માટે ઋતુકાળે સ્ત્રીસંભોગ કરવો વગેરે વેદાજ્ઞાઓનો હેતુ મનુષ્યની સ્વૈર-સ્વચ્છંદ વૃત્તિને સ્પષ્ટપણે તાબામાં રાખવાનો ને બંધનમાં નાખવાનો જ છે.

આ વાત અહીં આપેલા દષ્ટાંત પરથી સારી રીતે ધ્યાનમાં આવશે. તાવના રોગથી પીડાતા મનુષ્યને માટે પાણી પીવાની પ્રવૃત્તિ સ્વાભાવિક હોય છે. પરંતુ તેને માટે નિયંત્રણરૂપ 'પાણી ન પીવું' એ જ ક્રિયા હિતાવહ-લાભકારી છે, પણ તેમ છતાંય પાણી બિલકુલ જ ન પીવું એવી વૈદ્યની આજ્ઞાને તે સાંભળતો નથી. એટલા માટે વૈદ્ય તેને પાણી થોડું થોડું ગરમ કરીને પીવાનું કહે છે. આમ કરવાનો હેતુ રોગીની પાણી પીવાની સ્વૈરવૃત્તિને નાથવાનો છે. અહીં જેમ વૈદ્યની ગરમ કરીને પાણી પીવાની આજ્ઞા નિવૃત્તિપરક (નિવૃત્તિ તરફ ઝોકવાળી) છે તેમ **વેદમાં જે વિધિવાક્યો છે તે બધાં નિવૃત્તિપરક (નિવૃત્તિ તરફ લઈ જનારાં) સમજવાં, પ્રવૃત્તિપરક (પ્રવૃત્તિ તરફ લઈ જનારાં) ન સમજવાં.**

## સિદ્ધાંત-૫

### ઈશ્વરે ઇન્દ્રિયોને બનાવીને જન્મથી જ તેમને બહિર્મુખ કરેલી છે.

**पराञ्चिखानि व्यतृणत् स्वयंभूः ।**

જે પગક્ અર્થાત્ બહારની બાજુ અંચન એટલે કે ગમન કરે છે તેમને 'પરાચિ' (બહાર જનારી) કહેવામા આવે છે. છિદ્રોને 'ખ' કહેવામા આવે છે. તેમનાથી ઉપલક્ષિત શ્રોત્ર વગેરે ઇદ્રિયોને 'ખાનિ' કહેવામાં આવી છે. તેઓ બહિર્મુખ થઈ ને જ શબ્દાદિ વિષયોને પ્રકાશિત કરવા માટે પ્રવૃત્ત થયા કરે છે, તેઓ આવા પ્રકારની હોવાથી સ્વયભૂ–પરમેશ્વરે તેમને હણી નાખી છે. –શ્રુતિ

કાન, ચામડી, આંખ વગેરે પાંચ ઇદ્રિયોને ઈશ્વરે અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ વગેરે પાંચ વિષયો સોંપી દીધા છે. આ વિષયો તો દેહની બહાર છે. તેમની પ્રત્યે પાચેય ઇદ્રિયોનાં મુખ વળેલાં હોવાથી તેમને બહિર્મુખ કહે છે. અને જેમનાં મુખ વિષય છે તેમની પીઠ આત્મા તરફ હોવી જ જોઈએ. આથી આ ઇદ્રિયોને આત્મા દેખાતો નથી; કારણ કે 'ઇદમ્'–'આ' સર્વનામથી બતાવવા જેવા જે પદાર્થો છે તે માત્ર ઇદ્રિયોનો વિષય થાય છે. આથી આત્માને ઇદંવૃત્તિથી (અમુક છે એમ બતાવવાની રીતથી) જાણવાનું અશક્ય હોવાથી તેનાં દર્શન ઇદ્રિયોને થતાં નથી. મનની સહાયતા વિના ઇદ્રિયોને જ્ઞાન થતું નથી. આથી શાસ્ત્ર કહે છે કે મન છઠ્ઠી ઇદ્રિય છે. માટે જે પ્રમાણે આત્મા ઇદ્રિયોથી ઓળખાતો નથી તેમ મનથી પણ ઓળખાતો નથી. આથી મન સહિત સર્વ **જ્ઞાનેન્દ્રિયો ઈશ્વરે સ્વભાવથી જ બહિર્મુખ બનાવી છે (એ સિદ્ધ થાય છે).**

## સિદ્ધાંત–૬

### જે પદાર્થનું જ્ઞાન જે ઇંદ્રિયથી થાય છે તે પદાર્થના અભાવનું જ્ઞાન થવા માટે પણ તે જ ઇંદ્રિય જોઈએ

પ્રકાશનુ જ્ઞાન આંખથી થાય છે માટે તેના અભાવનું જ્ઞાન થવા માટે પણ આંખ જ જોઈએ. અમુક ઓરડીમાં પ્રકાશ નથી, અંધકાર જ છે એ બાબત આંધળાને કદી સમજાશે નહિ, પ્રકાશનું જ્ઞાન હશે તો જ તેને અંધકારનું જ્ઞાન થશે, તેજ પ્રમાણે ઘડિયાળના ટકોરાનો અવાજ સંભળાય છે કે નહીં તે સમજવું બહેરા માટે અશક્ય છે. આ દાખલા ઉપરથી ઉપરનું સિદ્ધ કરવાનું તત્ત્વ આપોઆપ જ સિદ્ધ થઈ જાય છે, તેથી **જે પદાર્થનું જ્ઞાન જે ઇન્દ્રિય-થી થાય છે તે પદાર્થના અભાવનું જ્ઞાન થવા માટે તે જ ઇન્દ્રિય જોઈએ.**

## સિદ્ધાંત–૭

### પ્રત્યક્ષ પ્રમાણ પંગુ છે

अविद्यावद्विषयाण्येव प्रत्यक्षादिप्रमाणानि ।

અવિદ્યાની જેમ વિષયો એ જ પ્રત્યક્ષ વગેરે પ્રમાણો છે.

–શારીરભાષ્ય

પ્રત્યક્ષ પ્રમાણ જો કે તદ્દન નિરુપયોગી નથી તોપણ સાધારણતયા લોકોમાં આનું મહત્ત્વ જેટલા પ્રમાણમાં વધી ગયુ છે તેટલા પ્રમાણમાં ખરેખર તે ઉપયોગી નથી, તે અમે અહીં સિદ્ધ કરીશું. જેમ કે ઇન્દ્રિયો દ્વારા જે કંઈ અનુભવાય છે તે બધું ખરું, એમ જો માની લઈએ તો પ્રત્યેક ઇન્દ્રિયના સંબંધથી મનુષ્યને ભ્રમ પેદા થાય એમ છે. દા. ત. ચંદ્ર–સૂર્યના ગોળાઓ જેટલા પ્રમાણમાં મોટા

દેખાય છે તેના કરતાં તે ઘણા જ મોટા છે એમ જ્યોતિષ ખગોળશાસ્ત્ર કહે છે. 'દૂરથી ડુંગરા રળિયામણા' એ કહેવત પ્રસિદ્ધ છે. આ પરથી સમજાશે કે (વસ્તુના) અંતરના પ્રમાણથી દરેક પદાર્થ ભિન્ન ભિન્ન રૂપે દેખાય છે. તો પછી પદાર્થનું ખરું સ્વરૂપ કયુ ? એનો નિર્ણય કેવી રીતે કરવો ? વાસ્તવમાં ખરું સ્વરૂપ સમજવામાં ઇન્દ્રિયો તદ્દન નિરુપયોગી છે આમ જ અમે ઉપર આપેલા સિદ્ધાંતવચનમાં કહીએ છીએ; પરંતુ આપણા સમગ્ર વ્યવહારનો મૂળ પાયો ઇન્દ્રિયો હોવાથી **પ્રત્યક્ષ પ્રમાણને** તદ્દન નિરુપયોગી છે એમ કહેવાને બદલે અમે તેને પંગુ-પાંગળો કહીએ છીએ. આ વિષે એવી શંકા થઈ શકે એમ છે કે ખોટા પ્રત્યક્ષ જ્ઞાનના પાયા પર રચેલો સમગ્ર સાંસારિક અને પારમાર્થિક વ્યવહાર પણ ભ્રમાત્મક ઠરશે. આનો ઉત્તર એ છે કે સમગ્ર જગતને મિથ્યા ઠરાવવા પ્રવૃત્ત થયેલું જે વેદાંત શાસ્ત્ર તેને આવી શંકાનો જરાયે ડર લાગતો નથી, તેથી અમારી પ્રતિજ્ઞાને (ઉપર આપેલા સિદ્ધાંતને) કંઈ જ હાનિ થતી નથી; તેથી **પ્રત્યક્ષ પ્રમાણ પંગુ છે, લંગડું છે,** તે નિર્વિવાદ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૮

**અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ આ ચાર પ્રમાણો પણ પંગુ ઠરે છે.**

अविद्यावद्विषयाण्येव प्रत्यक्षादिप्रमाणानि ।

અવિદ્યાની જેમ વિષયો જ પ્રત્યક્ષ પ્રમાણ છે. –શારીરભાષ્ય

પ્રત્યક્ષ પ્રમાણ પંગુ ઠર્યા પછી **અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ** અને **અનુપલબ્ધિ** આ ચારેય પ્રમાણો પણ તે

જ પ્રમાણે પંગુ ઠરે છે; કારણ કે આ ચાર પ્રમાણો પ્રત્યક્ષ પ્રમાણ પર આધાર રાખનારાં છે. તે આ રીતે : જ્યાં ધુમાડો હોય ત્યાં તેના મૂળમાં અગ્નિ હોવો જોઈએ એવું આપણે જે અનુમાન કાઢીએ છીએ તે રસોડામાં અગ્નિ અને ધુમાડાને સાથે જોયા વિના નીકળી શકે નહિ. તેથી અનુમાન પ્રમાણ પ્રત્યક્ષ પ્રમાણ પર જ આધાર રાખતું હોવાથી તેને પણ પ્રત્યક્ષ પ્રમાણે જ પંગુ કહેવું જોઈએ. આ જ પ્રમાણે બાકીનાં ત્રણ પ્રમાણો પણ પંગુ જ છે તે જણાઈ આવશે. મોતી સ્ફટિક જેવાં હોય છે, એમ કહેવાથી મોતીનું જ્ઞાન થાય છે તેથી તેને **ઉપમાન** કહે છે. આમાં સ્ફટિક સાથેની જે સમાનતા આપી તે સ્ફટિક પ્રત્યક્ષ જોયા વિના સમજાય તેવી નથી. આથી ઉપમાન પ્રમાણ પણ પ્રત્યક્ષ પ્રમાણ ઉપર જ આધાર રાખે છે. તે જ પ્રમાણે કોઈ મનુષ્ય આખો દિવસ ભૂખ્યો રહેતો હોય છતાં હૃષ્ટપુષ્ટ દેખાતો હોય તો તે રાત્રે ભોજન કરતો હશે એવું સહજ અનુમાન નીકળે છે તેને **અર્થાપત્તિ** કહે છે. અહીં પણ દિવસે ભૂખ્યા રહેનારા માણસમાં જોવામાં આવતી પુષ્ટતા પ્રત્યક્ષ પ્રમાણથી જણાતી હોય છે, તેથી અર્થાપત્તિ પ્રમાણ પણ પ્રત્યક્ષ પર આધાર રાખે છે : હવે **અનુપલબ્ધિ** કે પદાર્થ ન દેખાવો તેની વાત લઈએ. પદાર્થને જોવા માટે જે ઇંદ્રિયની જરૂર હોય છે તે જ ઇંદ્રિય તેનો અભાવ નક્કી કરવા માટે જરૂરી છે (પ્ર. ૨, સિ. ૬). તેથી **અનુપલબ્ધિ** પ્રમાણ પણ પ્રત્યક્ષ પર જ આધાર રાખનારું છે. આથી **પ્રત્યક્ષ પ્રમાણ પંગુ ઠર્યા પછી ઉપર કહેલાં અનુમાન વગેરે ચારેય પ્રમાણો પણ પંગુ** છે એમ સિદ્ધ થાય છે.

# પ્રકરણ ૩

## સામાન્ય વિચાર

(એકંદર સિદ્ધાંત ૫૨)

સિ. ૧. મનુષ્ય પ્રત્યેક કાર્ય પોતાના દુઃખના નાશ માટે અથવા સુખની પ્રાપ્તિ થવા માટે કરે છે.

સિ. ૨. વિષયસુખ પરતંત્ર અને અનિત્ય છે.

સિ. ૩. દ્રવ્યાદિ વિષયો ત્રણેય કાળમાં દુઃખ આપનારા છે.

સિ. ૪. મનોવૃત્તિ બહારના વિષયને સ્પર્શ કરીને પાછી પોતાના સ્થાને આવે ત્યા સુધી વિષયસુખ મળ્યુ એમ લાગતું નથી.

ઉપસિદ્ધાંત–મન પોતાના ઠેકાણે રહે તે જ સુખ અને પોતાના ઠેકાણેથી ખસીને બીજે જાય એ જ દુઃખ.

સિ. ૫. સાધનસામગ્રીમા વધારો–ઘટાડો થવાથી સુખનો વધારો કે ઘટાડો થતો નથી. ભિન્ન ભિન્ન સ્થિતિના મનુષ્યના સુખનાં સાધનોમાં ઉચ્ચનીચ ભેદને લીધે વધારો–ઘટાડો થવાથી સુખ વધુ કે ઓછું થતું નથી–તે જેટલુ હોય એટલું જ રહે છે.

સિ. ૬. મનુષ્યને જ્યારે જ્યારે આનંદ થાય છે ત્યારે દરેક વખતે પરોક્ષ કે અપરોક્ષ રીતે તે આત્માનંદ જ હોય છે.

ઉપસિદ્ધાત–મનુષ્યનું મન આત્મવિમુખ થયા વિના તેને વિષયેચ્છા થતી નથી.

સિ. ૭. આશા જ દુઃખ.

સિ. ૮ આત્મસ્વરૂપ જ શાશ્વત સુખ.

સિ. ૯. જીવાત્માને થતું દુઃખ આગંતુક છે–સ્વાભાવિક નથી.

સિ. ૧૦. મનુષ્ય આનંદના આધારે જીવે છે.

સિ. ૧૧. જગતમાં આનંદ ત્રણ જ પ્રકારના છે.

સિ. ૧૨. વિષયાનંદમાંથી તમામ દોષો બાદ કરી નાખવામાં આવે તો જે બાકી રહે તે બ્રહ્માનંદ.

સિ. ૧૩. દુઃખની જે નિવૃત્તિ તે જ સુખની પ્રાપ્તિ. સુખ નવેસરથી મળતું નથી, તે પ્રથમથી જ છે.

સિ. ૧૪. મનુષ્યને જે દુઃખો થાય છે તે થવા માટે સ્વસ્વરૂપનું (આત્માના પરિચયનું) અજ્ઞાન જ કારણ છે.

સિ. ૧૫. આત્મજ્ઞાન વિના દુઃખની સર્વાંશે નિવૃત્તિ થતી નથી.

સિ. ૧૬. જગતમાંની કોઈ પણ વસ્તુનો અત્યંતાભાવ કલ્પી શકવાનું શક્ય નથી.

સિ. ૧૭. આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી લેવી એ જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે, આથી વિશેષ (મહત્ત્વનું) એવું બીજું કર્તવ્ય જ નથી.

સિ. ૧૮. જે ઉદ્દેશથી ક્રિયા કરવામાં આવે છે તે ઉદ્દેશ પ્રમાણે તે ક્રિયાનું સ્વરૂપ બદલાય છે.

સિ. ૧૯. મોક્ષપ્રાપ્તિ માટે કરેલી સાંસારિક પ્રવૃત્તિને પરમાર્થ પ્રવૃત્તિ જ સમજવી.

સિ. ૨૦. સાંસારિક અથવા વિષયસુખ માટે કરેલાં બધાં પારમાર્થિક કર્મો સાંસારિક પ્રવૃત્તિ જ હોય છે.

સિ. ૨૧. વાસના કર્મનું બીજ છે.

સિ. ૨૨. કંઈ પણ ફળના ઉદ્દેશ વિના કરેલું કર્મ ન કર્યા સમાન જ છે.

સિ. ૨૩. જે કર્મ ન કરવાનું મનુષ્યના હાથની વાત નથી અને જે મનુષ્યના પ્રયત્ન વિના આપમેળે જ થતાં હોય છે તેવાં કર્મો 'હું કરું છું' એમ બોલવું તે અજ્ઞાન છે.

સિ. ૨૪. વાસ્તવમાં મનુષ્ય કર્મનો કર્તા નથી.

સિ. ૨૫. મનુષ્ય કર્મ કર્યા વિના ક્ષણ પણ રહી શકતો નથી. (न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्)

સિ. ૨૬. કર્મસંન્યાસ એટલે કર્મનો ત્યાગ નહિ પણ ફલેચ્છાનો ત્યાગ સમજવો.

સિ. ૨૭. કામ્ય વ્રતોનો અને અન્ય કામ્ય કર્મોનો ત્યાગ જ કરવો જોઈએ.

સિ. ૨૮. અતિ પરિચયથી ગુણદોષની અવજ્ઞા થાય છે.

સિ. ૨૯. આત્મસ્વરૂપ તરફ અથવા તેના જ્ઞાન પ્રત્યે પ્રવૃત્તિ ન થવા માટેનું કારણ તેનો અતિ પરિચય છે.

સિ. ૩૦. લોકો જેને પ્રારબ્ધ કહે છે તે એક પ્રકારનું કાર્ય જ છે.

સિ. ૩૧. યથાયોગ્ય અને દીર્ઘ એવું શાસ્ત્રીય કર્મ કર્યા વિના ઇષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી.

સિ. ૩૨. જે કર્મનું જે ફળ હોય છે તેની જ ઇચ્છા કરવામાં આવે તો તે કર્મથી તે ફળ મળે છે.

સિ. ૩૩. મનુષ્ય જે વાતોને વિષે પ્રારબ્ધવાદ કહેતો હોય છે તે વાતોને વિષે તે ઉદાસીન હોય છે.

સિ. ૩૪. પદાર્થના સંબંધથી મનુષ્યના મનમાં આત્માને વિષે (પોતાના વિષે) પ્રિયતમ એવી એક

વૃત્તિ અને આત્મા (પોતાના) સિવાયના પદાર્થો વિષે પ્રિય, દ્વેષ્ય અને ઉપેક્ષ્ય એ ત્રણ વૃત્તિઓ મળીને કુલ ચાર પ્રકારની વૃત્તિ હોય છે.

સિ. ૩૫. જગતમાં સચેતન અને અચેતન એવો જે ભેદ નજરે પડે છે તે ચિદાભાસને કારણે છે–આત્માને કારણે નહિ.

સિ. ૩૬. મનુષ્યનો પુનર્જન્મ હોવો સંભવિત છે.

સિ. ૩૭. દ્વિતીય–બીજી વસ્તુ જ ભયનું કારણ હોય છે.

સિ. ૩૮. જેટલાં નામ છે તે બધાં આકાર વગેરે ઉપાધિને જ આપેલાં હોય છે–તે અધિષ્ઠાનને લાગુ પડતાં નથી.

સિ. ૩૯. એ વસ્તુ સર્વાંશે ભિન્ન અથવા સર્વાંશે સમાન હોઈ શકતી નથી.

સિ. ૪૦. જીવને જેવું અભિમાન છે તેવું ઈશ્વરને નથી.

સિ. ૪૧. જે વસ્તુ દેશપરિચ્છિન્ન હોય છે તે કાલપરિચ્છિન્ન હોવી જ જોઈએ.

ઉપસિદ્ધાંત : જે વસ્તુ દેશપરિચ્છિન્ન ન હોય તે કાલપરિચ્છિન્ન પણ નથી હોતી એટલે કે જે પરિપૂર્ણ હોય છે તે નિત્ય હોય છે.

સિ. ૪૨. સાંસારિક પ્રવૃત્તિ લોકો માટે છે અને પરમાર્થ પ્રવૃત્તિ પોતાને માટે છે.

સિ. ૪૩. પ્રથમ અધ્યારોપ કહ્યા વિના બ્રહ્મસિદ્ધિ કરી શકાતી નથી.

સિ. ૪૪. જેમાં સ્વવ્યાઘાત નથી એવી બધી બાબતો સંભવિત છે.

સિ. ૪૫. મનુષ્ય સિવાયની બીજી બધી યોનિઓ ભોગ-યોનિઓ છે.

સિ. ૪૬. જ્ઞાન એ જડની શક્તિ બની શકતું નથી.

સિ. ૪૭. કારણથી કાર્ય ભિન્ન હોતું નથી.

સિ. ૪૮. પરોક્ષ જ્ઞાનથી અસદાવરણ દૂર થાય છે અને અપરોક્ષ જ્ઞાનથી અભાનાવરણ નાશ પામે છે.

સિ. ૪૯. બધા આકારો કલ્પનાના છે.

સિ. ૫૦. મરણની ભીતિ ઐહિક સુખની ઇચ્છા પર અવલંબીને રહે છે.

સિ. ૫૧. કારણનો નાશ થતાં જ કાર્યનો પણ તત્કાલ નાશ થાય છે એવો કાંઈ નિયમ નથી. કારણનો નાશ થયા પછી પણ થોડોક સમય સુધી કાર્ય રહી શકે છે.

## સિદ્ધાંત-૧

**મનુષ્ય પ્રત્યેક કાર્ય પોતાના દુઃખના નાશ માટે અથવા સુખની પ્રાપ્તિ થવા માટે કરે છે**

आत्मनः कामाय सर्वं प्रियं भवति।

પોતાને માટે બધું પ્રિય લાગે છે. —શ્રુતિ

सुखाय कर्माणि करोति लोकः।

સુખ પ્રાપ્ત થવા માટે લોકો કર્મ કરે છે. —ભાગવત

यः कश्चित् सौख्यहेतोस्त्रिजगति यतते नैव दुःखस्य हेतोः।

ત્રણે જગતમાં જે કોઈ પણ જે કાંઈ કરે છે તે બધું સુખ પ્રાપ્ત થવા માટે જ, દુઃખને માટે તો નહિ જ. —શંકરાચાર્યકૃત શતશ્લોકી

ઉપર ઉપરથી જોનારને મનુષ્યની પ્રત્યેક ક્રિયાનો હેતુ જુદો હોય તેમ લાગે છે. પણ સૂક્ષ્મ વિચારને અંતે પ્રત્યેક ક્રિયાનો હેતુ ઉપરના સિદ્ધાંતમાં બતાવ્યા પ્રમાણે એક જ

હોય છે એમ જણાઈ આવશે. દા. ત. કોઈ એક માણસ બજારમાં જતો હતો ત્યારે તેને રસ્તામાં તેનો મિત્ર મળ્યો ને તેણે પૂછ્યું: 'ક્યાં ચાલ્યા?' જ. 'બજારમાં.' સ. 'શા માટે?' જ. 'ચોખા ખરીદવા માટે.' અહીં ચોખા ખરીદવા એ બજારમાં જવાની ક્રિયાનો જો કે પ્રત્યક્ષ હેતુ જણાય છે તોપણ 'ચોખા શાને માટે?' વગેરે પ્રશ્નોનો છેવટનો જવાબ ભૂખના નિવારણ માટે એવો આવશે. અને ભૂખ દુઃખરૂપ છે તેથી ભૂખના દુઃખની નિવૃત્તિ–ભૂખના દુઃખનો નાશ, તે સહજ હેતુ થયો. આમ દરેક ક્રિયાનો પ્રત્યક્ષ હેતુ ભલે ભિન્ન લાગતો હોય પણ તેનો છેવટનો હેતુ **દુઃખની નિવૃત્તિ** (દુઃખનો નાશ) અથવા **સુખની પ્રાપ્તિ** જ હોવો જોઈએ. આના પર એવી શંકા થઈ શકે કે, દુકાળથી પીડાયેલો કોઈ મનુષ્ય પોતાના ઘેર અન્ન માગવા આવતાં તેને આપણે અન્ન આપીએ છીએ. તેમાં અન્નદાનક્રિયા પરોપકારાર્થે એટલે યાચકના દુઃખના નિવારણ માટે છે એમ કહી શકાય; પરંતુ તેમાં દાન કરનારાની દુઃખનિવૃત્તિ કેવી રીતે સંભવે છે? એનું સમાધાન એ છે કે, દાતા જ્યારે ભૂખ્યાને અન્ન દે છે ત્યારે યાચકની ભૂખની પીડાને જોઈને તેને દુઃખ થાય છે. તે દુઃખ સહન ન થવાથી તેના નિવારણ માટે તે અન્નદાન કરે છે. બીજી એવી પણ શંકા થવાનો સંભવ છે કે, રડવું એ પણ એક ક્રિયા છે, તો તે પણ સુખ માટે જ હોવી જોઈએ; પરંતુ મનુષ્ય સુખ માટે રડે છે એમ કહેવું એ ખૂબ વિચિત્ર લાગશે; પણ કોઈ બાબત નવાઈભરી લાગે તે પરથી તે સયુક્તિક નથી એમ કહી શકાય નહિ. અહીં રુદનક્રિયાના કારણનો વિચાર કરવો જોઈએ. જ્યારે દુઃખનો

પ્રસંગ આવે છે ત્યારે દુઃખની શાંતિ રડ્યા સિવાય થતી નથી માટે જ મનુષ્ય રડે છે. આ પ્રમાણે કોઈ પણ ક્રિયા હોય, પણ તેનો હેતુ દુઃખનિવૃત્તિ અથવા સુખપ્રાપ્ત જ હોવો જોઈએ. આથી **મનુષ્ય પ્રત્યેક કાર્ય પોતાના દુઃખના નાશ માટે અથવા સુખની પ્રાપ્તિ માટે કરે છે તે સિદ્ધ થાય છે.**

## સિદ્ધાંત–૨

### વિષયસુખ પરતંત્ર અને અનિત્ય છે

**यो वै भूमा तत्सुखं । नाल्पे सुखमस्ति ।**
**यो वै भूमा तदमृतम् । अथ यदल्पं तन्मर्त्यम् ॥**

નિશ્ચય જ, જે ભૂમા છે (મહાન, નિરતિશય અને બહુ આ એના પર્યાય છે) તે જ સુખ છે. તેનાથી નીચેના પદાર્થો ન્યૂનાધિક–ઓછાવત્તા હોવાથી અલ્પ છે, માટે તે અલ્પમાં સુખ નથી; કારણ કે અલ્પ તો અધિક તૃષ્ણાનો હેતુ છે અને તૃષ્ણા દુઃખનું કારણ છે, માટે અલ્પમાં સુખ નથી. ખરેખર ભૂમા નિત્ય અવિનાશી છે ને અલ્પ અનિત્ય વિનાશી છે. –શ્રુતિ

વિષયોમાં સુખ આપવાની સ્વતંત્ર શક્તિ નથી, એટલું જ નહિ, વિષયસુખ અનિત્ય છે. જો વિષયોમાં સુખ આપવાની સ્વતંત્ર શક્તિ હોત તો દેશ, કાળ અને ભોક્તાની મનોવૃત્તિ વગેરેની અપેક્ષા ન કરતાં તેમના વિના જ વિષયોથી સુખ પ્રાપ્ત થયા કરતું હોત; પણ એવો અનુભવ નથી. જે ઊનનું વસ્ત્ર શિયાળાના દિવસોમાં અથવા ઠંડા દેશમાં પહેરવાથી ઉષ્મા મળીને સુખ થાય છે તે જ વસ્ત્ર ઉનાળા-

માં અથવા ઉષ્ણ દેશમાં પહેરવાથી તેનાથી ગભરામણ-દુઃખ થાય છે. એક સમયમાં અને એક ઠેકાણે તેનો વપરાશ સુખ આપે છે તો બીજા સમયમાં અને બીજે ઠેકાણે દુઃખ આપે છે. જે ઠંડા પાણીથી તરસ્યા માણસને સુખ મળે છે તે જ પાણી તરસ વિનાના માણસને સુખ આપતું નથી; અને તેથી વિપરીતપણે બળજબરીથી પીવડાવવામાં આવે તો તેને દુઃખ થાય છે. વળી વધુમાં વિષયસુખ મળવા માટે ઇચ્છા અને વિષય એ બંનેનો યોગ થવો જોઈએ. ઇચ્છા પ્રમાણેની વસ્તુ મળવી જોઈએ. પણ આ પ્રકારના યોગ-ઇચ્છા પ્રમાણે વસ્તુ પ્રાપ્ત થવી એ મનુષ્યને સ્વાધીન નથી. ઇચ્છા હોય ત્યારે વિષય-પદાર્થ મળતો નથી અને વિષય મળે ત્યારે ઇચ્છા હોતી નથી. આથી વિષય-સુખ **પરતંત્ર** છે. હવે તે અનિત્ય કેવી રીતે છે તે જુઓ. વિષયભોગથી મનુષ્યને તૃપ્તિ કદી જ થતી નથી. એક વિષયની ઇચ્છાની તૃપ્તિ થાય ન થાય ત્યાં તો બીજા વિષય-ની ઇચ્છા તૈયાર હોય છે. વિષયસુખ જો નિત્ય હોય તો એકવાર તેનું સુખ થયા પછી પુનઃ ઇચ્છા થાય જ નહિ. પરંતુ ઇચ્છાને કોઈ અવધિ નથી તેથી તે અનિત્ય છે. **એટલા માટે વિષયસુખ પરતંત્ર અને અનિત્ય છે એ સિદ્ધ થાય છે.**

## સિદ્ધાંત-૩

### દ્રવ્યાદિ વિષયો ત્રણેય કાળમાં દુઃખ આપનારા છે

**अर्थानामर्जने क्लेशास्तथैव परिपालने ।**
**नाशे दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः ॥**

દ્રવ્ય મેળવવામા દુઃખ, જાળવવામાં દુઃખ અને તેના નાશ કે વ્યયથી પણ દુઃખ જ થાય છે તેથી કલેશ આપનાર એવા અર્થને ધિક્કાર છે.　　　—પંચદશી ૭, ૧૩૯.

વિત્તૈષણા, દારૈષણા, લોકૈષણા અને પુત્રૈષણા એવી મુખ્ય ચાર પ્રકારની વિષયવાસના છે. દ્રવ્ય, સ્ત્રી, કીર્તિ અને પુત્ર આ ચાર વિષયોએ તો મનુષ્યને તદ્દન ગાંડપણ જ વળગાડી દીધું છે. પરંતુ વિવેકદષ્ટિથી જોતાં દ્રવ્યાદિ બધા વિષયો ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણેય કાળમાં દુઃખ આપનારા છે. દા. ત. પ્રથમ એકલા દ્રવ્યનો જ વિચાર કરીએ. દ્રવ્ય મેળવવા માટે મનુષ્યને અતિશય મહેનત કરવી પડે છે અને એટલી બધી મહેનત કર્યા પછી પણ દ્રવ્ય મળે જ છે, એમ ખાતરીથી કહી શકાતું નથી. ઠીક, કદાચિત્ દ્રવ્ય પુષ્કળ મળ્યુ તો પછી તેના રક્ષણની ચિંતામાં મનુષ્યને ઊંઘ સુદ્ધાં આવતી નથી. અને સંરક્ષણનો બંદોબસ્ત કર્યા પછી પણ ચોરી, દેવાળું વગેરે કારણોથી તે નાશ પામે તો તેના માલિકના શોકનો કંઈ પાર રહેતો નથી. આમ પ્રાપ્તિ પહેલાં, પ્રાપ્તિ પછી અને દ્રવ્ય નાશ પામતાં દુઃખની સતત પરંપરાનો જ અનુભવ થતો હોય છે. આ જેમ દ્રવ્યની વાત થઈ તેવી જ અન્ય સર્વ વિષયોની છે, માટે દ્રવ્યાદિ વિષયો ત્રણેય કાળમાં દુઃખ આપનારા છે એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૪

### મનોવૃત્તિ બહારના વિષયને સ્પર્શ કરીને પાછી પોતાના સ્થાને આવે ત્યાં સુધી વિષયસુખ મળ્યું એમ લાગતું નથી

विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।
अंतर्मुखमनोवृत्तावानंदः प्रतिबिंबति ॥

માળા વગેરે વિષયો મળ્યા પછી ઇચ્છાની શાંતિ થાય ત્યારે મન અંતર્મુખ થાય છે તે વખતે મનોવૃત્તિમાં જે આનંદ પ્રતિબિંબિત થાય છે તેને જ વિષયાનંદ કહે છે. —પંચદશી ૧૧, ૮૬

મનુષ્યને જ્યારે વિષયની ઇચ્છા થાય છે ત્યારે તે કહે છે કે, 'મારું મન અમુક વિષય પર ગયું છે.' અને જ્યારે તે વિષયની પ્રાપ્તિ થઈને તેની ઇચ્છા તૃપ્ત થાય છે ત્યારે તે કહે છે કે, 'મારું મન સ્વસ્થ થયું.' અહીં 'સ્વસ્થ થયું' એટલે પોતાના સ્થાન પર અથવા સ્વરૂપ પર આવ્યું. આમ મનુષ્યના આવા અનુભવ પરથી 'સ્વસ્થ થવું,' 'ઇચ્છાની તૃપ્તિ' અને 'સુખાનુભૂતિ' એ ત્રણેય પદોનો અર્થ એક જ થયો. મન જ્યાં સુધી સ્વસ્થાને એટલે કે સ્વસ્થ હોતું નથી ત્યાં સુધી તે અસ્વસ્થ હોય છે તે સ્પષ્ટ જ છે. **તેથી મનોવૃત્તિ બહારના વિષયને સ્પર્શ કરીને પાછી પોતાના સ્થાને આવે ત્યાં સુધી વિષયસુખ મળ્યું એમ લાગતું નથી એ સિદ્ધ જ છે.**

## ઉપસિદ્ધાંત

ઉપરના સિદ્ધાંત પરથી એવો ઉપસિદ્ધાંત નીકળે છે કે, મન પોતાને ઠેકાણે રહે તે જ સુખ અને સ્થાન પરથી ખસી જઈને સ્થાનભ્રષ્ટતા થાય એ જ દુઃખ.

## સિદ્ધાંત–૫

**સાધનસામગ્રીમાં વધારો–ઘટાડો થવાથી સુખનો વધારો કે ઘટાડો થતો નથી. ભિન્ન ભિન્ન સ્થિતિના મનુષ્યના સુખનાં સાધનોમાં ઉચ્ચનીચ ભેદને લીધે વધારો–ઘટાડો થવાથી સુખ વધુ કે ઓછું થતું નથી–તે જેટલું હોય એટલું જ રહે છે.**

सुखमैंद्रियकं राजन् स्वर्गे नरक एव च ।
देहिनां यद्यथा दुःखं तस्मान्नेच्छेत तद्बुधः ॥

હે રાજન્! પ્રાણીઓને સ્વર્ગમાં મળતું ઇંદ્રિય સંબંધી સુખ નરકના દુઃખ જેવું જ છે, તેથી જ્ઞાનીએ તેવા સુખની ઇચ્છા કરવી નહીં. –ભાગવત

મનુષ્યની શ્રીમંતાઈ અને પદવી જેમ જેમ વધે છે તેમ તેમ સુખ–સાધનોની વૃદ્ધિ થઈને તેના સુખમાં વધારો થાય છે એમ ઘણું કરીને બધા લોકોની માન્યતા હોય છે. પરંતુ પુખ્ત વિચારને અંતે તે માન્યતા ખોટી છે એમ જણાઈ આવશે. સુખ એટલે ઇચ્છાની તૃપ્તિ એમ અમે સિદ્ધ કર્યું છે (પ્ર. ૩, સિ. ૪). આ ઇચ્છાતૃપ્તિ ઇચ્છિત વિષયની પ્રાપ્તિથી થાય છે. ઇદ્રાણીના આલિંગનથી ઇદ્રને જેટલા પ્રમાણમાં સુખ થાય છે એટલું જ સુખ ભૂંડણીના આલિંગનથી ભૂંડને થાય છે. દરરોજ ભવ્ય હવેલીમાં રહીને ઉત્તમ ભોજન કરવાથી જે સુખ શ્રીમંતને થાય છે એટલું જ સુખ ઝૂંપડીમાં રહેતા ખેડૂતને ચટણી અને રોટલો ખાવાથી થાય છે. ઊલટું, તેને સારા આરોગ્યને કારણે અન્ન વધુ મીઠું લાગે છે અને ઊંઘ વધુ ગાઢ આવે છે. એટલે શ્રીમંતના સુખ કરતાં પેલા ઝૂંપડીમાં રહેનાર કણબી (ખેડૂત)ના સુખને

વધારે હોવાનુ કહેવામાં કંઈ હરકત નથી. આ દૃષ્ટાંત પરથી સાધનવૃદ્ધિથી સુખવૃદ્ધિ થતી નથી એ સ્પષ્ટ જણાય છે. આ જ વાત ગણિતના એક ઉદાહરણ પરથી વધુ સ્પષ્ટ થશે. કોઈ પણ અપૂર્ણાંકના અંશ અને છેદને એક જ સંખ્યાથી ગુણવાથી તે અપૂર્ણાંક દેખાવમાં ગમે તેટલો સ્થૂલ-વધેલો લાગે પણ તેની કિંમત વધતી નથી; હોય છે તેટલી જ રહે છે. જુઓ, $\frac{1}{4}$ રૂા. = ૪ આના. તેના અંશને અને છેદને બેથી ગુણો તોય શું કે સોથી ગુણો તોય શું? તેની કિંમત જે ચાર આના તેમાં તલમાત્ર પણ ફરક પડતો નથી. વિષયસુખની વાત પણ આવી જ છે. તેથી **સાધન-સામગ્રીમાં વધારો–ઘટાડો થવાથી સુખમાં તલમાત્ર ફેરક પડતો નથી** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૬

**મનુષ્યને જ્યારે જ્યારે આનંદ થાય છે ત્યારે દરેક વખતે પરોક્ષ કે અપરોક્ષ રીતે તે આત્માનંદ જ હોય છે.**

यद्यत्सुखं भवेत्तत्तद्‌ब्रह्मैव प्रतिबिंबनात् ।
वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम् ॥

જે જે સુખ થાય છે તે તે સુખ બ્રહ્મનુ જ પ્રતિબિંબ છે અને અંતર્મુખ વૃત્તિઓમાં બ્રહ્મનું સ્પષ્ટ પ્રતિબિંબ થાય છે તેથી તે આનંદ બ્રહ્માનંદના જ અંશરૂપ છે. —પંચદશી ૧૫,૧૯

વિષયોની ઇચ્છાથી મન ચંચળ બને છે. ચંચળ-અસ્થિર પાણીમાં જેમ પ્રતિબિંબ બરાબર ઊઠતું નથી તે પ્રમાણે ચંચળ મનમાં આત્મસ્વરૂપાનંદ યોગ્ય રીતે જણાતો નથી. અને જ્યારે ઇચ્છિત વિષયની પ્રાપ્તિ થાય છે ત્યારે માનવીનું

મન ક્ષણમાત્ર સ્થિર થઈને વૃત્તિ અંતર્મુખ થાય છે. તેમાં આત્મસ્વરૂપનો આનંદ સ્પષ્ટ જણાય છે. ત્યારે મનુષ્યને એવી ભ્રાંતિ થાય છે કે, મને આ આનંદ વિષયને લીધે જ-વિષયથી જ થયો. પરંતુ વિષયમાં આનંદ આપવાની સ્વતંત્ર શક્તિ બિલકુલ નથી (પ્ર. ૩, સિ. ૨). જો વિષયમાં આવી શક્તિ હોત તો વિષય પાસે હોય ત્યાં સુધી આનંદ કાયમ જ રહેત; પણ એમ બનતું નથી. એક વિષયની પ્રાપ્તિ થતાં જ બીજા વિષયની ઇચ્છા ઉત્પન્ન થાય છે તેથી મન ફરીથી ચંચળ થાય છે. આનંદ થવા માટે જો વિષયોની જરૂર હોત તો સમાધિમાં અથવા સુષુપ્તિમાં આનંદનું ભાન થતું ન હોત; કારણ કે તે વખતે વિષયો સાથે કંઈ જ સંબંધ હોતો નથી. આથી વિષયમાં આનંદ નથી અને તેથી **મનુષ્યને જ્યારે જ્યારે આનંદ થાય છે ત્યારે દરેક વખતે પરોક્ષ કે અપરોક્ષ રીતે તે આત્માનંદ જ હોય છે,** એમ સિદ્ધ થાય છે.

## ઉપસિદ્ધાંત

મનુષ્યનું મન આત્મવિમુખ થયા વિના તેને વિષયેચ્છા (ભોગ ભોગવવાની ઇચ્છા) થતી નથી.

કારણ, આત્મા તરફ જ્યાં સુધી મનનું મુખ વળેલું હોય છે ત્યાં સુધી આત્માનંદમાં તે લીન હોવાથી તેને વિષયની ઇચ્છા થવાનું કારણ નથી; પરંતુ કર્મવશાત્ જ્યારે તે બહિર્મુખ થાય છે ત્યારે તેને વિષયની લાલસા થાય છે.

## સિદ્ધાંત-૭

### આશા જ દુઃખ

**आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ।**

આશા જ પરમ દુઃખ છે અને નિરાશા પરમ સુખ છે.

—ભાગવત સ્કંધ ૧૧, અ. ૮, શ્લોક ૪૩

જ્યારે વિષયમાંથી મન સ્વસ્થાને આવે છે ત્યારે તે અંતર્મુખ થવાથી સુખ થાય છે. એમ આ પ્રકરણના ૪થા સિદ્ધાંતમાં સિદ્ધ કર્યું છે. આ પરથી મન જ્યારે સ્વસ્થાન છોડે છે એટલે કે બહિર્મુખ થાય છે ત્યારે દુઃખ થાય છે એ સહજ સિદ્ધ થાય છે. હવે વિષયની જ્યારે ઇચ્છા થાય છે ત્યારે મન તે વિષય પર જાય છે તેથી મનની **સ્થાન-ભ્રષ્ટતા, બહિર્મુખતા** અને **વિષયેચ્છા** આ ત્રણેય પદો એક જ અર્થ ધરાવનારાં થયાં તેથી **આશા એ જ દુઃખ** એમ સિદ્ધ થયુ.

## સિદ્ધાંત-૮

### આત્મસ્વરૂપ જ શાશ્વત સુખ

**यो वै भूमा तत्सुखम् । आनंदात्मा प्रियो ह्यात्मा ।**

નિશ્ચય જ ભૂમા એટલે વ્યાપક આત્મા, અર્થાત્ નિરતિશય છે તે સુખ છે. આનંદાત્મા જ પ્રિય આત્મા છે. —શ્રુતિ

મન પોતાને ઠેકાણે રહે તે જ સુખ અને તેની સ્થાન-ભ્રષ્ટતા—પોતાના ઠેકાણેથી ખસે એ જ દુઃખ એમ આ પ્રકરણના ૪થા સિદ્ધાંતના ઉપસિદ્ધાંતથી સિદ્ધ કર્યું છે. વિષયસુખને જો શાશ્વત સુખ કહીએ તો તે અશાશ્વત અને પરતંત્ર છે ( પ્ર. ૩, સિ. ૨ ). મન સ્વસ્થાને રહે એ જ સુખ.

આનો અર્થ એવો થાય છે કે, જ્યાં સુધી મન અને આત્માનો યોગ હોય છે, જોડાણ હોય છે ત્યાં સુધી મનને સુખ લાગે છે પણ તેમનો વિયોગ થતાં જ દુઃખ થાય છે. તેથી મનને જેના સંયોગથી સુખ થાય છે અને જેના વિયોગથી દુઃખ થાય છે તે આત્મસ્વરૂપ જ સુખ છે એ સ્પષ્ટ છે, તેથી **આત્મસ્વરૂપ એ જ શાશ્વત સુખ** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૯

**જીવાત્માને થતું દુઃખ આગંતુક છે-સ્વાભાવિક નથી.**

सुखमस्यात्मनो रूपम् ।

સુખ આ આત્માનું રૂપ છે.　—ભાગવત સ્કંધ ૭.

જે સ્વાભાવિક હોય છે તેની નિવૃત્તિ કદી જ થઈ શકતી નથી. જીવનું દુઃખ સ્વાભાવિક છે એમ માનીએ તો તેની નિવૃત્તિ-તેનો નાશ ક્યારેય ન થાય; પરંતુ દુઃખ-નિવૃત્તિ-દુઃખના નાશ માટે જ મનુષ્ય પ્રત્યેક ક્રિયા કરતો હોય છે ને થયા કરે છે ( પ્ર. ૩, સિ. ૧). દુઃખ સ્વાભાવિક હોત તો તેની નિવૃત્તિ માટે જીવની જે ખટપટ ચાલી રહી છે તે ચાલુ રહી જ ન હોત. દુઃખ સ્વાભાવિક હોવા છતાં તેના નાશ માટે પ્રયત્ન કરવો યોગ્ય છે એમ જો કોઈ ભારપૂર્વક કહે તો જે સ્વાભાવિક હોય તે સ્વરૂપ જ હોય છે-આત્મરૂપ જ હોય છે ( અ. સિ. ત. ૪૦ ) એવો નિયમ હોવાથી તેનો નાશ કરવો એ પોતાના જ નાશ માટેનો પ્રયત્ન કરવા બરાબર ગણાશે. દા. ત. ગળપણ એ ગોળનો સ્વભાવ છે. તે ગળપણ તેમાંથી કાઢી નાખીએ તો ગોળ જ નાશ પામે. આ જ પ્રમાણે જીવાત્મા માટે દુઃખ સ્વાભાવિક

ગણીએ તો દુઃખનાશથી જીવાત્માનો પોતાનો જ નાશ થાય. અને આત્મનાશ થયા પછી સુખ કોને મળશે? એ ઉપરાંત આત્માનો સ્વભાવ જ જો દુઃખરૂપ માનીએ તો સુષુપ્તિમાં સામાન્ય મનુષ્યને અને સમાધિમાં યોગીને દુઃખનો જ અનુભવ થશે. પરંતુ એવો તેમનો અનુભવ નથી. સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાંથી ઉત્થાન પામ્યા પછી પોતે અનુભવેલા સુખનુ તેમને સ્મરણ થાય છે. આથી **જીવાત્માને જે દુઃખ થાય છે તે આગંતુક હોય છે-વચ્ચે આવી પડેલું હોય છે—સ્વાભાવિક નથી હોતું** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૦

### મનુષ્ય આનંદના આધારે જીવે છે

**आनंदाद्धयेव खल्विमानि भूतानि जायंते।**
**आनन्देन जातानि जीवन्ति।**

કારણ કે આનંદથી જ આ બધા ભૂતો-પ્રાણીઓ ઉત્પન્ન થાય છે ઉત્પન્ન થયા પછી આનંદ દ્વારા જ જીવતાં રહે છે. -શ્રુતિ

અન્નમય પ્રાણ છે તેથી મનુષ્ય અન્નના આધારે જ જીવે છે એવી લોકોની માન્યતા હોય છે અને તે ઘણે અંશે સાચી પણ છે. પરંતુ વિચાર કરતાં જણાશે કે, મનુષ્યને જીવવા માટે અન્ન કરતાં આનંદની જ આવશ્યકતા અધિક હોય છે. અન્ન સિવાય ઘણા દિવસો સુધી ઉપવાસ કરીને બચેલા તાવના રોગીઓ આ જગતમાં જોવા મળે છે. ધાર્મિક વૃત્તિવાળા લોકો ત્રણ ત્રણ-ચાર ચાર દિવસના ઉપવાસ કરે છે તે આપણે જોઈએ છીએ, પણ આનંદ વિના મનુષ્યને માત્ર થોડા સમય માટે રાખીએ તો તે

અચરો નહિ. આ વિષે એવી શંકા કરી શકાય છે કે, સખત મજૂરીની કેદમાં પડેલા લોકો સાત સાત વર્ષોની જેલ ભોગવીને પણ સારા હૃષ્ટપુષ્ટ દેખાય છે તો પછી આનંદ સિવાય મનુષ્ય જીવી શકતો નથી એવા તમારા સિદ્ધાંતમાં વિરોધ આવે છે. એનો જવાબ એ છે કે, ઉપર જણાવેલા કેદીઓ સારા હૃષ્ટપુષ્ટ દેખાય છે એમ શંકા કરનાર પોતે જ કહે છે, તેથી અમારા સિદ્ધાંતને જરાયે વાંધો આવતો નથી; કારણ કે તેઓ રાતા–માતા દેખાય છે તે પરથી જ તેઓ આનંદ પર જ જીવે છે એવું સહજ અનુમાન નીકળે છે.

મનુષ્ય ગમે તે સ્થિતિમાં હોય પણ ટેવને કારણે તે સ્થિતિ તેને ગમતી હોય છે એવો નિયમ છે, તેથી શંકાકારનું ઉદાહરણ અહીં બંધબેસતું નથી. પરંતુ કોઈ માણસને થોડા વખત માટે પણ દુઃખમાં રાખવામાં આવે તો તે જીવી શકવાનો નથી એમ જે અમે કહ્યું છે તેનો અર્થ એવો છે કે, તે દુઃખ જો સતત અને સુખના લેશમાત્ર અંશ વિનાનું અને અસહ્ય હશે તો મનુષ્ય જીવવો મુશ્કેલ છે. આ પ્રતિપાદનનો આશય એટલો જ છે કે, મનુષ્યને જીવવા માટે અન્ન કરતાં આનંદની આવશ્યકતા અધિક છે. આ વાત આ સિદ્ધાંતથી સિદ્ધ થાય છે. આ વાત ઉપરના દૃષ્ટાંત કરતાં નીચે આપેલા ઊલટા દૃષ્ટાંતથી ધ્યાનમાં આવશે. જેમ કે કોઈ માણસને અતિશય ભૂખ લાગી છે એવી આપણે કલ્પના કરીએ. આ મનુષ્ય જો કોઈ મનપસંદ વિષયમાં લીન થઈ જાય તો તે અન્ન વિના આનંદથી રહી શકશે. પરંતુ જો તે જ મનુષ્યને હજારો વીંછીના દંશની વેદના જેવું અસહ્ય દુઃખ થશે તો તે થોડા જ વખતમાં મરણ

પામશે. અન્નને લીધે જ મનુષ્ય જીવે છે એમ જો ક્ષણભર માની લઈએ તો તેમાં પણ ભૂખરૂપી દુઃખની નિવૃત્તિ થવાથી તેને સુખ થાય છે તેથી જ તે જીવે છે-ભૂખના દુઃખનો નાશ થવાથી ઉત્પન્ન થયેલા આનંદને લીધે તે જીવે છે. આમ ગમે તે રીતે જોઈએ તોપણ **મનુષ્ય આનંદના આધારે જીવે છે** એ જ વાત સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૧

જગતમાં આનંદ ત્રણ જ પ્રકારના છે

ब्रह्मानंदो वासना च प्रतिबिंब इति त्रयम् ।
अतरेण जगत्यस्मिन्नानंदो नास्ति कश्चन ॥

બ્રહ્માનંદ વાસનાનંદ અને પ્રતિબિંબ-વિષયાનંદ એ ત્રણ સિવાય આ જગતમા બીજો કોઈ આનંદ નથી.

–પંચદશી ૧૧, ૮૭.

અંતઃકરણની અવસ્થા ત્રણ છે: સુખી, દુઃખી અને ઉદાસીન. અનુકૂળ વિષય મળવાથી ઇચ્છાની તૃપ્તિ થઈને મનુષ્યને જે સુખ મળે છે, તેને **વિષયાનંદ** કહે છે; કારણ તે વખતે મનોવૃત્તિ અંતર્મુખ થઈને તેમાં બ્રહ્માનંદનું પ્રતિબિંબ પડે છે (પ્ર. ૩, સિ. ૪). પ્રતિકૂળ વિષય મળવાથી અથવા અનુકૂળ વિષય ન મળવાથી આશાભંગને કારણે મનુષ્યને દુઃખ થાય છે. સુખી પણ નહિ અને દુઃખી પણ નહિ એવી મનની એક સ્થિતિ હોય છે તેને **વાસનાનંદ** કહે છે. આ આનંદને ઓળખવાનું ચિહ્ન એ છે કે, આપણા રોજના વ્યવહારમાં જ્યારે જ્યારે વિષય વિના-ભોગ્ય પદાર્થ વિના સુખ પ્રાપ્ત થાય છે ત્યારે તેને બ્રહ્માનંદના સંસ્કારરૂપ વાસના

નંદ સમજવો. 'આજે મને કંઈ જ ચિંતા નથી, મારું મન શાંત છે' એમ બોલીને મનુષ્ય વાસનાનંદનું ભાન પ્રકટ કરે છે. આ આનંદને ઓળખવાનું એક બીજું પણ લક્ષણ છે. નિદ્રાના આરંભમાં અને અંતમાં જે સુખનો ભાસ થાય છે તે વાસનાનંદનું સ્વરૂપ છે. **બ્રહ્માનંદનો** અનુભવ સુષુપ્તિમાં બધા લોકોને અને સમાધિમાં યોગીને થાય છે. વિષયાનંદમાં અહંકારનું અસ્તિત્વ હોય છે. વાસનાનંદમાં તેનું પ્રમાણ સામાન્ય હોય છે અને બ્રહ્માનંદમાં અહંકારનો તદ્દન અભાવ હોય છે. સુષુપ્તિમાં તો અહંકાર ધ્યાનમાં ન આવતાં તદ્દન લીન થાય છે, જ્યારે સમાધિમાં ધીમે ધીમે સમજપૂર્વક લય પામે છે. આ પ્રમાણે **બ્રહ્માનંદ, વાસનાનંદ** અને **વિષયાનંદ** આ ત્રણ જ પ્રકારના આનંદ આ જગતમાં છે. બાકી જે આનંદ શાસ્ત્રમાં અથવા વ્યવહારમાં જોવા મળે છે તે બધાનો સમાવેશ આ ત્રણમાં જ થઈ જાય છે; કારણ કે આનંદનું મુખ્ય કારણ ઇચ્છાનો અભાવ છે. તે અભાવ આ ત્રણેમાં એક સરખો જ છે. વિષયાનંદમાં વિષયની પ્રાપ્તિ થવાથી થોડી વાર માટે ઇચ્છા નાશ પામે છે. ઉદાસીન સ્થિતિમાં પણ કોઈ પણ પ્રકારની ઇચ્છા હોતી નથી અને બ્રહ્માનંદમાં તો અહંકાર તદ્દન લીન થયેલો હોવાથી ઇચ્છાનો સંભવ જ નથી. આ પરથી જોતાં એમ જણાય છે કે જગતમાં આનંદ ત્રણ જ પ્રકારના છે. આમાં એક એવી શંકા થઈ શકે કે મનુષ્યને વિદ્યાથી એક પ્રકારનો આનંદ થતો હોય છે. દા. ત. ગણિતનો એકાદ દાખલો ગણતા તે હલ થઈ જવાથી ગણિત શાસ્ત્રીને આનંદ થાય છે. આ આનંદ ઉપરના ત્રણ આનંદમાં આવતો નથી એમ હોવા

થી તમે ત્રણ જ આનંદ શી રીતે કહો છો? આનું સમાધાન એ છે કે વિદ્યા પણ એક વિષય જ છે. તેથી તેની પ્રાપ્તિથી મનુષ્યને જે આનંદ થાય છે તેની ગણના વિષયાનંદમા જ કરવી જોઈએ. આથી **જગતમાં આનંદ ત્રણ જ પ્રકારના છે** એ સિદ્ધ થયુ.

## સિદ્ધાંત-૧૨

### વિષયાનંદમાંથી બધા દોષો બાદ કરી નાખવામાં આવે તો જે બાકી રહે તે બ્રહ્માનંદ

પરતંત્રતા, અનિત્યતા અને કંટાળો એ વિષયાનંદના દોષ છે (પ્ર. ૩, સિ. ૨). ઇચ્છા, વિષય અને ઇંદ્રિયો એ ત્રણેનો સંગમ થયા વિના વિષયાનંદ પ્રાપ્ત થતો નથી તેથી તે પરતંત્ર છે. એક વિષયની પ્રાપ્તિ થતા જ બીજા વિષયની પ્રાપ્તિ થાય છે તેથી તે અનિત્ય છે અને કદાચિત્ આ બે દોષ દૂર થાય તોયે વખત જતાં મનુષ્યને વિષયાનંદનો કંટાળો આવવા લાગે છે. આનું કારણ ભોક્તૃત્વનું જ્ઞાન છે. ઉપર કહેલા ત્રણ દોષોનાં ત્રણ કારણો નિવૃત્ત થતાં એ કારણો દૂર થતા જે સ્થિતિ રહે છે તે જ **બ્રહ્માનંદ.** ત્રણ પૈકીના પહેલા બે દોષનાં કારણો ઉપરના વિવેચન પરથી સહજ સમજી શકાય એમ છે, પરંતુ ત્રીજા દોષનું કારણ જે ભોક્તૃત્વ ભાન તે સમજવું જરા મુશ્કેલ છે. આ વાત અહીં આપેલા દૃષ્ટાંત પરથી સારી રીતે ધ્યાનમા આવશે. કલ્પના કરો કે કોઈ મનુષ્યને ઉત્તમ અન્ન, અન્નની ઇચ્છા અને અન્નસેવન કરવાનું સાધન (રસનેન્દ્રિય) એ ત્રણેય ઈશ્વરે આપ્યાં છે. પરંતુ 'હું ખાઉં છું' એવું ભાન જો તેને સતત રહ્યા કરશે તો

તેને ભોજનનો કંટાળો આવશે અને પોતાનું આ ભાન નાશ પામો એવી તેને સહેજે ઇચ્છા થશે. અને આ ભાન નાશ પામ્યા પછી જ તેને પૂર્ણાનંદ થશે. આ આનંદની સ્થિતિને જ યોગીઓ 'સમાધિ' કહે છે. એ જ બ્રહ્માનંદ છે. **તેથી જ વિષયાનંદમાંથી બધા દોષો બાદ કરવામાં આવ્યા પછી જે બાકી રહે તે બ્રહ્માનંદ.**

## સિદ્ધાંત–૧૩

**દુઃખની જે નિવૃત્તિ તે જ સુખની પ્રાપ્તિ, સુખ કંઈ નવેસરથી મળતું નથી, તે પ્રથમથી જ છે.**

सुखमस्यात्मनो रूपम् ।
સુખ આ આત્માનું રૂપ છે.   –ભાગવત, સ્કંધ ૭

મનનું સ્વસ્થાને આવવું એ જ સુખ (પ્ર. ૩, સિ. ૪. ઉપસિ.) અને વિષયની ઇચ્છા એ જ દુઃખ (પ્ર. ૩, સિ. ૭). મનનુ સ્વસ્થાને–પોતાના ઠેકાણે આવવું અને ઇચ્છાની તૃપ્તિ થવી એ બન્નેનો અર્થ એક જ છે. ઇચ્છાની તૃપ્તિ એટલે ઇચ્છાને નિર્મૂળ–નાબૂદ કરવી. ઇચ્છા એટલે દુઃખ (પ્ર. ૩, સિ. ૭). તેથી ઇચ્છાની નિવૃત્તિ એ જ દુઃખનિવૃત્તિ. હવે ઇચ્છાનિવૃત્તિ એટલે ઇચ્છાની તૃપ્તિ અને તૃપ્તિ એ જ સુખ તેથી ઇચ્છાનિવૃત્તિ એ જ સુખ. માટે દુઃખ નિવૃત્તિ એ જ સુખ એમ નક્કી થયુ. આ વાત આગળ આપેલા દૃષ્ટાંત પરથી સારી પેઠે સમજાશે. વૈદ્ય રોગીને દવા આપીને રોગ મટાડે છે, નવીન આરોગ્ય આપતો નથી. તેથી અહીં રોગનિવૃત્તિ એટલે જ આરોગ્યની પ્રાપ્તિ. બીજું દૃષ્ટાંત સોના કે રૂપાનાં પાત્રો અથવા દાગીના માંજવાથી તેમાં જે ચમક આવે છે તે સોની કંઈ નવીન લાવતો

નથી, તે ધાતુમાં સ્વાભાવિક છે; તે જ પ્રમાણે મનુષ્યને માટે સુખ સ્વાભાવિક છે (પ્ર. ૩, સિ. ૮-૯). આવી રીતે થનારું દુઃખ માત્ર આગંતુક-વચ્ચે જ આવી પડેલું હોવાથી તેની નિવૃત્તિ થતાં-દુઃખ દૂર થતાં તેને નવીન સુખ મળ્યા જેવું લાગે છે, તેથી **દુઃખની જે નિવૃત્તિ તે જ સુખની પ્રાપ્તિ. સુખ નવેસરથી મળતું નથી, તે પ્રથમથી** જ છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૪

### મનુષ્યને જે દુઃખો થાય છે તે થવા માટે સ્વરૂપનું (આત્માના પરિચયનું) અજ્ઞાન જ કારણ છે

**अज्ञानमेवास्य हि मूलकारणम् ।**

આનું મૂળ કારણ અજ્ઞાન જ છે. —રામગીતા

વિષયની જે ઇચ્છા અથવા આશા એ જ દુઃખ (પ્ર. ૩, સિ. ૭). વિષયની ઇચ્છા થવા માટે સ્વરૂપનું અજ્ઞાન જ કારણ હોય છે; કારણ કે આત્મસ્વરૂપ એ જ શાશ્વત સુખ છે (પ્ર. ૩, સિ. ૮). તેથી આત્માનું અજ્ઞાન એટલે તે (આત્મા) પરમાનંદરૂપ છે એમ ન સમજવું તે. આત્મા પરમાનંદરૂપ છે એવું જ્ઞાન જો થઈ જાય તો મનુષ્યની ઇચ્છા વિષય પર કદી જાય નહિ. કારણ ફળપ્રાપ્તિ નિત્ય જ છે તો પછી સાધનની ઇચ્છા કઈ રીતે થવાની ? એટલા માટે વિષયની જે ઇચ્છા થાય છે તે આત્મા પરમાનંદરૂપ છે એવો વિશ્વાસ ન હોવાથી થાય છે. વિશ્વાસ ન હોવો એ જ અજ્ઞાન. તેથી આત્મસ્વરૂપના અજ્ઞાનથી વિષયવાસના થાય છે, અને વિષયવાસના એ જ દુઃખ (પ્ર. ૩, સિ. ૭). તેથી **મનુષ્યને જે દુઃખો થાય છે તે માટે સ્વરૂપનું**

**(આત્માના પરિચયનું) અજ્ઞાન જ કારણ છે.**

આ જ બાબત વેદાંતશાસ્ત્રની દૃષ્ટિએ આ પ્રમાણે સિદ્ધ કરી શકાય :

**૧ અજ્ઞાનમાંથી અવિવેક. ૨ અવિવેકમાંથી અભિમાન. ૩ અભિમાનમાંથી રાગદ્વેષ. ૪ રાગ-દ્વેષમાંથી કર્મ. ૫ કર્મમાંથી શરીરપરિગ્રહ અને ૬ શરીરપરિગ્રહમાંથી દુ:ખ પેદા થાય છે.**

૧. હવે **અજ્ઞાનમાંથી અવિવેક** કેવી રીતે પેદા થાય છે તે જોઈએ. **અવિવેક** એટલે સત્યાસત્ય, ભલું-બૂરું, ધર્માધર્મ વગેરે પરસ્પર પ્રતિયોગી (વિરોધી) બાબતો વચ્ચેનો ભેદ ન સમજાવો તે. બે પદાર્થો વચ્ચેનો ભેદ સમજવા માટે તે પદાર્થોનુ પૃથક્ પૃથક્ સ્વરૂપ સમજાવું જોઈએ. આ પરથી આત્મા અને અનાત્માના સ્વરૂપ અને તે બે વચ્ચેના ભેદના અજ્ઞાનથી જ **અવિવેક** ઉત્પન્ન થાય છે એમ નક્કી થયુ.

૨. હવે અવિવેકમાંથી **અભિમાન** કેવી રીતે થાય છે તે જોઈએ. અભિમાન એટલે કોઈ પદાર્થનુ કર્તૃત્વ પોતાનામાં ન હોવા છતાં તે પદાર્થ મેં કર્યો એમ કહેવું અથવા પોતાનુ ખરું સ્વરૂપ હોય કંઈ અને માનવું કંઈ. ઉપર કહેલો અવિવેક જો ન હોય તો મનુષ્યને આવું અભિમાન થાય નહિ દા. ત. 'शतश्लोकेन पंडित.' કેવળ સો શ્લોકનુ જ્ઞાન થવાથી પંડિત થાય છે, એ કહેવત પ્રમાણે થોડાક જ અભ્યાસથી હું પંડિત છું એવુ જે અભિમાન થાય છે તેનુ કારણ વિદ્વાન અને અવિદ્વાન વચ્ચેનો ભેદ ન સમજાવો એ છે. આને જ અવિવેક કહે છે. તેથી

સ્વરૂપનું અથવા ખરા કર્તૃત્વનુ અજ્ઞાન જ એટલે કે અવિવેક જ અભિમાનનુ કારણુ છે.

૩. અભિમાનમાંથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે. જ્યારે જ્યારે મનુષ્યના મનમાં રાગદ્વેષ ઉત્પન્ન થાય છે ત્યારે પોતાને વિષે ન હોય એવું અભિમાન પોતાના પર લેવાથી જ તે ઉત્પન્ન થાય છે. દા. ત. કોઈ એક છોકરો બીજા કોઈ છોકરાને મારે છે તે કોઈ ગૃહસ્થે જોયું તેથી તે મારનાર છોકરા વિષેનો જે દ્વેષ તે ગૃહસ્થના મનમાં પેદા થાય છે; તેનુ કારણુ જેને માર પડ્યો છે તે છોકરા વિષેનું અભિમાન જ છે.

૪. રાગદ્વેષમાંથી કર્મ ઘડાય છે. રાગ એટલે સુખ વિષે પ્રીતિ અને દ્વેષ એટલે દુઃખ પ્રત્યે દ્વેષ. મનુષ્ય અમસ્તો જ બેઠો હોય ત્યારે તેના મનમાં વિષય પ્રત્યે રાગ (પ્રીતિ) અથવા દ્વેષ પેદા થયા વિના તેના હાથે કોઈ પણુ ક્રિયા એટલે કે **સહેતુક** ક્રિયા થવાનો સંભવ નથી. નિરાતે બેઠેલો મનુષ્ય જે ઊભો થાય છે તે સતત બેસી રહેવાથી થયેલા દુઃખના નિવારણુ માટે અથવા સુખની પ્રાપ્તિ માટે ઊભો થતો હોય છે, અથવા ગરીબને ભિક્ષા આપવા માટે અથવા તો કૂતરું કે બિલાડું આવ્યુ હોય તો તેને હાંકી કાઢવા માટે તે કામે લાગે છે. એટલે તે તેના હાથથી કર્મ થાય છે. આમ કર્મ થવા માટે રાગ-દ્વેષ જ કારણુ છે.

૫. કર્મને લીધે શરીરેન્દ્રિયસંઘાત પ્રાપ્ત થાય છે. પૂર્વજન્મમાં કરેલાં કર્મો ભોગવવા માટે શરીરના પરિગ્રહની જરૂર છે અથવા બીજી દૃષ્ટિથી અહીં પરિગ્ર[illegible]નો અર્થ અહંભાવ એવો થાય છે, તે માટે પણુ પૂર્વકર

૬. શરીરપરિગ્રહથી દુઃખ થાય છે; કારણ શરીરને અભિમાન જેટલા પ્રમાણમા વધુ તેટલા પ્રમાણમાં દુઃખ વધુ હોય છે એવો જગતમાંનો અનુભવ છે. દા. ત. 'હું' એટલે મારો દેહ સ્વચ્છ છે એવું જેને અભિમાન છે તેના શરીર પર મેલ લાગતાં જ તેને દુઃખ થાય છે, તે જ પ્રમાણે સ્પર્શાસ્પર્શનું જેને અભિમાન હોય છે તેને કોઈ સ્પર્શ કરે તો તેથી દુઃખ થાય છે. આ વાત સુષુપ્તિના દૃષ્ટાંતથી સારી રીતે ધ્યાનમાં આવશે. સુષુપ્તિમાં મન લીન થવાથી પરિગ્રહનુ સાધન જ નષ્ટ થઈ જાય છે તેથી તે અવસ્થામાં મનુષ્ય સુખમાં હોય છે.

આ બધી કાર્યકારણપરંપરા જોતાં મનુષ્યને દુઃખ **પ્રાપ્ત થવા માટે સ્વરૂપનું અજ્ઞાન જ કારણ છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૫

### આત્મજ્ઞાન વિના દુઃખનો સર્વાંશે નાશ થતો નથી

तरति शोकमात्मवित् ।

આત્માને જાણનાર શોક–દુઃખથી મુક્ત બને છે. –શ્રુતિ

આત્માનુ અજ્ઞાન જ બધા દુઃખનું કારણ છે એમ પાછલા ૧૪મા સિદ્ધાંતથી સિદ્ધ કર્યું છે. અંધકારનો નાશ કરવા માટે જેમ પ્રકાશ જ જોઈએ તેમ અજ્ઞાનને દૂર કરવા માટે તેનુ વિરોધી એવું જ્ઞાન જ થવું જોઈએ;

સ્વરૂપનું અથવા ખરા કર્તૃત્વનું અજ્ઞાન જ એટલે કે અવિવેક જ અભિમાનનું કારણ છે.

૩. અભિમાનમાંથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે. જ્યારે જ્યારે મનુષ્યના મનમાં રાગદ્વેષ ઉત્પન્ન થાય છે ત્યારે પોતાને વિષે ન હોય એવું અભિમાન પોતાના પર લેવાથી જ તે ઉત્પન્ન થાય છે. દા. ત. કોઈ એક છોકરો બીજા કોઈ છોકરાને મારે છે તે કોઈ ગૃહસ્થે જોયું તેથી તે મારનાર છોકરા વિષેનો જે દ્વેષ તે ગૃહસ્થના મનમાં પેદા થાય છે; તેનું કારણ જેને માર પડ્યો છે તે છોકરા વિષેનું અભિમાન જ છે.

૪. રાગદ્વેષમાંથી કર્મ ઘડાય છે. રાગ એટલે સુખ વિષે પ્રીતિ અને દ્વેષ એટલે દુઃખ પ્રત્યે દ્વેષ. મનુષ્ય અમસ્તો જ બેઠો હોય ત્યારે તેના મનમાં વિષય પ્રત્યે રાગ (પ્રીતિ) અથવા દ્વેષ પેદા થયા વિના તેના હાથે કોઈ પણ ક્રિયા એટલે કે સહેતુક ક્રિયા થવાનો સંભવ નથી. નિરાંતે બેઠેલો મનુષ્ય જે ઊભો થાય છે તે સતત બેસી રહેવાથી થયેલા દુઃખના નિવારણ માટે અથવા સુખની પ્રાપ્તિ માટે ઊભો થતો હોય છે, અથવા ગરીબને ભિક્ષા આપવા માટે અથવા તો કૂતરું કે બિલાડું આવ્યું હોય તો તેને હાંકી કાઢવા માટે તે કામે લાગે છે. એટલે તે તેના હાથથી કર્મ થાય છે. આમ કર્મ થવા માટે રાગદ્વેષ જ કારણ છે.

૫. કર્મને લીધે શરીરેન્દ્રિયસંઘાત પ્રાપ્ત થાય છે. પૂર્વજન્મમાં કરેલાં કર્મો ભોગવવા માટે શરીરના પરિગ્રહની જરૂર છે અથવા બીજી દૃષ્ટિથી અહીં પરિગ્રહ એનો અર્થ અહંભાવ એવો થાય છે, તે માટે પણ પૂર્વકર્મ જ કારણ છે.

૬. શરીરપરિગ્રહથી દુ:ખ થાય છે; કારણ શરીરને અભિમાન જેટલા પ્રમાણમાં વધુ તેટલા પ્રમાણમાં દુ:ખ વધુ હોય છે એવો જગતમાંનો અનુભવ છે. દા. ત. 'હું' એટલે મારો દેહ સ્વચ્છ છે એવું જેને અભિમાન છે તેના શરીર પર મેલ લાગતાં જ તેને દુ:ખ થાય છે, તે જ પ્રમાણે સ્પર્શાસ્પર્શનું જેને અભિમાન હોય છે તેને કોઈ સ્પર્શ કરે તો તેથી દુ:ખ થાય છે. આ વાત સુષુપ્તિના દૃષ્ટાંતથી સારી રીતે ધ્યાનમાં આવશે. સુષુપ્તિમાં મન લીન થવાથી પરિગ્રહનું સાધન જ નષ્ટ થઈ જાય છે તેથી તે એવસ્થામાં મનુષ્ય સુખમાં હોય છે.

આ બધી કાર્યકારણપરંપરા જોતાં **મનુષ્યને દુ:ખ પ્રાપ્ત થવા માટે સ્વરૂપનું અજ્ઞાન જ કારણ છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૫

### આત્મજ્ઞાન વિના દુ:ખનો સર્વાંશે નાશ થતો નથી

तरति शोकमात्मवित् ।

આત્માને જાણનાર શોક–દુ:ખથી મુક્ત બને છે. —શ્રુતિ

આત્માનું અજ્ઞાન જ બધા દુ:ખનુ કારણ છે એમ પાછલા ૧૪મા સિદ્ધાંતથી સિદ્ધ કર્યું છે. અંધકારનો નાશ કરવા માટે જેમ પ્રકાશ જ જોઈએ તેમ અજ્ઞાનને દૂર કરવા માટે તેનુ વિરોધી એવું જ્ઞાન જ થવું જોઈએ;

તે સિવાય બીજો ઉપાય નથી. દુઃખનિવૃત્તિ થવા માટે અજ્ઞાન જવુ જોઈએ અને અજ્ઞાનની નિવૃત્તિ થવા માટે જ્ઞાન થવું જોઈએ. આ વિધાન વિષે એક શંકા સંભવે એવી છે, તે એ કે સંસારમાં પ્રાપ્ત થતા દુ.ખોની નિવૃત્તિ માટે વિવિધ પ્રકારના ઉપાયો છે જ. દા. ત. રોગ થયો હોય તો વૈદકશાસ્ત્રમા જે તે રોગ પર ઔષધ કહેલુ જ છે. તે જ પ્રમાણે ભૂખ વગેરે દુઃખના નિવારણ માટે ભોજન વગેરે ઉપાયો કહેલા છે. પ્રત્યેક દુઃખને દૂર કરવા માટે કોઈ ને કોઈ ઉપાય છે જ, તો પછી તમારા આત્મજ્ઞાનમાં એવું તે શુ વિશેષ છે? આ શંકાનુ સમાધાન એવું છે કે જે તે દુ.ખના નિવારણ માટે જે તે ઉપાયો છે તોપણ તેમનાથી રોગાદિ દુઃખો હમેશને માટે દૂર થઈ જ જાય છે એમ કહી શકાય નહિ. કદાચિત્ તે ઉપાયથી દુઃખની નિવૃત્તિ થઈ એમ સમજો, તોપણ નિવૃત્ત થયેલાં દુઃખો ફરીથી આવવાનો સંભવ છે. તેથી તે નિવૃત્તિને અત્યંત નિવૃત્તિ–સમૂળગો નાશ કહી શકાય નહિ. એટલા માટે સર્વ દુઃખોનુ કારણ જે સ્વરૂપનુ અજ્ઞાન તે નષ્ટ થયા વિના સર્વ દુઃખોનો સમૂલ નાશ થવો શક્ય નથી. આથી એમ સિદ્ધ થાય છે કે **અજ્ઞાનનો નાશ કરનાર આત્મજ્ઞાન વિના બધાં દુઃખોની અત્યંત નિવૃત્તિ થતી નથી** અર્થાત્ સમૂલ નાશ થતો નથી.

## સિદ્ધાંત-૧૬

### જગતમાંની કોઈ પણ વસ્તુનો અત્યંતાભાવ[1] કલ્પી શકવાનું શકય નથી

પદાર્થનો નાશ એટલે તેનું રૂપાંતર. જેમ પાણી ચૂલા પર મૂકવાથી ઊકળી ઊકળીને નહિવત્ થઈ જાય છે ત્યારે તેનો તદ્દન અભાવ થઈ જતો નથી. તેનું પહેલાંનું દ્રવરૂપ જતું રહીને તેને વરાળનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. તે જ વરાળ પાછી તે પાણી પર ઢાંકેલા વાસણને લાગીને, પાણી બિંદુરૂપે નજરે પડે છે. બીજું ઉદાહરણ: લાકડાની પૂતળી લઈએ. પૂતળીને ભાંગીને તેના કટકા કરી નાખીએ તો ભૂકો થવાનો અથવા તેને બાળીએ તો તેની રાખ થવાની, પરંતુ તેથી તેનો તદ્દન નાશ કલ્પવો શક્ય નથી. તેથી **જગતમાંની કોઈ પણ વસ્તુના અત્યંતાભાવની કલ્પના શકય નથી** એ સિદ્ધ થાય છે.

---

૧ આખું જગત મનોમય છે એમ આગળ ભ્રમ પ્રકરણમા કહ્યુ છે. પદાર્થનો અત્યંત અભાવ કલ્પી શકાતો નથી તેનું કારણ પદાર્થ માટેની મનોમયતા જ છે જે મનોમય હોય તેનો તદ્દન અભાવ મનથી જ કેમ કલ્પી શકાય? મનનો નાશ થયા વિના મનોમય પદાર્થનો નાશ થતો નથી એ સ્પષ્ટ જ છે. સુષુપ્તિ અવસ્થામા મનના અભાવમા રાખના પરમાણુનો પણ અભાવ થવો જ જોઈએ એનો અનુભવ ઊંઘમાથી ઊઠેલા માણસને હોય છે.

## સિદ્ધાંત-૧૭

### આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી લેવી એ જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે: આથી વિશેષ ( મહત્ત્વનું ) એવું બીજું કર્તવ્ય જ નથી

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत॥

હે નિષ્પાપ અર્જુન ! આ પ્રમાણે મેં તને આ અત્યંત ગુપ્ત બોધ આપ્યો એને સારી રીતે જાણીને માણસ બ્રહ્મજ્ઞાનથી સંપન્ન થાય છે અને શ્રૌતસ્માર્ત અનુષ્ઠાન એ કરી ચૂક્યો હોય તેમ કૃતકૃત્ય થઈ જાય છે. —ભગવદ્ગીતા અ. ૧૫, શ્લો ૨૦

नरदेहींचा हाचि स्वार्थ। साधाया चौथा पुरुषार्थ।
तो न करितां जो फां अर्थ। तो अनर्थ जाणावा॥

ચોથો પુરુષાર્થ-મોક્ષ સાધવો એ જ નરદેહનો સ્વાર્થ છે. તે ન કરવાથી બાકીના તમામ અર્થ અનર્થ જ છે

—એકનાથી ભાગવત અ ૯

પ્ર. ૩, સિ. ૧ પ્રમાણે બધા મનુષ્યો સુખની પાછળ લાગેલા છે એ સિદ્ધ થયેલું જ છે. તે સુખ દુઃખની સંપૂર્ણ નિવૃત્તિ વિના મળનાર નથી અને તેવું પૂર્ણ સુખ મળ્યા વિના 'મારું કર્તવ્ય પૂરું થયું' એમ મનુષ્યને લાગવાનું નથી. તેથી જેનાથી સર્વ દુઃખોનું નિવારણ થાય તે જ મનુષ્યનુ કર્તવ્ય ગણાય, આ વાત સર્વમાન્ય છે. બધા દુઃખોનું નિવારણ થવા માટે આત્મજ્ઞાન વિના બીજો ઉપાય જ નથી ( પ્ર. ૩, સિ. ૧૫). તેથી **આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી લેવી એ જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે, એથી વિશેષ ( મહત્ત્વનું ) એવું બીજું કર્તવ્ય જ નથી** એમ સિદ્ધ થયું.

## સિદ્ધાંત-૧૮

### જે ઉદ્દેશથી જે ક્રિયા કરવામાં આવે છે તે ઉદ્દેશ પ્રમાણે તે ક્રિયાનું સ્વરૂપ બદલાય છે

यथाक्रतुरस्मिन्लोके पुरुषो भवति।

આ લોકમાં પુરુષ જેવા નિશ્ચયવાળો હોય છે (તેવો જ અહીંથી મર્યા પછી થાય છે). —શ્રુતિ

मन:कृतं कृतं राम न शरीरकृतं कृतम्।
येनैवालिंगिता कांता तेनैवालिंगिता सुता।

હે રામ! તમામ કૃત્યો શરીરનાં કરેલા નથી પણ મનનાં કરેલાં છે. જે પત્નીને આલિંગન કરે છે તે જ પુત્રીને આલિંગન કરે છે. —યોગવાસિષ્ઠ

જ્યારે એક ક્રિયા બીજી ક્રિયાને સહાયભૂત હોય છે ત્યારે તે સહાયભૂત ક્રિયાને બીજી ક્રિયાનુ રૂપ પ્રાપ્ત થાય છે. એટલે કે તે બંને ક્રિયાઓનો ઉદ્દેશ એક જ હોવાથી પહેલી ક્રિયા બીજીનું અંગ હોય છે. એમ ધારો કે કોઈ વકીલાતની પરીક્ષા માટે અભ્યાસ કરી રહ્યું છે. તેમાં સંસ્કૃત ભાષા પરીક્ષાનો વિષય નથી પણ ધર્મશાસ્ત્ર તે પરીક્ષાનો વિષય છે. અને ધર્મશાસ્ત્ર સારી રીતે સમજાય તે માટે સંસ્કૃત ભાષાનુ જ્ઞાન થવું જરૂરી છે. તેથી તે થવા માટે અહીં સંસ્કૃત ભાષાનો થતો અભ્યાસ એ વકીલાતનો જ અભ્યાસ છે; કારણ આ બંને ક્રિયાઓને ભિન્ન માનીએ તો તેમના ઉદ્દેશો પણ ભિન્ન માનવા પડશે; પણ અહીં ઉદ્દેશ ભિન્ન નથી. તે બંને ક્રિયાનો ઉદ્દેશ વકીલાતની પરીક્ષા પસાર કરવી એ જ છે. તેથી સંસ્કૃતનો અભ્યાસ આ વકીલાતનો જ અભ્યાસ છે. માટે **જે ઉદ્દેશથી જે ક્રિયા કરવામાં**

આવે છે તે ઉદ્દેશ પ્રમાણે તે ક્રિયાનું સ્વરૂપ બદલાય છે.

## સિદ્ધાંત-૧૯

### મોક્ષપ્રાપ્તિ માટે કરેલી સાંસારિક પ્રવૃત્તિને પરમાર્થ પ્રવૃત્તિ જ સમજવી

मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ।

મારા અર્થે કર્મ કરતો રહેનાથી પણ તું પૂર્ણતાને પામીશ.

—ભગવદ્‌ગીતા

આ પ્રકરણના ૧૮મા સિદ્ધાંતમાં એક જ ઉદ્દેશથી કરેલી ક્રિયાઓ એક જ સ્વરૂપની હોય છે એમ સિદ્ધ કર્યું છે, તેથી મોક્ષપ્રાપ્તિના ઉદ્દેશથી જે કંઈ સાંસારિક પ્રવૃત્તિ કરી હોય તેને પરમાર્થનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. દા. ત. કોઈ વ્યક્તિના મનમાં વેદાંતવિદ્યાનો અભ્યાસ કરવાની ઇચ્છા છે, પણ પુસ્તકો વગેરે લેવા માટે પાસે પૈસા નથી, તેથી પૈસા મેળવવા માટે તેણે નોકરી અથવા ધંધો કર્યો. આમાં તેની આ બધી ક્રિયા સાંસારિક ક્રિયા જેવી લાગવા છતાં તેનો ઉદ્દેશ મોક્ષની પ્રાપ્તિ કરવાનો હોવાથી તે નોકરી કે ધંધો વગેરે બધી ક્રિયા જ છે. ઉદાહરણ બીજું : કાશી જેવા પવિત્ર ક્ષેત્રમાં પરમાર્થના લાભ માટે નિવાસ કરવો એવા ઉદ્દેશથી કોઈ મુમુક્ષુ ત્યાં નોકરી કરે તો તે નોકરીને સાંસારિક પ્રવૃત્તિ હોવાનું કહી શકાય નહિ, તેની ગણના પરમાર્થમાં જ કરવી જોઈએ. પણ તે ધંધાનો ઉપયોગ સંસારવ્યવહાર માટે કરવો ન જોઈએ. 'प्रपंच करून परमार्थ साधावा' (સંસારવ્યવહાર કરતા રહીને પરમાર્થ સાધવો) એવા ઉપદેશનું આ જ

રહસ્ય છે. એટલા માટે મોક્ષપ્રાપ્તિ માટે કરેલી **સાંસારિક પ્રવૃત્તિ પરમાર્થ પ્રવૃત્તિ જ સમજવી.**

## સિદ્ધાંત–૨૦

### સાંસારિક અથવા વિષયસુખ માટે કરેલાં બધાં પારમાર્થિક કર્મો સાંસારિક પ્રવૃત્તિ જ હોય છે*

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ॥

ઇશ્વરપ્રીત્યર્થ કરવામાં આવેલાં વૈદિક અને વિહિત કર્મોથી મુક્તિ પ્રાપ્ત થાય છે ને એ કર્મોથી ભિન્ન કામ્ય તથા નિષિદ્ધ કર્મોથી મનુષ્ય જન્મ વગેરેના હેતુરૂપ કર્મના બંધનમાં પડે છે.

–ભગવદ્‌ગીતા ૩–૯

જેના ઉદ્દેશથી જે ક્રિયા કરવામાં આવે છે તે કર્મનું રૂપ તે ક્રિયાને પ્રાપ્ત થાય છે (પ્ર. ૩, સિ. ૧૮). તે પરથી વિષયસુખ મેળવવાના ઉદ્દેશથી કરેલાં બધાં પારમાર્થિક કર્મો પણ સાંસારિક સ્વરૂપનાં જ સમજવાં જોઈએ. દા. ત. પુત્ર, ધન, પત્ની વગેરે વિષયોની પ્રાપ્તિ માટે કરેલાં જપ, તપ, પૂજા વગેરે કર્મો દેખાવમાં ભલે પારમાર્થિક લાગે પણ તે સાંસારિક સુખના ઉદ્દેશથી કરાયેલાં હોવાથી તે બધાં સાંસારિક કર્મો જ છે. હાલમાં લોકોમાં સત્યનારાયણની પૂજાનો જે આટલો મોટો પ્રચાર થયો છે તેને કયો વિચારક પુરુષ પરમાર્થ કહેશે? તેથી **સાંસારિક અથવા વિષયસુખ માટે કરેલાં બધાં પારમાર્થિક કર્મો સાંસારિક પ્રવૃત્તિ જ હોય છે.**

* બધાં સકામ કર્મો આમાં આવી જાય છે.

## સિદ્ધાંત–૨૧

### વાસના કર્મનું બીજ છે

**वासनावृद्धितः कार्यं कार्यवृद्धया च वासना ।**

વાસના વધવાથી કાર્ય વધે છે અને કાર્ય વધવાથી વાસના.

કોઈ પણ ક્રિયા થાય તે પહેલાં તે ક્રિયાની વાસના હોવી જોઈએ. વાસના સિવાય ક્રિયા થતી નથી. **વાસના** એટલે કર્મ કરવાની ઇચ્છાનો પૂર્વસંસ્કાર. વાસના વિના ઇચ્છા થતી નથી અને ઇચ્છા વિના કર્મ થતું નથી (અ. સિ. ત. ૪૭) એ વાત અનુભવસિદ્ધ છે. દા. ત. કોઈ મનુષ્યની બાલ્યાવસ્થા શ્રીમંતાઈમાં પસાર થઈ હોય, આગળ જતાં કમનસીબે કંગાલિયત આવી હોય તોપણ મોટપણ-માં રાજાના જેવા ભોગો ભોગવવાની ઇચ્છા થાય છે ને તે પ્રમાણે કરજ કરીને પણ તે વિલાસ ભોગવે છે. આમાં મોટ-પણમાં વિષયભોગની ઇચ્છા થવા માટે પહેલાંની વાસના કારણ થઈ. શ્વાસોચ્છ્વાસાદિ ક્રિયાઓ ઇચ્છા વિના થતી હોવાથી નિરિચ્છ છે એમ જો કોઈ કહે તો તેનું સમાધાન એ છે કે, જે ક્રિયાઓ સ્વાભાવિક બની જાય છે તે ઉપર ઉપરથી ઇચ્છા વિના થતી હોવાની જણાય છે પણ વસ્તુતઃ તે નિરિચ્છ હોતી નથી; કારણ કે ટેવને લીધે વાસના અને ક્રિયા વચ્ચેનો ભેદ ધ્યાનમાં આવતો નથી. આ જ નિયમ શ્વાસોચ્છ્વાસાદિ ક્રિયાને લાગુ પડે છે. તેથી **વાસના કર્મનું બીજ છે** એમ સિદ્ધ થયું.

## સિદ્ધાંત-૨૨

### કંઈ પણ ફળના ઉદ્દેશ વિના કરેલું કર્મ ન કર્યા સમાન જ છે

यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते

જેણે કર્મના ફળનો ત્યાગ કર્યો હોય તેને ત્યાગી કહેવામાં આવે છે. —ભગવદ્‌ગીતા

મનુષ્યના હાથે થતી ક્રિયાઓમાંની કેટલીક ઉદ્દેશ સહિત હોય છે ને કેટલીક ઉદ્દેશરહિત હોય છે. તેમાંની ઉદ્દેશ સાથે કરેલી બધી ક્રિયાઓ 'મેં કરી' એમ મનુષ્યને લાગે છે અને બાકીની ઉદ્દેશરહિત હજારો ક્રિયાઓ થતી હોવા છતાં 'મેં કરી' એવી ભાવના હોતી નથી; આવો અનુભવ બધા મનુષ્યોને છે. દા. ત. શ્વાસોચ્છ્‌વાસ, પોપચાંનું ઉઘાડ-બંધ થવું, ખંજવાળવું વગેરે ક્રિયાઓ દરરોજ અજાણતાં જ સેંકડો વાર થાય છે. પણ તે આપણી મરજીથી જ થતી ન હોવાથી તે 'આપણે કરીએ છીએ' એમ આપણને લાગતું નથી. આ જ પ્રમાણે નાનાં બાળકો અથવા ગાંડા માણસોની ક્રિયાઓ નિરિચ્છ-ઇચ્છા વિનાની હોય છે, તેથી તેમાં 'હું કરું છું' એવી ભાવના હોતી નથી. જ્યાં ઉદ્દેશ હોતો નથી ત્યાં 'હું'ની ભાવના નથી હોતી અને જ્યાં 'હું' એ ભાવના હોતી નથી ત્યાં તે ક્રિયા ન કરવા સમાન જ છે. આથી સિદ્ધ થાય છે કે **કંઈ પણ ફળના ઉદ્દેશ વિના કરેલું કર્મ ન કર્યા સમાન જ છે.**

## સિદ્ધાંત-૨૩

### જે કર્મ ન કરવાનુ મનુષ્યના હાથની વાત નથી ને જે મનુષ્યના પ્રયત્ન વિનાના જ આપમેળે થતાં હોય છે તેવાં કર્મો 'હું કરું છું' એમ બોલવું તે અજ્ઞાન છે

**अहं करोमीति वृथाभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः ।**

એવુ અભિમાન મિથ્યા છે; કારણ કે પ્રાણી પોતાની કર્મરૂપી દોરીમા ગુંથાયેલ છે તેથી તે આપમેળે થયા કરે છે. —અધ્યાત્મરામાયણ

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥**

સર્વ કર્મો માયારૂપ પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો દ્વારા થયેલાં છે તોપણ અહંકારી પુરુષ હું કરું છું એમ માની લે છે

—ભગવદ્ગીતા ૩-૨૭

જે કર્મ કરવામાં આપણે સ્વતંત્ર છીએ તે ન કરવાનું પણ આપણા જ હાથમાં હોવું જોઈએ; તો જ તે કર્મના આપણે ખરા કર્તા ગણાઈએ, નહિ તો આપણે તે બાબતમાં સ્વતંત્ર છીએ એમ કહી શકાય નહિ. દા. ત. ખજાનચીના હાથમા સેવકોને પગાર આપવાનું કામ હોય છે પરંતુ ન આપવાનું કામ તેના હાથમાં નથી, અર્થાત્ કાયદાથી તેને તેમ કરવાનો એટલે કે પગાર ન આપવાનુ કામ કરવાનો અધિકાર નથી તેથી વાસ્તવિક પગાર આપ નારો ખજાનચી ન ગણાય. આમ હોવાથી 'હું જ આ બધા લોકોનો દાતા' એવું જો તે અભિમાન કરે તો તે તેનું અજ્ઞાન છે. તે જ પ્રમાણે આગગાડીનો ડ્રાઈવર એમ કહે કે આ ગાડીનો સંચાલક હુ જ છું તો તેનૂ તે કથન અજ્ઞાનમૂલક છે, કારણ કે ગાડી બંધ કરવાનું તેના અધિકારમાં નથી, તે તેના સ્વતંત્ર પ્રયત્ન વિના એટલે કે અધિ-

કારીઓના હુકમથી જ ચાલતી હોય છે એટલા માટે જ **જે કર્મ ન કરવાનું કે જેને અટકાવી રાખવાનું માણસના હાથમાં નથી તે કર્મ 'હું કરું છું' એમ બોલવું આ તેનું અજ્ઞાન છે.**

## સિદ્ધાંત–૨૪

### વાસ્તવમાં મનુષ્ય કર્મનો કર્તા નથી

**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते।**

અહંકારી પુરુષ હું કરું છું એમ માની લે છે.

–ભગવદ્‌ગીતા ૩–૨૭

કર્મનું બીજ વાસના છે એમ આ પ્રકરણના ૨૧મા સિદ્ધાંતમાં કહ્યું છે. વાસના થઈ કે કર્મ પેદા થાય છે. આથી વાસનાનો જે કર્તા તે જ કર્મનો કર્તા હોવો જોઈએ, કારણ કે જેને સ્વાધીન કારણ હોય તેને જ સ્વાધીન તેનું કાર્ય હોવું જોઈએ. હવે જુઓ કે વર્તમાન જન્મમાં વાસનાનો કર્તા મનુષ્ય નથી એ ખુલ્લું છે. તૃષા અને ક્ષુધા લાગ્યા પછી મનુષ્ય પાણી પીશે અને અન્ન ખાશે, પરંતુ તૃષા અને ક્ષુધા તેને સ્વાધીન નથી. આ જ પ્રમાણે કોઈ પણ **વાસનાનો કર્તા મનુષ્ય નથી.** કર્મને માટે ઈચ્છા જોઈએ, પરંતુ ઇચ્છાને કોઈ ઇચ્છા નથી. તે મનુષ્યના પ્રયત્ન વિના જ થાય છે અને તે ન કરવી તે મનુષ્યને સ્વાધીન નથી. ઇચ્છા અથવા વાસના એ એક સૂક્ષ્મ કર્મ જ છે, પરંતુ જે કર્મ ન કરવાનું મનુષ્યને સ્વાધીન નથી અને જે મનુષ્યના પ્રયત્ન વિના જ થાય છે તે 'મેં કર્યું' એમ કહેવું એ અજ્ઞાન છે (પ્ર. ૩, સિ. ૨૩). આથી **વાસ્તવમાં એટલે ખરું જોતાં મનુષ્ય કર્મનો કર્તા નથી,** એ સિદ્ધ થયું.

## સિદ્ધાંત–૨૫

### મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતો નથી

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।

કોઈ પણ પુરુષ ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના રહેતો નથી.

–ભગવદ્‌ગીતા, ૩–૫

ક્રિયા બે પ્રકારની છે : એક વિધિરૂપ અને બીજી નિષેધરૂપ. દા. ત. ચાલવું, બોલવું, જમવું વગેરે વિધિક્રિયા છે અને આવી ક્રિયાઓ ન કરવી તે નિષેધક્રિયા. ન કરવું એ વળી ક્રિયા કેવી? એનો ઉત્તર એ છે કે ઉપર ઉપરથી જોતાં આ ક્રિયા નથી એમ લાગે તોપણ વિચારને અંતે તે ક્રિયા જ છે એમ જણાઈ આવશે; કારણ કે ક્રિયા વિના રહેવામાં પણ મનુષ્યને પ્રયત્ન કરવો પડે છે. બહુ બોલ બોલ કરનારને મૂંગા બેસી રહેવામાં નિગ્રહરૂપ ક્રિયા કરવી પડે છે. આ બેમાંથી કોઈ પણ એક ક્રિયા તો ચાલુ રહેવી જ જોઈએ. તે સિવાય એક ક્ષણ પણ પસાર થવી મુશ્કેલ છે. અથવા પ્રાણચલન–શ્વાસોચ્છ્‌વાસ–પ્રાણધારણ પણ એક ક્રિયા જ

## સિદ્ધાંત–૨૬

### કર્મસંન્યાસ એટલે કર્મનો ત્યાગ નહિ પણ ફલેચ્છાનો ત્યાગ સમજવો

**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ।**

કર્મના ફળનો જેણે ત્યાગ કર્યો હોય તેને ત્યાગી કહેવામાં આવે છે.

–ભગવદ્‌ગીતા, ૧૮–૧૧

કર્મસંન્યાસનો અર્થ કર્મનો જ ત્યાગ એવો કરાય તો તે બરાબર નહિ ગણાય; કારણ કે આ પ્રકરણના ૨૫મા સિદ્ધાંત પ્રમાણે એવો અર્થ કરવાનું અશક્ય છે. મનુષ્ય એક ક્ષણ માટે પણ ક્રિયા કર્યા વિના રહી શકતો નથી. એ જો ખરું હોય તો કર્મત્યાગ અશક્ય છે. ચાલુ પ્રકરણના ૨૨મા સિદ્ધાંત પ્રમાણે ફલેચ્છારહિત કરેલાં કર્મો ન કર્યા સમાન જ છે. તેથી એ જ કર્મત્યાગ ગણાય. જે વાત અશક્ય છે તેનો વિધિ કોઈ કહેવાનું નથી (અ. સિ. ત. ૪૨). આથી શાસ્ત્રે જે **કર્મસંન્યાસ** કહ્યો છે તેનો અર્થ કર્મનો ત્યાગ એમ ન કરતાં કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ એવો જ કરવો યોગ્ય ગણાય. તેથી **કર્મસંન્યાસ એટલે કર્મનો ત્યાગ નહિ પણ ફલેચ્છાનો ત્યાગ સમજવો.**

## સિદ્ધાંત–૨૭

### કામ્ય વ્રતોનો અને અન્ય કામ્ય કર્મોનો ત્યાગ જ કરવો જોઈએ.

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**

કામ્ય કર્મોના ત્યાગને પંડિતો ઉત્તમ ત્યાગ હોવાનું કહે છે.

–ભગવદ્‌ગીતા, ૧૮–૨

કેટલાંક કર્મો સ્વભાવતઃ જ સકામ હોય છે. દા. ત.

## સિદ્ધાંત-૨૫

### મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતો નથી

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।

કોઈ પણ પુરુષ ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના રહેતો નથી.

–ભગવદ્‌ગીતા, ૩–૫

ક્રિયા બે પ્રકારની છે : એક વિધિરૂપ અને બીજી નિષેધરૂપ. દા. ત. ચાલવું, બોલવું, જમવું વગેરે વિધિક્રિયા છે અને આવી ક્રિયાઓ ન કરવી તે નિષેધક્રિયા. ન કરવું એ વળી ક્રિયા કેવી ? એનો ઉત્તર એ છે કે ઉપર ઉપરથી જોતાં આ ક્રિયા નથી એમ લાગે તોપણ વિચારને અંતે તે ક્રિયા જ છે એમ જણાઈ આવશે; કારણ કે ક્રિયા વિના રહેવામાં પણ મનુષ્યને પ્રયત્ન કરવો પડે છે. બહુ બોલ બોલ કરનારને મૂંગા બેસી રહેવામાં નિગ્રહરૂપ ક્રિયા કરવી પડે છે. આ બેમાંથી કોઈ પણ એક ક્રિયા તો ચાલુ રહેવી જ જોઈએ. તે સિવાય એક ક્ષણ પણ પસાર થવી મુશ્કેલ છે. અથવા પ્રાણચલન–શ્વાસોચ્છ્‌વાસ–પ્રાણધારણ પણ એક ક્રિયા જ છે. મનુષ્ય એક પ્રાણી છે. તે પ્રાણચલન એટલે પ્રાણની શ્વાસપ્રશ્વાસરૂપ ક્રિયા વિના રહે છે, એવી કલ્પના કરવાથી પ્રાણી પ્રાણ વિના રહે છે એમ થશે અને તેથી આ કથનમાં વ્યાહતિદોષ આવશે. પ્રાણનો નિરોધ કરવો શક્ય છે, પરંતુ અત્યંત નિરોધ અશક્ય છે. કદાચિત્ શક્ય માનીએ તો નિરોધની ક્રિયા તો ચાલુ ગણાય જ. તેથી એમ સિદ્ધ થાય છે કે **મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતો નથી.**

## સિદ્ધાંત–૨૬

**કર્મસંન્યાસ એટલે કર્મનો ત્યાગ નહિ પણ ફલેચ્છાનો ત્યાગ સમજવો**

यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ।

કર્મના ફળનો જેણે ત્યાગ કર્યો હોય તેને ત્યાગી કહેવામાં આવે છે.

–ભગવદ્‌ગીતા, ૧૮–૧૧

કર્મસંન્યાસનો અર્થ કર્મનો જ ત્યાગ એવો કરાય તો તે બરાબર નહિ ગણાય; કારણ કે આ પ્રકરણના ૨૫મા સિદ્ધાંત પ્રમાણે એવો અર્થ કરવાનું અશક્ય છે. મનુષ્ય એક ક્ષણ માટે પણ ક્રિયા કર્યા વિના રહી શકતો નથી. એ જો ખરું હોય તો કર્મત્યાગ અશક્ય છે. ચાલુ પ્રકરણના ૨૨મા સિદ્ધાંત પ્રમાણે ફલેચ્છારહિત કરેલાં કર્મો ન કર્યા સમાન જ છે. તેથી એ જ કર્મત્યાગ ગણાય. જે વાત અશક્ય છે તેનો વિધિ કોઈ કહેવાતું નથી (અ. સિ. ત. ૪૨). આથી શાસ્ત્રે જે **કર્મસંન્યાસ** કહ્યો છે તેનો અર્થ કર્મનો ત્યાગ એમ ન કરતાં કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ એવો જ કરવો યોગ્ય ગણાય. તેથી **કર્મસંન્યાસ એટલે કર્મનો ત્યાગ નહિ પણ ફલેચ્છાનો ત્યાગ સમજવો.**

## સિદ્ધાંત–૨૭

**કામ્ય વ્રતોનો અને અન્ય કામ્ય કર્મોનો ત્યાગ જ કરવો જોઈએ.**

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।

કામ્ય કર્મોના ત્યાગને પંડિતો ઉત્તમ ત્યાગ હોવાનું કહે છે.

–ભગવદ્‌ગીતા, ૧૮–૨

કેટલાંક કર્મો સ્વભાવતઃ જ સકામ હોય છે. દા. ત.

સત્યનારાયણાદિ વ્રતો, બાધા, પુત્રેષ્ટિ યજ્ઞ વગેરે આવાં કર્મો ફલેચ્છા રાખ્યા વિના કરવાનું અશક્ય છે; કારણ કે જેને ફળની ઇચ્છા નથી તે આવાં કર્મો જ કરવાનો નથી, તેથી મોક્ષની ઇચ્છા રાખનારાએ આવાં કર્મોનો ત્યાગ કરવો એ જ યોગ્ય છે. એટલા માટે સ્વભાવતઃ સકામ એવાં કર્મોને છોડી જ દેવાં જોઈએ. અહીં આ પ્રકરણના ૨૫ મા સિદ્ધાંત સાથે વિરોધ થાય છે એમ સમજવું નહીં; કારણ તે સિદ્ધાંત પ્રમાણે સર્વ કર્મનો ત્યાગ મનુષ્યને માટે જો અશક્ય છે તોપણ કેટલાંક વિશેષ કર્મોનો ત્યાગ થઈ શકે છે. **તેથી કામ્ય વ્રતો અને અન્ય કામ્ય કર્મોનો ત્યાગ જ કરવો જોઈએ.**

## સિદ્ધાંત–૨૮

### અતિ પરિચયથી ગુણદોષની અવજ્ઞા થાય છે

**अतिपरिचयादवज्ञा ।**

અતિ પરિચયથી ઉપેક્ષા–અનાદર થાય છે. —સુભાષિત

કોઈ પણ વસ્તુના ગુણ અથવા દોષ વસ્તુ પ્રાપ્ત થાય છે ત્યારે મન પર જેટલી અસર કરે છે તેટલી તે પ્રાપ્ત થયા પછી થતી નથી. તેની અસર ઓછી ને ઓછી થતી જઈને અંતે નહિવત્ થઈ જાય છે. આ સિદ્ધાંત ખોટો માનીએ તો મનુષ્યને કડવો લીમડો, તમાકુ, અફીણ વગેરે અરુચિકર પદાર્થોનું વ્યસન કદી ન થાત. પણ મનુષ્ય તેનું સેવન કરતો હોય છે. તે જ પ્રમાણે પોતાની સ્ત્રી ગમે તેટલી સુંદર હોય તોપણ તેના સૌંદર્યનું આકર્ષણ ઓછું ને ઓછું થતું જઈને પરસ્ત્રી પર મન જાય છે તેનું કારણ પણ અતિ પરિચય જ છે. ચંદ્ર–સૂર્ય જેવા મોટા અને

તેજસ્વી ગોળા રોજના જોવામાં આવતા હોવાથી તેમની તરફ કોઈ ધારીને પણ જોતું નથી. પરંતુ કોઈવાર ધૂમકેતુ ઊગે તો તેને જોવા માટે લોકો ભારે ઉત્સુક થાય છે. આ બધાં દૃષ્ટાંતો પરથી **અતિ પરિચયથી ગુણદોષની ઉપેક્ષા થાય છે** એ સિદ્ધાંત સર્વના અનુભવનો ઠરે છે.

## સિદ્ધાંત–૨૯

**આત્મસ્વરૂપ તરફ અથવા તેના જ્ઞાન પ્રત્યે પ્રવૃત્તિ ન થવા માટેનું કારણ તેનો અતિ પરિચય છે**

सन्निकर्षोऽत्र मर्त्यानामनादरणकारणम् ।
गांगं हित्वा यथान्यांभस्तत्रत्यो याति शुद्धये ॥

આમ થવા માટે માણસોને સાહચર્ય અનાદરનું કારણ છે. ગંગાને કાંઠે રહેનારો માણસ ગંગાજળમાં સ્નાન ન કરતાં શરીરશુદ્ધિ માટે અન્ય જળાશયમાં જાય છે. –સુભાષિત

પદાર્થ જેટલા પ્રમાણમાં પોતાની નજીક વળગીને રહેલો હશે તેટલા પ્રમાણમાં તે પદાર્થની વિસ્મૃતિ થાય છે. પોતાના ઘરમાં થાંભલા કેટલા છે એ કહેવાનું જેમ કઠણ હોય છે તેમ દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે પ્રત્યક્ષ હોવાથી તેમના સતત સાન્નિધ્યને લીધે તેમનો અતિ પરિચય થવાથી તેમના પ્રત્યે મનુષ્યનું દુર્લક્ષ થાય છે. 'પોતાની આંખમાંનું મૂસળ (સાંબેલું) દેખાતું નથી પરંતુ અન્યની આંખમાંનું કુસળ (કણું) દેખાય છે' એવી કહેવતનું આ જ કારણ છે. આમ પોતાની જાત સાથે સંબંધ ધરાવતા પદાર્થોની મનુષ્યને આટલી વિસ્મૃતિ થાય છે તો પછી ખુદ આત્માની વિસ્મૃતિ મનુષ્યને થાય તો તેમાં નવાઈ શી ? તેથી પ્ર. ૩, સિ. ૨૮ પ્રમાણે આત્મસ્વરૂપ સાથે અત્યંત પરિચય હોવાથી તેના જ્ઞાન તરફ

પ્રવૃત્તિ થતી નથી. તેથી **આવી પ્રવૃત્તિ ન થવા માટે અતિ પરિચય એ એક કારણ છે.**

## સિદ્ધાંત–૩૦

### લોકો જેને પ્રારબ્ધ કહે છે તે એક પ્રકારનું કાર્ય જ છે

पूर्वजन्मकृतं कर्म दैवमित्यभिधीयते।

પૂર્વજન્મમા કરેલા કર્મો જ દૈવ–પ્રારબ્ધ કહેવાય છે –સુભાષિત

પ્રારબ્ધ શ્રેષ્ઠ કે પુરુષાર્થ એ વિષયમાં લૂખો વાદ લોકોમાં ચાલતો દેખાય છે તેનું કારણ ઉપરના સિદ્ધાંતનુ અજ્ઞાન છે. **પ્રારબ્ધ** એક પ્રકારનો ઉદ્યોગ જ છે. **પ્રારબ્ધ** એટલે વર્તમાન દેહ મળવામાં કારણભૂત એવાં પૂર્વ-જન્મનાં કર્મ અને ઉદ્યોગ એટલે વર્તમાન દેહથી થતાં કર્મ. મનુષ્ય મનવાછિત ફળ મેળવવા માટે જે કર્મ કરે છે તેને જ ઉદ્યોગ કહે છે. આથી ઉદ્યોગ અને કર્મ એ બે પર્યાય શબ્દો થયા. તેથી **લોકો જેને પ્રારબ્ધ કહે છે તે એક પ્રકારનો ઉદ્યોગ જ છે.**

## સિદ્ધાંત–૩૧

### યથાયોગ્ય અને દીર્ઘ એવું શાસ્ત્રીય કર્મ કર્યા વિના ઇષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી

सर्वदा सर्वमेवेह सर्वत्र रघुनंदन।
सम्यक् प्रयुक्तात्सर्वेण पौरुषात्समवाप्यते॥

હે રઘુનંદન! સારી રીતે કરવામા આવેલા પુરષાર્થથી સર્વ કંઈ અહી અને બધે હમેશાં પ્રાપ્ત થાય છે –યોગવાસિષ્ઠ

આ જગતમાં જે કંઈ ફળો નજરે પડે છે તે બધાં ફળ કર્મ એટલે ઉદ્યોગનાં જ છે. પ્રારબ્ધ એટલે પાછલા જન્મમાં

કરેલાં કર્મો, એમ આ પહેલાંના સિદ્ધાંતમાં કહ્યું છે ( પ્ર. ૩, સિ. ૨૦). આ પૂર્વજન્મના પ્રયત્ન-કર્મ જેટલા પ્રમાણમાં ઇચ્છિત ફળ મેળવવામાં અનુકૂળ અથવા પ્રતિકૂળ હશે તેટલા જ પ્રમાણમાં આ જન્મમા ઓછો કે વધારે પ્રયત્ન કરવો પડશે. દા. ત. એક ગામમાં કોઈ રોગીને ત્યાંના વૈદ્યે દવા આપી. તે ઔષધ રોગ દૂર કરવા માટે અસરકારક હોવાથી તેને સારો ફાયદો થયેલો જણાયો. ત્યાર પછી તેને કોઈ જરૂરી કામ માટે બહારગામ જવું પડ્યું. ત્યાં ગયા પછી તેણે તે ગામના વૈદ્યને પોતાની તબિયત દેખાડી. તે વૈદ્યે તેની તબિયત જોઈને તે જ અથવા કોઈ વધારે ગુણકારી બીજું ઔષધ આપીને રોગસમૂહ દૂર કર્યો. આ પ્રસંગે પ્રથમના વૈદ્યે અજ્ઞાન કે મૂર્ખાઈથી રોગથી વિરુદ્ધ કોઈ બીજું ઔષધ આપ્યું હોત તો રોગ દૂર કરવામાં બીજા વૈદ્યને ઘણો શ્રમ પડ્યો હોત. અહીં કોઈ એવી શંકા કરે કે રોગીનુ આયુષ્ય જ પૂરું થઈ ગયુ હોય તો વૈદ્યના પ્રયત્નથી શું થવાનું હતું? પણ આ શંકા બરાબર નથી; કારણ કે 'આયુષ્ય પૂરું થયુ હોય તો વૈદ્યના પ્રયત્નથી શું થવાનું?' એવા પ્રશ્ન પરથી જ એમ સિદ્ધ થાય છે કે વૈદ્યનો પ્રયત્ન અને રોગીનું મરણ તેનો કાર્યકારણ સંબંધ જ નથી; કારણ કે અમે પ્રતિજ્ઞામાં જ એમ કહ્યું છે કે **યથાયોગ્ય શાસ્ત્રીય** પ્રયત્ન કર્યા વિના ફળ મળતું નથી. વૈદ્ય જો આયુષ્યવૃદ્ધિ માટે ઔષધ આપે તો તે યથાયોગ્ય પ્રયત્ન ન કહેવાય. કારણ આયુષ્ય આપવું (વધારવું) એ વૈદ્યનું કામ નથી. न वैद्यः प्रभुरायुषः–વૈદ્ય આયુષ્યનો સ્વામી નથી, એમ કોઈએ કહ્યું છે. આથી રોગને કબજામાં લેવો–મટાડવો એટલું જ વૈદ્યનું કામ છે. એટલું કામ સિદ્ધ થાય છે તો વૈદ્યનો પ્રયત્ન

નિષ્ફળ થયો એમ કહેવાય નહિ. આ જ વાત આ બીજા દૃષ્ટાંતથી વધુ સ્પષ્ટ થશે: ધારો કે સો ઘડા પાણી માય તેવો એક હાંડો મીઠા પાણીથી ભરવાનો છે, પણ કૂવામાં પાણી ઓછું હોવાથી પહેલા દિવસે તેમાં કેટલાક ઘડા પાણી ભરીને રેડ્યા, આ પ્રમાણે ૭૫ ઘડા રેડાયા હશે તો બીજા દિવસે તેમા ૨૫ ઘડા રેડવાના રહેશે. અને જો પહેલા દિવસે ૨૫ રેડ્યા હશે તો બીજા દિવસે હાંડો ભરવા માટે ૭૫ ઘડા પૂરતા થઈ રહેશે. હવે એમ સમજો કે હાંડામાં પાણી ભરનારે પહેલા દિવસે ભૂલથી મીઠું પાણી ભરવાને બદલે ખારું પાણી ભર્યું. તેથી બીજે દિવસે તેમાંથી ખારું પાણી ઢોળી દઈને ફરીથી મીઠા પાણીના ૧૦૦ ઘડા રેડવા માટે પાણી ભરનારાને અધિક શ્રમ કરવો પડશે. અને જો હાંડો ઊલટો હશે તો તે કદી ભરાશે જ નહિ. તે જ પ્રમાણે પ્રારબ્ધ એટલે પૂર્વજન્મનો પ્રયત્ન સારી રીતે અનુકૂળ હશે તો થોડી જ મહેનતે આ જન્મમાં ફળ મળશે. ઓછો અનુકૂળ હશે તો પ્રયત્ન વધુ કરવો પડશે અને જો તે પ્રતિકૂળ હશે તો તેની પ્રતિકૂળતા નષ્ટ થવા માટે અને ફળપ્રાપ્તિ કરવા ઘણી મહેનત કરવી પડશે. અને પ્રયત્ન અશાસ્ત્રીય તથા અયોગ્ય હશે-ભરવા માટેનો હાંડો ઊંધો મૂકાયેલો હશે તો ઊંધા હાંડા પર પાણી રેડવા પ્રમાણે પ્રયત્ન તદ્દન નિષ્ફળ જશે. આથી ફળની સાધ્યાસાધ્યતા જોઈને શાસ્ત્રીય પ્રયત્ન કર્યો હોય તો મનુષ્યને ફળ મળ્યા વિના રહેશે નહિ. ક્યારેક પ્રયત્ન વિના ફળ મળ્યુ હોય એમ લાગે છે ત્યારે પણ તદ્દન પ્રયત્ન કર્યા વિના તેવી ફલપ્રાપ્તિ થતી નથી. દા. ત. અમુક ઠેકાણે દ્રવ્ય દટાયેલું છે એમ ચોક્કસ-પણે જણાયા છતાં તે ખોદીને કાઢવા માટે થોડાઘણો પણ

પ્રયત્ન કરવો જ પડશે. 'नहि सुप्तस्य सिंहस्य प्रविशंति मुखे मृगाः (સૂતેલા સિંહના મુખમાં હરણાં આપમેળે દાખલ થઈ જતાં નથી.) એવી કહેવત છે. તે ઉપરાંત પોતાનું પ્રારબ્ધ અનુકૂળ છે કે પ્રતિકૂળ તે જોવા માટે પણ પ્રયત્ન કરવો જ જોઈએ; કારણ કે પ્રયત્ન કર્યા પહેલાં એવું જ્ઞાન થવું અશક્ય છે. પ્રારબ્ધ અથવા ભાગ્યનો અર્થ ઈશ્વરી ઇચ્છા એવો માનીએ તોપણ અમારા સિદ્ધાંતને હાનિ થતી નથી; કારણ કે અમુક કર્મથી અમુક જ ફળ મળે એવો નિયમ ઈશ્વરે જ બનાવ્યો છે. તેથી અમુક કર્મનું ફળ કર્મ કરનારને મળે નહિ એવી જો ઈશ્વરની ઇચ્છા હશે તો તે કાર્ય કરવાની તે મનુષ્યની પ્રવૃત્તિ જ નહિ થાય; પરંતુ એકવાર અમુક કામ કરવાની મનુષ્યની પ્રવૃત્તિ થયા પછી ઉપર કહ્યા પ્રમાણે કરેલા પ્રયત્નનું ફળ મળ્યા વિના રહેવાનું નથી, અને જ્યારે તેવું ફળ મળતું નથી ત્યારે તે કરેલો પ્રયત્ન જોઈએ તેવો હોતો નથી. દા. ત. એક વિદ્યાર્થી ઉત્તમ પ્રકારનો અભ્યાસ કરીને પાસ થવાના વિશ્વાસ સાથે પરીક્ષામાં બેઠો, પરંતુ પરીક્ષકો પૈકી એક જણ લાંચખાઉ હોવાથી અને તે વિદ્યાર્થીએ તેને લાંચ આપવાનો પ્રયત્ન ન કરવાથી પરીક્ષકે તે વિદ્યાર્થીને નાપાસ કર્યો. અહીં લાંચ આપવી એને જ યોગ્ય પ્રયત્ન કહેવો જોઈએ. આ પર એવી શંકા થઈ શકે કે તે વિદ્યાર્થીને પરીક્ષાના પહેલા જ દિવસે તાવ આવ્યો અને પરીક્ષામા વિઘ્ન આવ્યુ તો પ્રયત્ન ન કરવાનો દોષ તેના પર કેવી રીતે આવે ? આ શંકાનુ સમાધાન એ છે કે પ્રયત્નમા વિઘ્ન આવવું તે પ્રારબ્ધનું જ ફળ છે. પરંતુ આ શંકા પરથી પ્રયત્ન વિના ફળ મળતું નથી એવી પ્રતિજ્ઞાને હાનિ શી રીતે આવશે ? તેથી

કોઈ પણ દૃષ્ટિએ વિચાર કરીએ તો એ સિદ્ધ થાય છે કે **યથાયોગ્ય શાસ્ત્રીય ઉદ્યોગ વિના ફળ મળતું નથી.**

## સિદ્ધાંત–૩૨

### જે કર્મનું જે ફળ હોય છે તેની જ ઇચ્છા કરવામાં આવે તો તે કર્મથી ફળ મળે છે

पुण्यस्य फलमिच्छन्ति पापं कुर्वन्ति यत्नतः ।
विरुद्धफलयत्नेन फलप्राप्तिः कथं भवेत् ॥

(લોકો) પ્રયત્નપૂર્વક પાપ કરીને પુણ્યનું ફળ ઇચ્છે છે, (આમ) વિરુદ્ધ ફળનો પ્રયત્ન કરીને અનુકૂળ ફળ કેવી રીતે પ્રાપ્ત થાય ? —જીવન્મુક્તિ

'મેં આટલો બધો પ્રયત્ન કર્યાં છતાં ફળ મળ્યું નહિ' એવી ફરિયાદ લોકોમાં સાંભળવામાં આવે છે તેનું કારણ બ્ર. સિ. ત. ૧૧ માં આપેલા નિયમનું અજ્ઞાન હોય છે. જે કર્મનું જે ફળ હોય છે તે સિવાયના બીજા જ કોઈ ફળની ઇચ્છા આપણે કરીએ છીએ. દા. ત. ન્યાય અથવા વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ કરનાર કોઈ શાસ્ત્રી 'મેં આટલો બધો શાસ્ત્રાભ્યાસ કર્યો છતાં મારી દરિદ્રતા દૂર થતી નથી' એવું ગાણું ગાયા કરે છે, પણ તેનું તે ગાણું બરાબર નથી; કારણ કે વ્યાકરણાદિ શાસ્ત્રના અભ્યાસનું નિશ્ચિત ફળ 'દ્રવ્ય પ્રાપ્તિ' નથી, તે શાસ્ત્રનો અભ્યાસ થતાં તેમાં સમજૂતી મળે અને તેમાંના સિદ્ધાંત વગેરે જોઈને આનંદ થવો તથા તત્ત્વજ્ઞ લોકોમાં પૂજ્યતા અને સન્માન મળવું એ તે અભ્યાસનું ફળ છે. આ ફળ વિદ્વાન લોકોને મળ્યા વિના રહેતું નથી, પણ તે ધ્યાનમાં ન લેતાં તેનાથી દ્રવ્ય મેળવવાની ઇચ્છા કરવી હોય તો તે ક્યાંથી મળે ? દ્રવ્ય જોઈતું હોય

## સિદ્ધાંત–૩૪

**પદાર્થના સંબંધથી મનુષ્યના મનમાં આત્માને વિષે ( પોતાને વિષે ) પ્રિયતમ એવી એક વૃત્તિ અને આત્મા (પોતાના) સિવાયના પદાર્થો વિષે પ્રિય, દ્વેષ્ય અને ઉપેક્ષ્ય એવી ચાર પ્રકારની વૃત્તિઓ હોય છે**

आत्मा प्रेयान् प्रियः शेषो द्वेष्योपेक्ष्ये तदन्ययोः।
इति व्यवस्थितो लोको याज्ञवल्क्यमतं च तत्॥

આત્મા પ્રિયતમ છે, શેષ (બાકીનાં) આત્માના સંબંધી સ્ત્રીપુત્રાદિક પ્રિય છે અને તે બન્નેથી અન્ય ( વ્યાઘ્ર વગેરે ) દ્વેષ્ય તથા માર્ગમાં આવતા તણખલાં વગેરે ઉપેક્ષ્ય છે. આ પ્રમાણે ચાર વૃત્તિઓમાં આ લોક વ્યવસ્થાને પ્રાપ્ત થયેલા છે. આ ચારથી ભિન્ન બીજું કાંઈ નથી. આ મત શ્રુતિએ પણ સ્વીકારેલો છે. યાજ્ઞવલ્ક્યનો પણ આ જ મત છે. –પંચદશી

આત્મા **પ્રિયતમ** છે. તે સિવાયના અનાત્મ પદાર્થોમાં મનુષ્યને જે આનંદ આપે એવો પદાર્થ **પ્રિય,** દુઃખ આપે એવો પ્રતિકૂળ પદાર્થ **દ્વેષ્ય** અને પ્રિય પણ નહિ તથા દ્વેષ્ય પણ નહિ એવો તુચ્છ પદાર્થ **ઉપેક્ષ્ય** કહેવાય છે. આ ચાર વૃત્તિ સિવાય અન્ય કોઈ વૃત્તિ મનુષ્યના મનમાં હોતી નથી. તેમાં આત્મા વિષેની પ્રિયતમ વૃત્તિ નિત્ય છે. બાકીની ત્રણ પ્રસંગ પ્રમાણે બદલાયા કરે છે. દા. ત. એક વાઘ છે. આ વાઘ લોકોને બતાવીને જે માણસ પૈસો મેળવે છે તેને માટે તે પ્રિય છે, તે જ સામે આવી ચડે ત્યારે **દ્વેષ્ય** હોય છે અને દૂર ડુંગર પરથી જતો જોવામાં આવે ત્યારે તે ઉપેક્ષ્ય હોય છે. આ ઉપરાંત જે તે પ્રસંગે ત્રણ આત્મા પૈકી ( પરિભાષામાં 'આત્મત્રય' જુઓ) જે આત્મા મુખ્ય હોય તે પ્રિયતમ હોય છે.

આમ આ ત્રણ વૃત્તિ અને આત્મા માટેની પ્રિયતમ એવી એકંદર ચાર વૃત્તિ સિવાય પાંચમી વૃત્તિ નથી. આમાં એવી શંકા થાય એમ છે કે, મનુષ્યના મનમાં આ ચાર વૃત્તિ સિવાય કામ, ક્રોધ, મદ, મત્સર, દંભ વગેરે અનેક વૃત્તિઓ હોવા છતાં ચાર જ છે એમ તમે શી રીતે કહો છો? તેનો જવાબ એ છે કે, આ પ્રકારની ભલે હજારો વૃત્તિઓ હોય; પરંતુ તે તમામનો સમાવેશ આ ચારમાં જ થઈ જાય છે. દા. ત. કામ વૃત્તિનો સમાવેશ પ્રિય વૃત્તિમાં થઈ જાય છે, ક્રોધ વૃત્તિનો સમાવેશ દ્વેષ્ય વૃત્તિમાં થઈ જાય છે. આ જ પ્રમાણે અન્ય વૃત્તિઓનો સમાવેશ આ ચારમાં થઈ જાય છે તે વિચાર કરતાં સમજાશે. આથી સિદ્ધ થાય છે કે, **પદાર્થના સંબંધમાં મનુષ્યના મનમાં આત્મા વિષે પ્રિયતમ એવી એક વૃત્તિ અને આત્મા સિવાયના પદાર્થો વિષે પ્રિય, દ્વેષ્ય અને ઉપેક્ષ્ય એવી ચાર પ્રકારની વૃત્તિઓ હોય છે.**

## સિદ્ધાંત–૩૫

**જગતમાં સચેતન અને અચેતન એવો જે ભેદ નજરે પડે છે તે ચિદાભાસને કારણે છે–આત્માને કારણે નહિ.**

चेतनाचेतनभिदा कूटस्थात्मकृता नहि ।
किंतु बुद्धिगताभासकृतैवेत्यवगम्यताम् ॥

ચેતનના વિભાગ પાડનારા કૂટસ્થ–સર્વ કાળમા એકસરખા રહેનાર એવા આત્માએ ચિદાભાસ કરેલો નથી; પરંતુ એ ચિદાભાસ બુદ્ધિકૃત છે એમ સમજવું. —પંચદશી, ૬, ૪૫

કેટલાક લોકો એવી શંકા કરે છે કે, આત્મા સર્વવ્યાપી છે તો પછી અમુક વસ્તુ સચેતન કેમ અને અમુક

અચેતન કેમ? એનો ઉત્તર એ છે કે, અંતઃકરણ કાચ જેવું ચકચકિત છે. જેટલાં સચેતન પ્રાણીઓ છે તે બધાંને અંતઃકરણ હોય છે. જડ એટલે કે અચેતન પદાર્થમાં તે નથી, તેથી વ્યાપક આત્માનું પ્રતિબિંબ અંતઃકરણમાં પડવાથી તેમાં આત્માની ચેતનાશક્તિ વ્યક્ત થાય છે અને જડ પદાર્થમાં તે વ્યક્ત થતી નથી. દા. ત. સૂર્યનો પ્રકાશ પૃથ્વી પર સર્વત્ર પડે છે, તોપણ પ્રતિબિંબને ગ્રહણ કરનાર–ઝીલનાર અરીસા જેવા ચકચકિત પદાર્થમાં સૂર્યનું બિંબ દેખાય છે. અન્ય પદાર્થોમાં તે દેખાતું નથી, તેથી સૂર્યનો પ્રકાશ સર્વત્ર નથી એમ ઠરતું નથી. આ દૃષ્ટાંત પરથી ઉપરનો સિદ્ધાંત સારી રીતે ધ્યાનમાં આવશે. તેથી **જગતમાં સચેતન અને અચેતનનો જે ભેદ નજરે પડે છે તે ચિદાભાસને કારણે છે—આત્માને કારણે નહિ.**

## સિદ્ધાંત–૩૬

### મનુષ્યનો પુનર્જન્મ હોવો સંભવિત છે

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥

હે કુંતીપુત્ર અર્જુન! મનુષ્ય મરણસમયે જે વિષયનું સ્મરણ કરતો કરતો શરીર છોડે છે તે વિષયથી ઘેરાયેલો હોવાથી તે તેને જ પ્રાપ્ત થાય છે.

—ભગવદ્‌ગીતા, ૮–૬

૧. તર્કપ્રવાહમાં કૃતપ્રણાશ અને અકૃતાભ્યાગમ એવા બે દોષ માનવામાં આવ્યા છે. કૃતપ્રણાશ એટલે કરેલા કર્મનું કંઈ પરિણામ ન નીપજવું. અકૃતાભ્યાગમ એટલે કર્મ ન કરવા છતાં ફલપ્રાપ્તિ થવી. ઉપરનો (પુનર્જન્મનો) સિદ્ધાંત ખોટો માનીએ તો આ બે દોષ ઉત્પન્ન થાય

છે. કોઈ વિષયુક્ત પદાર્થ અથવા દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ મનુષ્ય ખાય તો તેનું માઠું કે સારું પરિણામ આવવું જ જોઈએ. તે જ પ્રમાણે સામા પક્ષે વિદ્યાભ્યાસ બિલકુલ કર્યા વિના વિદ્યા મળે એ શક્ય જ નથી. આપણે આ જન્મમાં જે સુખદુઃખ ભોગવીએ છીએ તે બધાનાં કારણો શોધીએ તોયે આ જન્મમાં ધ્યાનમાં આવતાં નથી. દા. ત. અપરાધ ન કરવા છતાં સજા થવી, પ્રયત્ન ન કરવા છતાંય ફળ મળવું, એક જ માબાપનાં છોકરાંઓમાં તેમની શિક્ષણ વગેરે સગવડતાઓ સમાન હોવા છતાં એક મૂર્ખ અને બીજો પંડિત થાય; આ બધાનું કારણ શું? આ વિકટ પ્રશ્નનું સમાધાન પુનર્જન્મ ન માનીએ તો કોઈ પણ રીતે થતું નથી.

૨. દેહધારી આત્માનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત છે અને પાછળ પાછળ પોતાનાં સ્વરૂપોનું પગેરુ કાઢતા જઈએ તો આપણે કોઈ પણ રૂપમાં હતા એમ જ કહેવું પડે છે (અ. સિ. ત. ૫૦). આથી મરણ પછી પણ આત્માનું અસ્તિત્વ કોઈ પણ સ્વરૂપે હોવું જ જોઈએ. મોક્ષ એટલે પુનર્જન્મનો અભાવ. બીજો જન્મ લેવો એટલે બીજો દેહ ધારણ કરવો. આથી સિદ્ધ થાય છે કે, મોક્ષ થાય ત્યાં સુધી આત્મા દેહની ઉપાધિથી મુક્ત હોઈ શકતો નથી.

૩. આ વિષે એવી એક શંકા છે કે, જો મનુષ્યને પુનર્જન્મ છે એમ માનીએ તો પછી પાછલા જન્મની સ્મૃતિ આ જન્મમાં કેમ રહેતી નથી? એનું સમાધાન એવું છે કે, જો બાલપણમાં બનેલી તમામ બાબતો મોટપણમાં યાદ રહેતી નથી તો પછી એક દેહ છોડીને બીજો દેહ ધારણ કર્યા પછી પહેલાંની સ્મૃતિ તો વળી રહે જ શી

રીતે ? 'मृत्युरत्यन्तविस्मृतिः' (મૃત્યુ એટલે અત્યંત વિસ્મૃતિ) એમ શાસ્ત્ર કહે છે અને આવી અત્યંત વિસ્મૃતિનો આરંભ પ્રત્યેક મનુષ્યના દેહાંત વખતે નજરે પડે છે. કોઈપણ વાતની સ્મૃતિ, વચમાં કોઈ ઉપાધિ આવી હોય તો નાશ પામે છે એવો લગભગ બધાનો અનુભવ છે. તેથી બીજો દેહ ધારણ કરવાની ઉપાધિને કારણે પૂર્વસ્મૃતિ નાશ પામે એ સ્વાભાવિક છે. આથી **મનુષ્યનો પુનર્જન્મ હોવો સંભવિત છે** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૩૭

### દ્વિતીય-બીજી વસ્તુ જ ભયનું કારણ હોય છે

**द्वितीयाद्वै भयं भवति ।**

બીજાથી જ ભય ઉત્પન્ન થાય છે.　　　—શ્રુતિ

**भयं द्वितीयाभिनिवेशतः स्यात् ।**

બીજાની દખલગીરીથી ભય થાય છે.—ભાગવત, સ્કંધ ૧૧-૨-૩૭

બીજી વસ્તુ જ ભયનું કારણ હોય છે એ વાત ઉપર ઉપરથી જોનારને વિચિત્ર લાગશે—અનુભવવિરુદ્ધ લાગશે, પણ સૂક્ષ્મ વિચારના અંતે ઉપરના સિદ્ધાંતનું ખરાપણું સમજાશે. અહીં એવી શંકા થાય છે કે રાત્રે પ્રવાસ કરનાર માણસ ભય ટાળવા માટે પોતાની સાથે કોઈ સોબતીને લઈ લે છે, તે જ પ્રમાણે કોઈને રાત્રે કોઈ મોટી અજાણી જગ્યાએ સૂવાનો પ્રસંગ આવતાં તે બીજા કોઈની સોબત ચાહે છે; કારણ એકલાને ડર લાગે છે. પરંતુ ઉપરની પ્રતિજ્ઞામાં ભયનું કારણ દ્વિતીય વસ્તુ કહી છે. આ વિરોધનું નિવારણ શું ? એનો જવાબ એ છે કે, આ દષ્ટાંતમાં ભયના નિવારણ માટે મનુષ્ય બીજાની જે સોબત માગે છે તેથી દ્વિતીય વસ્તુનો તેને ભય લાગતો નથી એમ નથી, ઊલટું

દ્વિતીય વસ્તુ જે ચોર અથવા ભૂત તેનાથી તેને ડર લાગે જ છે, એટલા માટે તો તેને બીજા મનુષ્યની સોબતની જરૂર લાગે છે. પરંતુ ધારો કે કોઈ મનુષ્ય એવો છે કે, જેને ભૂત કાલ્પનિક છે એવી ખાતરી હોવાથી તેને તેનો ડર બિલકુલ લાગતો નથી, પરંતુ ચોર, વાઘ, સર્પ વગેરેની ભીતિ ( ભૂતની પેઠે નિષ્કારણ ન હોવાથી ) તેને લાગે છે. આવા મનુષ્યને નિર્જન જંગલમાં ઉપરનાં પ્રાણીઓ પ્રવેશ ન પામી શકે એવી જગ્યામાં સૂવાનો પ્રસંગ આવે તો તે નિર્ભયપણે આનંદથી ઊંઘશે, પણ જો આવા ઠેકાણે કોઈ અપરિચિત પ્રવાસી આવીને સૂએ તો તેને નિર્ભયપણે ઊંઘ નહિ આવે, પણ તે જ પ્રવાસી પોતાનો કોઈ મિત્ર છે એવી ખાતરી થયા પછી તેનો ભય ઓછો થઈ જશે, કારણ કે મિત્ર દ્વિતીય હોય તોયે તેમાં મહત્ત્વ હોવાથી પારકા મનુષ્ય કરતાં તેનું દ્વિતીયત્વ ઓછું થઈ જાય છે. સારાંશ એ છે કે, જેટલા પ્રમાણમાં પારકાપણું અધિક એટલા પ્રમાણમાં દ્વિતીયત્વ અધિક થવાથી ભય અધિક જણાય છે, અને પોતાપણું જેટલું અધિક એટલું અદ્વિતીયત્વ વધવાથી ભય ઓછો થાય છે. આથી **દ્વિતીય-બીજી વસ્તુ જ ભયનું કારણ હોય છે એ સિદ્ધાંત નિશ્ચિત ઠરે છે.**

## સિદ્ધાંત–૩૮

**જેટલાં નામ છે તે બધાં આકાર વગેરે ઉપાધિને જ આપેલાં હોય છે–તે અધિષ્ઠાનને લાગુ પડતાં નથી**

सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाभिवदन्यदास्ते । શ્રુતિ

અજ્ઞાનની પેલી પાર પરજ્યોતિરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મનાં સર્વ રૂપોને શોધીને જ્ઞાની પુરુષ તે રૂપ–આકાર વગેરે ઉપાધિને ભિન્ન નામો આપેલાં હોવાનું જાણીને કેવળ તેમના અધિષ્ઠાનને જાણી રહે છે.

પ્રત્યેક પદાર્થમાં અધિષ્ઠાન અને ઉપાધિ બે અંગો

નજરે પડે છે. પદાર્થને આકાર (ઉપાધિ) આપીએ એટલે તેને નામ આપવું પડે છે. દા. ત. સોનાના પ્રત્યેક દાગીના-ને જુદું નામ હોય છે. આમાં સોનું અધિષ્ઠાન છે અને આકાર ઉપાધિ છે. પાટલીનો આકાર હોય ત્યાં સુધી તેને પાટલી કહે છે. તે ઘાટ ભાંગીને તેને વળી એક 'તોડા'નો જુદો આકાર આપવામાં આવે એટલે 'તોડા' એવું એક નામ મળે છે. આ પ્રત્યેક દાગીનામાં સોનું તો તે જ હોય છે તેથી હાર, વાળી વગેરે નામ સોનાનાં નથી, પણ સોનું છે તેથી તે બધાં નામ છે એમ કહીએ તો તેજ દાગીના રૂપાના કે અન્ય ધાતુના બનાવાય તો યે તે જ નામ અપાય છે; કારણ કે ધાતુ બદલાય પણ આકાર તેનો તે જ રહે છે. શેરડીના રસમાંથી ગોળ અને ખાંડ બન્ને બને છે. અહીં બંનેનું 'શેરડી'એ ઉપાદાન દ્રવ્ય એક જ હોય છતાં રંગ લાલાશવાળો અને ચીકાશવાળો હોય તે પદાર્થને ગોળ અને સફેદ રંગવાળી કણ પડેલી વસ્તુને ખાંડ કહે-વામાં આવે છે. આથી **જેટલાં નામ છે તે બધાં આકાર વગેરે ઉપાધિને જ આપેલાં હોય છે–તે અધિષ્ઠાનને લાગુ પડતાં નથી.**

## સિદ્ધાંત–૩૯

### બે વસ્તુ સર્વાંશે ભિન્ન અથવા સર્વાંશે સમાન હોઈ શકતી નથી

જગતમાંની કોઈ પણ બે વસ્તુ લો. તે એકબીજાથી તદ્દન ભિન્ન અથવા બધી રીતે એકસરખી હોઈ શકતી નથી. બન્નેમાં **સામાન્ય** અને **વિશેષ** અંશ હોય જ છે. દા. ત. સોનાના બે દાગીના છે; હાર અને તોડો બન્નેમાં આકારનો ભેદ હોવા છતાં સોનું એક જ છે. કોઈ કહેશે

કે, એક જ પ્રકારના સોનાના સમાન વજનના બે તોડા બનાવ્યા હોય તો તે સર્વાંશે સમાન હોય છે; અથવા એક જ આવૃત્તિમાં છાપેલાં પુસ્તકની બે પ્રતો સર્વાંશે તદ્દન એકસરખી હોય છે, તે જ પ્રમાણે કેરી અને પથ્થર, પુસ્તક અને સાવરણી એ બધા પદાર્થો સર્વાંશે ભિન્ન છે. આમ હોવાથી તમારી ઉપરની પ્રતિજ્ઞામાં વિરોધ આવે છે. આ શંકાનું સમાધાન એ છે કે ઉપરના દાખલાઓમાં **સમ પદાર્થોમાંનો વિશેષાંશ અને ભિન્ન પદાર્થોમાંનો સામાન્યાંશ** ઉપર ઉપરથી જોનારને જો કે જણાતો નથી, તોપણ સૂક્ષ્મ વિચારને અંતે તે વિશેષ અને સામાન્ય અંશ ધ્યાનમાં આવ્યા વિના રહેવાનો નથી. બે પદાર્થ (દા. ત. બે પુસ્તકો) ગમે એટલા સરખા હોય તો યે તે પૈકી પ્રત્યેકથી દેશ અને કાળ વ્યાપ્ત થાય છે તે ભિન્ન છે. અને કેરી અને પથ્થર એ બે પદાર્થો ગમે તેટલા ભિન્ન હોય તોયે તેમાંનો સામાન્ય અંશ જે અસ્તિત્વ અથવા પદાર્થત્વ એનો કોઈ ઇન્કાર કરી શકાવાનો નથી. આથી ઉપરની પ્રતિજ્ઞા પ્રમાણે **બે વસ્તુ સર્વાંશે ભિન્ન અથવા સર્વાંશે સમાન હોઈ શકતી નથી.**

## સિદ્ધાંત–૪૦

**જીવને જેવું અભિમાન છે તેવું ઈશ્વરને નથી.**

**असंगो ह्ययं पुरुषः।**

આ પુરુષ અસંગ જ છે. –શ્રુતિ

**तूं स्वयोधे अलिप्त। जीव हे अहंकार-अभिभूत। परतंत्रे वर्तत। नेमिले तैसे॥**

તું સ્વબોધથી અલિપ્ત છે, જીવ આ અહંકારથી ઘેરાયેલ છે. પરવશપણે વર્તે છે–એમ નિર્માણ થયેલું છે. –શિવકલ્યાણકૃત વેદસ્તુતિ

જેવું જીવને અભિમાન છે તેવું ઈશ્વરને કેમ નહિ

હોય? કારણ કે સંસાર ચલાવવા માટે જેમ અભિમાન જોઈએ તેમ સૃષ્ટિ બનાવવા માટે પણ તેની જરૂર છે. એનુ સમાધાન એ છે કે, કર્તૃત્વ અને ભોક્તૃત્વ એ જીવનાં લક્ષણો છે. અભિમાન વિના કર્તૃત્વ સંભવતું નથી અને જે કર્તા હોય છે તે જ ભોક્તા હોય છે (બ્ર. સિ. ત. ૨૨) એવો નિયમ છે તેથી અભિમાન ન હોય તો જીવ-ભાવ જ સંભવતો નથી. પણ ઈશ્વરને માટે અભિમાન હોવાની જરૂર નથી; કારણ કે સમગ્ર **જીવોની જે સમષ્ટિ** તેને જ **ઇશ્વર** એવી સંજ્ઞા આપેલી છે. જીવ પોતાના દેહને 'હું' કહે છે તેનુ કારણ એ છે કે, પોતાનાથી ભિન્ન જે બીજા જીવ છે તેમનાથી પોતે નિરાળો છે એમ બતાવવાનો તેનો ઉદ્દેશ હોય છે. 'હું' આ પ્રથમ પુરુષનો પ્રતિયોગી–વિરોધી 'તું' અને 'તે' એ બીજો અને ત્રીજો પુરુષ છે. તે પ્રમાણે ઈશ્વરને બીજો કોઈ પ્રતિયોગી ઈશ્વર નથી, તેથી તેને 'અહં–હું' એ સર્વનામથી અભિમાન બતાવવાનું કારણ જ નથી, તેથી **જીવની પેઠે ઈશ્વરને અભિમાન હોતું નથી.**

## સિદ્ધાંત–૪૧

### જે વસ્તુ દેશપરિચ્છિન્ન હોય છે તે કાલપરિચ્છિન્ન હોવી જ જોઈએ

દૃશ્ય કોટિમાં આવી જતી તમામ સાકાર વસ્તુ દેશથી વ્યાપ્ત છે. દા. ત. ઘડો એક સાકાર પદાર્થ છે. જેટલી જગ્યાને તે રોકે છે તે જગ્યાની બહાર તે હોતો નથી જ, એ સ્પષ્ટ છે. આવા જે **દેશપરિચ્છિન્ન** પદાર્થ તેમને દૃશ્ય,

જડ અને કાર્યમાં ગણવામાં આવ્યા હોવાથી તે **નાશવંત** હોવા જ જોઈએ; કારણ કે દશ્ય પદાર્થને દ્રષ્ટા સિવાય સ્વતંત્ર સત્તા હોતી નથી. અને જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી તેને જ શાસ્ત્ર જડ અથવા અસત્ય કહે છે. આવા બધા દશ્ય પદાર્થો કોઈ પણ કારણમાંથી થયેલા હોવાથી તેમની ગણના કાર્યમાં કરવામાં આવે છે અને જેટલાં પણ કાર્યો છે તે બધાં નાશવંત છે એવો નિયમ છે ( અ. સિ. ત. ૨૦). આ પરથી, જે પદાર્થ દેશપરિચ્છિન્ન હોય છે તે નાશવંત હોય છે એમ નક્કી થયું. અને જે નાશવંત હોય તે કાળથી પરિચ્છિન્ન હોવો જ જોઈએ ( કારણ કે નાશ પામ્યા પછી તેનું અસ્તિત્વ રહેતું નથી. તે કાલાબાધિત હોતો નથી–કાળથી મર્યાદિત છે.) આથી એ સિદ્ધ થાય છે કે, **જે વસ્તુ દેશપરિચ્છિન્ન હોય છે તે કાલપરિચ્છિન્ન હોવી જ જોઈએ.**

## ઉપસિદ્ધાંત

ઉપરના સિદ્ધાંત પરથી એક એવો ઉપસિદ્ધાંત નીકળે છે કે **જે વસ્તુ દેશપરિચ્છિન્ન ન હોય તે કાલપરિચ્છિન્ન પણ નથી હોતી એટલે કે જે પરિપૂર્ણ હોય છે તે નિત્ય હોય છે.**

## સિદ્ધાંત–૪૨

### સાંસારિક પ્રવૃત્તિ લોકો માટે છે અને પરમાર્થ પ્રવૃત્તિ પોતાને માટે છે

ઉપરની પ્રતિજ્ઞા પરથી અમારા વાચકોને એમ લાગવાનો સંભવ છે કે, મનુષ્ય જે સાંસારિક પ્રવૃત્તિ કરતો

હોય છે તે લોકોના સુખને માટે કરે છે પરંતુ ઉપરના વચનનો અભિપ્રાય એવો નથી. તેનો અર્થ એવો છે કે, આપણો મોટા ભાગનો સાંસારિક વ્યવહાર લોકો પાસેથી વાહ વાહ મેળવવા માટે અર્થાત્ લોકો આપણને સારા કહે તે માટે થતો હોય છે. લોકો આપણને સુખી કહે, શ્રીમંત કહે, ઉદાર કહે એવી ભાવના પ્રત્યેક સાંસારિક મનુષ્યના મનમાં હોય છે; કારણ કે સંસારમાં–ગૃહસ્થાશ્રમમાં લોકો જેને સારો કહે તે સારો અને જેને ખરાબ કહે તે ખરાબ એવી વ્યવહારમાં સારા–નરસા માણસો વિષે લોકોની માન્યતા હોય છે. પણ પરમાર્થની બાબતમાં આમ નથી. લોકો પાસેથી વાહવાહ મેળવવા માટે જે મુમુક્ષુ પરમાર્થનું પરિપાલન કરે છે તેનો પરમાર્થ ડૂબ્યો એમ સમજવું. પરમાર્થના માર્ગમાં લોકૈષણા ભારે મોટું વિઘ્ન છે. 'મને લોકો વેદાંતી કહે, સાધુ કહે, યોગી કહે' એવી કામનાને લીધે હજારો મુમુક્ષુઓ ખરા પરમાર્થ માટે અંતરાય પામેલા–વિઘ્નથી ઘેરાયેલા દુનિયાની નજરે પડે છે. આવા માણસો એક બે પ્રાકૃત ગ્રંથના અડધા–પડધા અભ્યાસથી ગુરુ બનીને જ્ઞાનોપદેશ કરે છે અથવા એક બે યોગાસન સાધતા કે થોડો ઘણો પ્રાણનિરોધ કરતાં આવડ્યો–ન આવડ્યો એટલામાં તો 'મહાયોગી' બનીને ગામેગામ શિષ્યપરંપરાઓ સ્થાપતા હોય છે તેથી લોકૈષણાનો ત્યાગ કરીને દુનિયાને ન ગણકારતાં પોતાનો વ્યવહાર કરનારો મનુષ્ય જેમ પોતાની જાતને મૂર્ખ કહેવડાવે છે તેમ લોકૈષણાનો દાસ બનીને લોકો પાસેથી પોતાને વેદાંતી, યોગી કે સાધુ કહેવડાવવાની ઇચ્છા ધરાવનારા સાધકને પણ મૂર્ખશિરોમણિ સમજવો જોઈએ.

આથી સાંસારિક પ્રવૃત્તિ લોકો માટે છે અને પરમાર્થ પ્રવૃત્તિ પોતાને માટે છે એ સિદ્ધાંત ધ્યાનમાં રાખવો.

નોંધ : અહીં એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે લોકૈષણા પરમાર્થમાં જો કે વિઘ્ન કરનારી છે તોપણ વ્યવહારમાં આપણી મોટા ભાગની નીતિ તેના પર અવલંબી રહી છે, તેથી પરમાર્થની જેને ઉત્કટ ઇચ્છા હોય તેણે જ લોકૈષણાનો ત્યાગ કરવો. અડધે રસ્તે મુમુક્ષુ તેનો ત્યાગ કરશે તો તેલ નહિ, ઘીયે નહિ; અર્થાત્ કશાનીય પ્રાપ્તિ નહીં કરી શકાય એવી સ્થિતિ પેદા થઈને કેવળ દુરાચરણ ફેલાવાનો સંભવ છે.

## સિદ્ધાંત-૪૩

### પ્રથમ અધ્યારોપ ( ભ્રમ ) કહ્યા વિના બ્રહ્મસિદ્ધિ કરી શકાતી નથી

अध्यारोपापवादाभ्यां निष्प्रपंचं प्रपंचयते ॥

અધ્યારોપ અને અપવાદથી પ્રપંચરહિત વસ્તુને પ્રપંચિત કરાય છે, અર્થાત્ અવ્યક્તને વ્યક્ત કરાય છે.　　–શંકરાચાર્ય

બ્રહ્મ સત્ય, જગત મિથ્યા અને જીવબ્રહ્મનું ઐક્ય આ ત્રણ બાબતોની સિદ્ધિ વેદાંતશાસ્ત્ર કરે છે, પણ આમ સિદ્ધ કરવાનો પ્રસંગ આવતાં જગત સત્ય છે અને જીવ બ્રહ્મથી નિરાળો છે એમ સ્વીકાર્યા વિના જગતનું મિથ્યાત્વ અને જીવબ્રહ્મનું ઐક્ય સિદ્ધ કરી શકાવાનું નથી. પૂર્વપક્ષનો વિચાર કર્યા વિના સમાધાન બરાબર ઠસતું નથી, તેથી અજ્ઞાની લોકોની માન્યતા પ્રમાણે જગત સત્ય છે એમ સ્વીકારીને સૃષ્ટિનો ઉપક્રમ અને ઉપસંહાર કહીને પછી

'एकमेवाद्वितीयं ब्रह्म' બ્રહ્મ એક જ છે ને અદ્વિતીય છે એ સિદ્ધાંત શ્રુતિ સિદ્ધ કરી બતાવે છે; આથી अध्यारोपापवादाभ्यां निष्प्रपंचं प्रपंच्यते–અધ્યારોપ અને અપવાદથી અવ્યક્તને વ્યક્ત કરી શકાય છે, એમ જે પ્રત્યેક વેદાંતના ગ્રંથના આરંભમાં કહ્યું હોય છે તેનુ કારણ આ જ છે. અધ્યારોપ પૂર્વપક્ષનો પર્યાય છે, આથી પ્રતિજ્ઞામાં કહ્યા પ્રમાણે **પ્રથમ અધ્યારોપ કહ્યા વિના બ્રહ્મસિદ્ધિ કરી શકાતી નથી.**

## સિદ્ધાંત–૪૪

### જેમાં સ્વવ્યાઘાત નથી એવી બધી વાતો સંભવિત છે

એકાદ કોઈ આશ્ચર્યજનક વાત સાંભળતાં જ એ ખોટી છે એવો વિચાર ન કરતાં લોકો તેને વિષે ખડખડાટ કરવા માંડે છે, આવા અવિચારથી લોકોની ધર્મશ્રદ્ધા નાશ પામી રહી છે, આનું કારણ ઉપરના સિદ્ધાંતનું અજ્ઞાન છે.

**સ્વવ્યાઘાત** એટલે કોઈ વિધાન કરવામાં તે વિધાનના શબ્દોના અર્થ પરથી જ જે વિરોધ જણાય છે તે. દા. ત. મેં વંધ્યાપુત્ર જોયો, ચારને ચાર નો સરવાળો નવ, સોયના નાકામાંથી હાથી પસાર થયો વગેરે વિધાનો. આ વિધાનો તેમના અર્થ પરથી જ મિથ્યા ઠરે છે, પણ આવા પ્રકારનો **સ્વવ્યાઘાત** જેમાં ન હોય તે વસ્તુ સંભવિત છે એમ કહેવામાં કંઈ હરકત નથી. દા. ત. ૪ હાથ લાંબો, ૨ હાથ પહોળો અને ૧ હાથ જાડો એવો હીરો મેં જોયો એમ કોઈ પૃથ્વીનું પર્યટન કરનાર કહે તો તે અસંભવિત છે એમ કહેવા માટે કંઈ જ કારણ જણાતું નથી, પરંતુ તે હીરો વીંટીમાં

બેસાડીને તે વીંટી મેં મારી આંગળીમાં પહેરી હતી એમ જો તે કહે તો તે વાત અસંભવિત છે; કારણ કે પૃથ્વીનું પર્યટન કરનારો સામાન્ય મનુષ્ય છે એમ માનીને ચાલતાં તેની આંગળીમાં ઉપર કહેલી વીંટી રહે અને તે બંધબેસતી આવે એ બંને વાતો અશક્ય છે, તે જ પ્રમાણે પારસ, ચિંતામણિ વગેરે પદાર્થોનાં જે વર્ણનો આપણે સાંભળીએ છીએ તે પણ અસંભવિત કહેવાનું કંઈ કારણ નથી; કારણ કે તેમાં સ્વવ્યાહતિ દોષ જણાતો નથી. લોહચુંબકમાં લોઢાને ખેંચવાનો ધર્મ અવ્યાહત-સતત નજરે પડે છે તો પછી પારસમણિના ઘર્ષણથી લોઢાનું સોનું થાય છે એ વાત ખોટી શા માટે માનવી? જગતમાં અનેક પદાર્થ છે અને પ્રત્યેક પદાર્થના અનંત ધર્મ છે તેથી જગતના સર્વ પદાર્થોનું અને તેમના ધર્મોનું જ્ઞાન થવું એ માનવી બુદ્ધિ માટે અશક્ય છે, આથી કોઈપણ વાત આપણે કોઈ સર્વમાન્ય ગ્રંથમાં વાંચીએ અથવા આપ્તમુખથી સાંભળીએ તો તે જૂઠી છે એમ એકદમ અવિચારથી કહી દેવું એના જેવી બીજી કઈ મૂર્ખતા છે? અમુક વાત ખરી છે કે, અમુક બાબત ખરેખર થઈ છે એમ કહેવામાં યોગ્ય અને ભરપૂર પુરાવો ન હોય તો મનુષ્યે તેના પર વિશ્વાસ મૂકવો નહિ, પણ તે વાતનો સંભવ છે કે નહિ-એમ બનવું-હોવું શક્ય છે કે નહિ એનો નિર્ણય કરવામાં ઉપરનો સિદ્ધાંત પૂરતો છે; આથી **જેમાં સ્વવ્યાઘાત નથી એવી તમામ બાબતો સંભવિત છે.**

## સિદ્ધાંત-૪૫

### મનુષ્ય સિવાયની તમામ અન્ય યોનિઓ ભોગયોનિ છે

अथेतरेषां पशूनामशनापिपासे एवाभिविज्ञानम्।

બીજા જે પશુ વગેરે છે તેમને ભૂખ અને તરસનું જ જ્ઞાન હોય છે —ઐતરેય બ્રાહ્મણ

मनुष्यदेहावांचोनी। पशुपक्ष्यादि नाना योनी।
त्या विषयभोगालागूनी। विषयच्छेदनीं नरदेह ॥

મનુષ્ય દેહ સિવાયની પશુ-પક્ષી વગેરે વિવિધ યોનિ વિષયભોગમા લાગેલી છે તેથી વિષયના છેદનમા, તે માટેનો નરદેહ જ છે —એકનાથી ભાગવત અ. ૯

મનુષ્યેતર એટલે પશુપક્ષી વગેરે જે પ્રાણીઓ છે તે બધાંના વ્યાપાર-પ્રવૃત્તિ ભોગરૂપ હોય છે, ઉદ્દેશરહિત અથવા અહંકારરહિત કરેલાં કર્મ ન કર્યાં જેવા જ છે એમ (પ્ર. ૩. સિ. ૨૨ મા) સિદ્ધ કર્યું છે. પશુ-પક્ષીની પ્રવૃત્તિ ઉદ્દેશરહિત હોય છે તેનું પ્રમાણ શું? ઈંડા મૂકવાનો વખત થાય કે, પક્ષીઓ માળો બાંધે છે અને પોતાનાં બચ્ચાંને ચણ લાવી આપે છે તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. તો પછી આ કર્મોને ઉદ્દેશરહિત કેમ કહેવાય? આ શંકાનું સમાધાન એવું છે કે, પશુપક્ષીનાં ઉપરનાં કર્મો ઉદ્દેશવાળાં લાગે છે, છતાં તેમનું જ્ઞાન નિયમિત મર્યાદિત હોવાથી મનુષ્ય જે પ્રમાણે પહેલા કર્તવ્યકર્મનો ઉદ્દેશ મનમા વિચારીને તે કર્મ કરે છે એવા એ કર્મો નથી, પણ જે પ્રમાણે આપણો શ્વાસોચ્છ્વાસ અને પોપચાંની ઉઘાડમીંચ હેતુ વિના અથવા આપમેળે ચાલ્યા કરે છે એવા જ એ કર્મો છે. રસ્તામા ચાલતી વખતે પવનથી ધૂળ આંખમાં જવા માટે એટલે તેને અટકાવવા જેમ આંખનાં પોપચાં

આપોઆપ બંધ થઈ જાય છે અથવા શરીરના કોઈ પણ ભાગમાં જેમ ખંજવાળ આવતાં આપણે સહેજે ખંજવાળીએ છીએ તે પ્રમાણે ઈંડાં મૂકવાનો વખત આવતાં પક્ષીઓ માળા બાંધવા પ્રવૃત્ત થાય છે. વળી આ ઉપરાંત સહેતુક કર્મો એક જ પ્રકારનાં હોઈ શકતાં નથી. મનુષ્ય પોતાનું ઘર વિચારપૂર્વક બાંધે છે તેથી તે એક જ ઘાટનાં હોતાં નથી; જો કદીક એક જ ઘાટનાં બાંધ્યાં હોય તોપણ તેમાં થોડો ઘણો ફરક પડે જ છે. આવો નિયમ ચકલી કે કાગડાના માળાની બાબતમાં નથી. આપણા રોજના વ્યવહારમાં પણ જે ક્રિયાઓ લાંબા સમયની ટેવને લીધે સહજ બની જાય છે તે પણ નિરુદ્દેશ જ હોય છે એવો અનુભવ છે. મનુષ્ય ભોજન કરવા બેસે ત્યારે અન્નનો કોળિયો મોંમાં મૂકવો એ ભલે બુદ્ધિપુરઃસર ન થતું હોય પણ કોળિયો અચૂક મોંમાં જ જાય છે. આ જ પ્રમાણે સાંજે દેવદર્શને જવાની કેટલાકને ટેવ હોય છે. તે કામે જતાં વચ્ચે આડાઅવળા માર્ગોના વળાંક આવે તોપણ તેઓના પગ સ્વાભાવિક રીતે જ તે રસ્તે થઈને જતા હોય છે. અમુક રસ્તે વળવાનું છે એવો વિચાર કરવો પડતો નથી. આમ આવાં કર્મો જેમ મનુષ્યનાં પણ નિરુદ્દેશ હોય છે તેમ જ પશુ–પક્ષીનાં બધાં કાર્યો અહેતુક હોય છે એમ વિચાર કરતાં જણાઈ આવશે. આપણા વ્યવહારમાં કેટલીક ક્રિયાઓ ભોગરૂપ અને કેટલીક કર્મરૂપ હોય છે. ભોગરૂપ ક્રિયાઓ નિરુદ્દેશ અથવા આપમેળે થનારી હોય છે; કારણ કે ભોગને ઉદ્દેશની જરૂર નથી હોતી. જ્યાં ઉદ્દેશ ન હોય ત્યાં આપણે કરીએ છીએ એવો ભાવ પણ નથી હોતો ( અઃ મિ. ત. ૨૯ જુઓ ). આથી **પશુપક્ષીઓનાં બધાં કર્મો ભોગરૂપ હોવાથી**

**મનુષ્ય સિવાયની બાકીની બીજી બધી યોનિઓ ભોગયોનિઓ હોયછે, એ સિદ્ધ થયું.**

## સિદ્ધાંત-૪૬

### જ્ઞાન આ જડની શક્તિ બની શકતુ' નથી.

કેટલાક લોકોનો એવો મત છે કે, જ્ઞાન મનુષ્યની ખોપરીમાંના મગજની શક્તિ છે, પણ મગજ જડ હોવાથી જ્ઞાન તેની શક્તિ હોઈ શકે નહિ; કારણ કે શક્તિ પોતાના અધિષ્ઠાનને વિષય કરી શકતી નથી (બ્ર. સિ. ત. ૨૫ જુઓ). દા. ત. અગ્નિની દાહક શક્તિ અગ્નિને બાળી શકતી નથી, પાણીની શીતળતાથી પાણી ઠંડું થતું નથી, પાણીને ટાઢ વાતી નથી. (સાપમાં રહેલા ઝેરથી એ પોતે મરી જતો નથી.) તે જ પ્રમાણે નેત્રશક્તિ પદાર્થને જાણે છે; પરંતુ પદાર્થો તેને જાણી શકતા નથી. આથી શક્તિ પોતાના અધિષ્ઠાનને વિષય કરતી નથી એ દેખાઈ આવે છે. જ્ઞાન જો જડની શક્તિ હોત તો તે જ્ઞાનથી જડ પદાર્થ જાણવાનું અશક્ય બન્યું હોત. જડ એટલે જે પોતાને તેમ જ બીજાને જાણી શકે નહિ તે. મગજ પોતાને અને અન્યને જાણી શકતું નથી માટે તે જડ છે. અને જ્ઞાનથી મગજને જાણી શકાય છે, આથી મગજ જ્ઞાનનું અધિષ્ઠાન બની શકે નહિ, આથી **જ્ઞાન જડ-(પદાર્થ)ની શક્તિ બની શકતું નથી** તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૪૭

### કારણથી કાર્ય ભિન્ન હોતું નથી×

तदनन्यत्वमारंभणशब्दादिभ्यः ।

આરંભણ શબ્દ વગેરે હેતુઓથી કાર્યની કારણથી અનન્યતા સિદ્ધ થાય છે. —બ્રહ્મસૂત્ર ૨-૧-૧૪

नान्यत्कार्यं किमपि च ततः कारणाद्भिन्नरूपम् ।

ઉપાદાનકારણથી ભિન્નરૂપ બીજું કોઈ પણ કાર્ય નથી.

ઉપાદાનકારણના ત્રણ પ્રકાર છેઃ **આરંભ, પરિણામ અને વિવર્ત. આરંભવાદીઓ** કારણથી કાર્યને ભિન્ન માને છે. દા. ત. સૂતરનો તાંતણો (તંતુ) એ કારણ છે અને તેમાંથી તૈયાર થયેલું કાપડ (પટ) એ કાર્ય છે. આમાં (પટ) એ સૂતરના તાંતણાથી-તંતુથી ભિન્ન છે એમ તેઓ માને છે. **પરિણામવાદીઓ** કાર્યને કારણનું અવસ્થાંતર માને છે. દા. ત. દૂધમાંથી દહીં બને છે. આમાં કારણરૂપ દૂધની પહેલી અવસ્થા બદલાઈને તેનું કાર્યરૂપ દહીં થયું. વળી જ્યારે કારણમાં કંઈ જ ફેરફાર કે વિકાર ન થતાં અવસ્થામાં પરિવર્તન થયું હોય એમ લાગે છે ત્યારે તેને **વિવર્ત** કહે છે. આ જ વાદ અદ્વૈત મતને માન્ય છે. દા. ત. દોરડામાં સર્પ અને છીપની સપાટીમાં રૂપું દેખાય છે તે દોરડું કે છીપમાં કંઈ વિકાર ન થતાં દેખાય છે. આ **વિવર્તવાદનો** ઉપયોગ કરીને ઉપરનો સિદ્ધાંત સારી રીતે ધ્યાનમાં આવે તે માટે માટીનો ઘડો અથવા સોનાનું કુંડળ એ દૃષ્ટાંતનો ઉપયોગ કરવામાં આવે છે. ખરી રીતે **વિવર્તને** આ દૃષ્ટાંતો જોકે બરાબર

× અહીં કારણ એટલે ઉપાદાનકારણ.

લાગુ પડતાં નથી તોપણ કાર્યકારણભેદ સિદ્ધ કરવાના કામ પૂરતો તેનો ઉપયોગ શાસ્ત્રમાં કર્યો છે. ઘટ–ઘડાનું જ ઉદાહરણ લઈએ. આમાં ઘટ–ઘડો બનતાં પહેલાં માટીરૂપે હોય છે, બન્યા પછી પણ માટી જ છે અને તેના ઘટાકારનો નાશ થયા પછી ઘડો ભાંગી ગયા પછી પણ માટી જ છે. આ પ્રમાણે ત્રણે કાળમાં માટી અવિચ્છિન્ન રહીને વચ્ચેના વખતમાં કેવળ ઘટાકાર જણાય છે. આદિ અને અંતમાં જે વસ્તુ હોય છે તે જ વચમાં પણ હોય છે એવો નિયમ છે (બ્ર. સિ. ત. ૪૮). આથી માટી ત્રિકાલા બાધિત હોવાથી સત્ય છે અને ઘટાકાર મિથ્યા છે. આથી કાર્ય જે ઘટ તે કારણભૂત માટીથી ભિન્ન નથી. રજ્જુસર્પ- (દોરડામાં સર્પ દેખાવો)ની પણ આ જ વાત છે. માટી સિવાય જેમ ઘટ બિલકુલ હોતો નથી તેમ રજ્જુ સિવાય સર્પ નથી. આ પ્રમાણે **કારણથી કાર્ય ભિન્ન હોતું નથી,** આ વાત સિદ્ધ છે.

## સિદ્ધાંત–૪૮

**પરોક્ષજ્ઞાનથી અસત્ત્વાવરણ જાય છે અને અપરોક્ષ જ્ઞાનથી અભાનાવરણ નાશ પામે છે**

परोक्षज्ञाननो नश्येदसत्त्वावृत्तिहेतुता ।
अपरोक्षज्ञाननाश्या ह्यभानावृत्तिहेतुता ॥

કૂટસ્થ છે એના રૂપથી પરોક્ષ જ્ઞાનથી અજ્ઞાનના અસત્‌પણાના હેતુની નિવૃત્તિ થાય છે અને કૂટસ્થ છું એના અપરોક્ષ જ્ઞાનથી તો કૂટસ્થની પ્રતીતિ ન થવારૂપ આવરણની હેતુતા નાશ પામે છે.

–પંચદશી

પદાર્થ હોવો અને પદાર્થ દેખાવો એ બંને વાતો ભિન્ન છે. પદાર્થ છે એવા જ્ઞાનને જે પ્રતિબંધ (અડચણ)

હોય છે તેને **અસદાવરણ** કહે છે અને પદાર્થ પ્રત્યક્ષ થવામાં-જોવામાં જે પ્રતિબંધ હોય છે તેને **અભાનાવરણ** કહે છે. પદાર્થનું અસદાવરણ દૂર થવામાં આપ્તવાકયથી થનારું પરોક્ષ જ્ઞાન જ બસ છે, પરંતુ તેનું અભાનાવરણ દૂર થવા માટે તો અપરોક્ષ જ્ઞાન જ જોઈએ. દા. ત. બદ્રિકાશ્રમ જઈને આવેલા કોઈ મનુષ્યે તે ક્ષેત્રનું વર્ણન કરીને તે સ્થળ જેણે કદી જોયું નથી એવા પોતાના મિત્રને કહ્યું. તેથી તે આશ્રમ અમુક પ્રકારનો છે, બદ્રિકેશ્વરની મૂર્તિ અમુક પ્રકારની છે, દેવાલયનું સૌંદર્ય, યાત્રાનો આનંદ વગેરે મિત્રના વર્ણન પરથી જે કંઈ ધ્યાનમાં આવ્યું તે પરોક્ષ જ્ઞાન છે. બદ્રિકાશ્રમ જેવું ક્ષેત્ર છે જ નહિ એવો તેનો ભ્રમ હતો તે જ અસદાવરણ. આ અસદાવરણ ઉપરના પરોક્ષ જ્ઞાનથી નાશ પામ્યું. આ વર્ણનને ધ્યાનમાં રાખીને બદ્રિકેશ્વર જવાથી તેને ત્યાં જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે-તે જે નજરોનજર જુએ છે તે જ અપરોક્ષ જ્ઞાન. તે ક્ષેત્રનું જે પરોક્ષત્વ ન દેખાવું તે જ અભાનાવરણ. આ અભાનાવરણ ઉપર કહેલા અપરોક્ષ જ્ઞાનથી દૂર થાય છે. આથી સિદ્ધ થાય છે કે, **પરોક્ષજ્ઞાનથી અસદાવરણ જાય છે અને અપરોક્ષજ્ઞાનથી અભાનાવરણ નાશ પામે છે.**

## સિદ્ધાંત-૪૯

### બધા આકારો કલ્પનાના છે

मेहुवीं तरी भूमीतूनि स्वयंभ । काय घडिया गाडग्याचे निघती कोंभ । परी ते कुलालमतीचे गर्भ । उमटले की ॥

ગાગર, મટકા વગેરેના આકાર શું જમીનમાંથી સ્વયંસિદ્ધ નીકળે છે? ના; પરંતુ કુંભારની બુદ્ધિથી જ તે સર્વ તૈયાર થાય છે.

- જ્ઞાનેશ્વરી,-અ. ૯

બધા આકાર કલ્પનાના અથવા બુદ્ધિના છે. કોઈ ઇમારતનો નકશો ઇજનેર જ્યારે તૈયાર કરે છે ત્યારે તે પહેલા પોતાની કલ્પનામાં લાવીને પછી એવો જ કાગળ પર દોરે છે. પહેલાં ઇમારતના આકારની સ્પષ્ટ કલ્પના મનમાં લાવ્યા સિવાય તેનો નકશો કાગળ પર કાઢી જ શકાય નહિ. આ બાબતમાં એવી શંકા થશે કે, ઇમારતનો આકાર પહેલાં કલ્પનામાં લાવ્યા વિના તેનો નકશો દોરી શકાતો નથી, તોપણ તેને કાગળ જેવો કોઈ પણ આશ્રય તો જોઈએ. આનું સમાધાન એ છે કે, આશ્રય વિના આકાર દેખાડી શકાતો નથી એ વાત અમને કબૂલ છે, પણ તેટલાથી તે આશ્રય ઉપાદાન બની શકાતું નથી; કારણ કે ઉપાદાન કારણની બાબતમા એવો નિયમ છે કે કારણથી ભિન્ન કાર્ય રહી શકતું નથી. (પ્ર. ૩, સિ. ૪૭). માટી વગેરે દ્રવ્યોને નહિવત્ કરી દઈએ તોપણ ઘટાદિ આકાર બુદ્ધિમાં કાયમ રહે છે. પણ બુદ્ધિ ન હોય તો આકારનું અસ્તિત્વ જ નાશ પામે છે, તેથી બુદ્ધિ અથવા કલ્પના જ ઘટાદિ પદાર્થનું ઉપાદાન છે. આ બાબતમાં વળી એવી શંકા આવે એમ છે કે, ઘટનું ઉપાદાન કારણ માટી એમ પહેલાં તમે કહ્યું છે અને હવે ઘટનું ઉપાદાન બુદ્ધિ એમ કહો છો. આમ પૂર્વાપર વિરોધનું શું? તેનું સમાધાન એ છે કે પહેલાં અમે જે કહ્યું છે, તે કાર્ય મિથ્યા છે એમ કહેવાના ઉદ્દેશથી કહ્યું છે પરંતુ આ સિદ્ધાંતનો વિષય આકાર સંબંધી છે. પ્રત્યેક આકાર વ્યવહારથી જણાય તે માટે કર્તાની બુદ્ધિ અને આધાર અથવા આશ્રય એ બે બાબતોની અપેક્ષા છે. આવા ઘટરૂપ આકારવ્યવહાર ગોચર થવા માટે કુંભારની બુદ્ધિ અને માટી એ બે વસ્તુની જરૂર રહે

છે. આથી ઘટનું ઉપાદાન માટી એમ જે કહ્યું છે તે પણ વ્યર્થ નથી. આથી **તમામ આકારો કલ્પનાના છે એટલે કે, મનોમય** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૫૦

**મરણની ભીતિ ઐહિક સુખની ઇચ્છા પર અવલંબે છે**

**कान्ता च जिह्वा कनकं च तानि। त्यजन्ति यस्तस्य भयं न मृत्योः॥**

સ્ત્રી, જીભ અને દ્રવ્યથી જે વિરમે છે તેને મૃત્યુથી ભય નથી.

–શંકરાચાર્ય

જેને મૃત્યુનો ભય ન હોય એવો મનુષ્ય આ જગતમાં મળવો મુશ્કેલ છે. મનુષ્યને મરણની આટલી બધી ભીતિ હોવાનું કારણ એ છે કે, પોતે આ જગતમાં રહીને અહીંનાં સુખોનો પૂર્ણપણે ઉપભોગ કરવો એવી પ્રત્યેક મનુષ્યની ઇચ્છા હોય છે આથી એમ સહજ જ સિદ્ધ થાય છે કે, પોતાના મન પ્રમાણે વિષયોપભોગ ન મળવાને કારણે તેની ઇચ્છા પૂરી થતી ન હોવાથી મનુષ્ય આ જગત છોડીને જવા તૈયાર હોતો નથી. દા. ત. કોઈ ગામડાનો માણસ મુંબઈ જેવા શહેરમાં જાય છે. ત્યાં ગયા પછી પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાંની બધી નવાઈઓ જોવી, કંઈ નવીન વસ્તુઓ વેચાતી લેવી વગેરે ઇચ્છિત કામ પૂર્ણ કર્યા વિના તેને તે શહેર છોડવું ગમતું નથી. તે જ પ્રમાણે મનુષ્યનો જન્મ થયા પછી તેના બધા મનોરથો સિદ્ધ થયા વિના આ જગત છોડવું તેને ગમતું નથી. જગત છોડવું એટલે મરણ. જ્યાં સુધી વિષયવાસના હોય ત્યાં સુધી મરણની ભીતિ દૂર થવી તદ્દન અશક્ય છે, તેથી **મરણની ભીતિ ઐહિક સુખની ઇચ્છા પર અવલંબે છે.**

## સિદ્ધાંત–૫૧

**કારણનો નાશ થતાં જ કાર્યનો પણ તત્કાળ નાશ થાય છે એવો કશો જ નિયમ નથી. કારણના નાશ પછી પણ અમુક વખત સુધી કાર્ય રહી શકે છે**

**उपादाने विनष्टेऽप क्षणं कार्यं प्रतीक्षते।**

ઉપાદાનનો નાશ થયા પછી પણ થોડાક સમય સુધી કાર્ય રહે છે.

–પંચદશી

અમુક કારણથી અમુક કાર્ય ઉત્પન્ન થાય છે તેથી કારણનો નાશ થતા જ કાર્યનો પણ તત્કાળ નાશ થવો જ જોઈએ એવી શંકા કરવામા આવે છે, પણ આવો સાર્વત્રિક નિયમ કરી શકાતો નથી; કારણ કે કેટલીક વાતો એવી છે કે, તેમાં કારણનો નાશ થાય તોયે તેનુ કાર્ય કેટલોક વખત રહી શકે છે. દા. ત. કુંભારનુ ચક્ર–ચાકડો. ચાકડાને કુભાર લાકડીથી એકવાર ગતિ આપીને છોડી દે તોયે તે ફરતો રહે છે તેથી કુંભાર તેના પર કામ કરી શકે છે. બીજું ઉદાહરણ વૃક્ષનુ છે. વૃક્ષને મૂળ સાથે ઉખાડી લઈએ તોપણ તે થોડા વખત સુધી લીલું રહે છે. તેમા તેની લીલાશનાં કારણો જલસિંચન અને જમીનનો સંપર્ક ન હોવા છતા થોડો વખત તે જેવું ને તેવું જ રહે છે. આથી સિદ્ધ થાય છે કે, **કારણનો નાશ થતાં જ કાર્યનો પણ તત્કાળ નાશ થાય છે એવો કશો જ નિયમ નથી. કારણના નાશ પછી પણ થોડાક સમય સુધી કાર્ય રહી શકે છે.**

# પ્રકરણ ૪ થું

## અધિકારવિચાર

### ( એકંદર સિદ્ધાંત ૧૨ )

સિ. ૧. બધાં પ્રાણીઓમાં કેવળ મનુષ્યને જ મોક્ષનો અધિકાર છે.

સિ. ૨. કોઈ પણ વિદ્યાને અતિ સુલભ કે અસાધ્ય સમજવાથી તે મનુષ્યને પ્રાપ્ત થતી નથી.

સિ. ૩. વેદાંત યત્નસાધ્ય છે એવી જેમની માન્યતા બંધાઈ હોય તેમને જ તે પ્રાપ્ત થાય છે.

સિ. ૪. વેદાંતવિદ્યા માટે અધિકારી જોઈએ.

સિ. ૫. તે અધિકારીમાં મુમુક્ષા જોઈએ.

સિ. ૬. તે અધિકારીમાં નિત્યાનિત્ય-વસ્તુવિવેકશક્તિ જોઈએ.

સિ. ૭. તે અધિકારીમાં ઇહામુત્રફલભોગ વિરાગ હોવો જોઈએ.

સિ. ૮. તે અધિકારીમાં શમાદિષટ્ક સંપત્તિ હોવી જોઈએ.

સિ. ૯. સાધનચતુષ્ટય પૈકી મુમુક્ષા મુખ્ય સાધન છે.

સિ. ૧૦. મોક્ષની ઇચ્છા મહત્ત્વાકાંક્ષાની પરમાવધિ છે.

સિ. ૧૧. મારા નસીબમાં હશે તો મોક્ષ-પ્રાપ્તિ થશે એમ કહેનારો મુમુક્ષુ જ નથી.

સિ. ૧૨. આપણો વિષયોપભોગ શરીરયાત્રા માટે છે પરંતુ આપણી શરીરયાત્રા વિષયોપભોગ માટે નથી.

## સિદ્ધાંત-૨

### બધાં પ્રાણીઓમાં કેવળ મનુષ્યને જ મોક્ષનો અધિકાર છે

पशुदेहीं नाहीं गती । ऐसें सर्वत्र बोलती ।
ह्मणोनि नरदेहीं च प्राप्ती । परलोकाची ॥
या नरदेहाचेनि आधारें । नाना साधनाचेनि द्वारें ।
मुख्य सारासार विचारें । बहुत सुटलें ॥

એમ કહેવાય છે કે, પશુદેહમા ગતિ ( મોક્ષ પ્રાપ્ત ) થતી નથી તેથી આ નરદેહમા જ પરલોકની પ્રાપ્તિ થઈ શકે છે. મુખ્ય સારાસારના વિચારથી અને વિવિધ સાધનોથી આ નરદેહના આધારે જ ઘણા લોકો મુક્ત થયા છે. —દાસબોધ, દ. ૧, સ. ૧૦

સામાન્ય વિચારના પ્રકરણમાં ૪૫મા સિદ્ધાંતમા પશુ વગેરેની બધી ક્રિયા નિરુદ્દેશ અને નિરંહકાર હોવાથી અમે તેમની યોનિને ભોગયોનિમાં ગણી છે, આથી આ યોનિમાંના જીવને મોક્ષનો અધિકાર નથી; કારણ કે મોક્ષ થવા માટે કર્મ કરવાની યોગ્યતા જોઈએ. **ઉદ્દેશ અથવા અહંકાર વિના કોઈ પણ ક્રિયા કર્મ થઈ શકે નહિ** અને તિર્યગ્યોનિની ક્રિયા નિરુદ્દેશ અથવા નિરહંકાર હોય છે. આથી તે યોનિને મોક્ષનો અધિકાર નથી, પણ મનુષ્યની બાબતમા તેમ નથી. તેના હાથે જે ક્રિયાઓ થાય છે તેમા કેટલીક નિરુદ્દેશ એટલે ભોગરૂપ હોય છે અને કેટલીક સોદ્દેશ-સહેતુક એટલે કર્મરૂપ હોય છે. મોક્ષને માટે ચિત્તશુદ્ધિની જરૂર હોય છે અને ચિત્ત શુદ્ધિ માટે કર્મની આવશ્યકતા છે. મનુષ્યની કેટલીક ક્રિયાઓ સહેતુક અને સાહંકાર હોવાથી તેને કર્મનો અધિકાર છે. જ્યા કર્મનો અધિકાર છે ત્યા જ મોક્ષપ્રાપ્તિનો સંભવ છે. બીજી વાત એ છે કે, જ્ઞાન વિના મોક્ષ થતો જ નથી,

એવો શ્રુતિસિદ્ધાંત છે. આત્મજ્ઞાન થવાની યોગ્યતા પશુબુદ્ધિમાં નથી. પશુમાં જે જ્ઞાન હોય છે તે કેવળ સ્વરક્ષણ પૂરતું મર્યાદિત હોવાથી તે શાસ્ત્રશિક્ષણ માટે યોગ્ય નથી. આથી સિદ્ધ થાય છે કે, **બધાં પ્રાણીઓમાં કેવળ મનુષ્યને જ મોક્ષનો અધિકાર છે.**

## સિદ્ધાંત–૨

### કોઈ પણ વિદ્યાને અતિ સુલભ કે અસાધ્ય સમજવાથી તે મનુષ્યને પ્રાપ્ત થતી નથી

કોઈ પણ વિદ્યા ઘણી જ સરળ છે એમ જેને લાગે છે તે તેનો અનાદર કરે છે અને જેને ઘણી અઘરી લાગે છે તેનું ધૈર્ય રહેતું નથી. આથી તે પોતાની શક્તિ બહારની છે એમ તે માને છે. વિદ્યા શીખવા માટે ઇચ્છા જોઈએ. તે ઇચ્છા ઉપરનાં બે કારણોને લીધે થતી નથી. આથી ઉપરની પ્રતિજ્ઞા પ્રમાણે જેની માન્યતા હોય છે તેની વિદ્યા નાશ પામે છે, એમ સમજવું. આથી સિદ્ધ થાય છે કે, **કોઈ પણ વિદ્યાને અતિ સુલભ કે અસાધ્ય સમજવાથી તે મનુષ્યને પ્રાપ્ત થતી નથી.**

## સિદ્ધાંત–૩

### વેદાંત યત્નસાધ્ય છે એવી જેમની માન્યતા બંધાઈ હોય તેમને જ તે પ્રાપ્ત થાય છે

વેદાંતના સંબંધમાં આ પ્રકરણના બીજા સિદ્ધાંતમાં કહેલા બે વર્ગમાં જ પુષ્કળ લોકો આવી જાય છે; એટલે કે કેટલાક લોકોને એમ લાગે છે કે, વેદાંત જરા યે કઠિન નથી. બ્રહ્મ સત્ય, માયા ખોટી, જીવ અને જગત મિથ્યા

એ સમજવું એટલે સમજાઈ ગઈ વેદાંતવિદ્યા. આવી માન્યતાવાળા આથી વધુ વિચાર કરતા જ નથી, તેથી આવા લોકો પરમાર્થ સાધી શકતા નથી. આથી ઊલટું કેટલાકની માન્યતા એવી છે કે, વેદાંતવિદ્યા કંઈ રસ્તામાં પડી નથી; મોટા મોટા ઋષિ–તપસ્વીઓને પણ તે સાધ્ય થઈ નથી તો પછી મારી–તમારી વાત જ શી ? તે આપણો વિષય જ નથી. આવી ખોટી સમજણ જેની છે તેઓ પણ આ વિદ્યાથી વિમુખ રહે છે. પરંતુ આજ સુધીમાં જે લોકોએ બ્રહ્મવિદ્યા મેળવી છે તેઓ આપણા જેવા જ માનવપ્રાણી હતા, તેમની જેમ જ આપણે પણ પ્રયત્ન કરીએ તો આપણને પણ તે બીજી વિદ્યાઓ પ્રમાણે સાધ્ય થશે એવી જેમની માન્યતા હોય છે તેમને જ તે પ્રાપ્ત થાય છે. આથી **વેદાંત યત્નસાધ્ય છે એવી જેમની માન્યતા બંધાઈ હોય તેમને જ તે પ્રાપ્ત થાય છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૪

### વેદાંતવિદ્યા માટે અધિકારી જોઈએ

अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः ।
उपाया देशकालाद्याः सन्त्यस्मिन् सहकारिणः ॥

ઉપાય, દેશ, કાળ અને ખાસ કરીને ફળની સિદ્ધિ અધિકારીની આશા રાખે છે; અર્થાત્ આ સર્વના સહકારથી જ ફળપ્રાપ્તિ થાય છે.

–વિવેકચૂડામણિ, ૧૪

વિદ્યા શીખવા માટે યોગ્ય અધિકારી જોઈએ. અધિકાર એટલે યોગ્યતા અથવા લાયકાત. આ અધિકાર કેટલોક મૂળથી હોય છે ને કેટલોક મેળવવો પડે છે. બુદ્ધિ

અને સ્વભાવ મૂળનાં હોય છે ને શિક્ષણરૂપ અધિકાર મેળવેલો હોય છે. આ અધિકારનાં અંગો જેટલા પ્રમાણમાં વધુ તેટલા પ્રમાણમાં મનુષ્યની પ્રવીણતા તે તે વિદ્યામાં વધુ થતી જાય છે. આવા અધિકાર વિના કોઈ પણ વિદ્યા અસાધ્ય છે. દા. ત. ગાવાનું શીખવા માટે સ્વર વિષે અભિરુચિ અને ગળાની મધુરતા જરૂરી છે. ચિત્ર દોરવા માટે કલ્પનાશક્તિ, નેત્રની કુશળતા અને હસ્તકૌશલ્યના ગુણો હોવા જોઈએ. ગણિત શીખવા માટે તર્કશક્તિ અને ભાષા શીખવા માટે સ્મરણશક્તિ હોવી જોઈએ. આવાં સાધનો વિના ગાયનાદિ વિદ્યાઓ અસાધ્ય છે. વેદાંત પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આપનારી વિદ્યા જ છે; તેથી તેને માટે પણ અધિકારી જોઈએ. આથી **વેદાંતવિદ્યા માટે અધિકારી જોઈએ** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૫

### તે અધિકારીમાં મુમુક્ષા જોઈએ

**मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासा योग्यता मता।**

મુમુક્ષુની જ બ્રહ્મજિજ્ઞાસા યોગ્ય મનાઈ છે. –વિવેકચૂડામણિ

મુમુક્ષા એટલે મુક્ત બનવાની ઇચ્છા. મુક્તિ અથવા મોક્ષ એટલે બંધનથી છૂટકો. બંધન* હમેશાં દુઃખરૂપ હોવું જોઈએ (અ. સિ. ત. ૪૩). અજ્ઞાન જ દુઃખનું કારણ છે (પ્ર. ૩, સિ. ૧૪) એટલે અજ્ઞાન જ બંધન

* મુમુક્ષા ઉત્પન્ન થવા માટે બંધન-જ્ઞાનની અપેક્ષા રહે છે. હું બદ્ધ છું એવું જેને જ્ઞાન નથી એવા પુરુષમાં મુમુક્ષુ પેદા થવાનો સંભવ નથી. આથી સંસાર દુઃખરૂપ છે, તેમાં સુખ બિલકુલ નથી એવું જેને પાકું જ્ઞાન થયું તે જ ખરો મુમુક્ષુ. કેવળ મોજ ખાતર વેદાંતનો અભ્યાસ કરનાર ખરો મુમુક્ષુ ન કહેવાય.

થયું. તેનાથી મુક્ત થવા માટે આત્મજ્ઞાન જોઈએ (પ્ર. ૩, સિ. ૧૫). તેથી આત્મજ્ઞાનની ઇચ્છા તે જ **મુમુક્ષા.** વિદ્યાની ઇચ્છા થયા વિના વિદ્યા અસાધ્ય છે (અ. સિ. ત. ૪૪); કારણ કે ઇચ્છા સિવાય પ્રયત્ન (અભ્યાસ) થતો નથી અને અભ્યાસ વિના વિદ્યા અસાધ્ય છે. વેદાંત એટલે આત્મજ્ઞાન મેળવવાની વિદ્યા, તેથી **વેદાંતવિદ્યાના અધિકારીમાં મુમુક્ષા જોઇએ.**

## સિદ્ધાંત-૬

તે અધિકારીમાં નિત્યાનિત્ય વસ્તુવિવેકશક્તિ જોઈએ

आदौ नित्यानित्यवस्तुविवेकः परिगण्यते।

સર્વ પ્રથમ નિત્યાનિત્ય વસ્તુવિવેકનો વિચાર કરાય છે.

–વિવેકચૂડામણિ

**નિત્ય** એટલે સત્ય. **અનિત્ય** એટલે અસત્ય. સત્ય વસ્તુ કઈ અને અસત્ય વસ્તુ કઈ તેનો નિર્ણય કરવાની જે શક્તિ તેને નિત્યાનિત્ય વિવેકશક્તિ અથવા સદસદ્‌વિચાર કહે છે. આવો સદસદ્‌વિવેક કરવાની શક્તિ વિદ્યાર્થીમાં ન હોય તો કોઈ પણ વિદ્યા અસાધ્ય છે. દા. ત. સુસ્વર અને અપસ્વર એ બે વચ્ચેનો ભેદ સમજ્યા વિના ગાયનકલા અસાધ્ય છે. સીધી અને વક્ર રેખાનો ભેદ સમજ્યા વિના ચિત્રકલા અસાધ્ય છે. શુદ્ધાશુદ્ધ ભેદ સમજ્યા વિના ભાષાજ્ઞાન અસાધ્ય છે. વેદાંત પણ સત્ય શોધવાની વિદ્યા છે. આથી **વેદાંતાધિકારીમાં નિત્યાનિત્ય વસ્તુવિવેકશક્તિ જોઈએ.**

## સિદ્ધાંત–૭

### તે અધિકારીમાં આ લોક અને પરલોકમાં ફળભોગ વિરાગ હોવો જોઈએ

**इहामुत्रफलभोगविरागस्तदनन्तरम्।**

ત્યાર પછી આ લોક અને પરલોકમાં ફળના ભોગ વિષે વિરાગ હોવો જરૂરી છે. –વિવેકચૂડામણિ

ઈહામૂત્રફલભોગવિરાગ એટલે આ લોકના અને પરલોકના જે વિષયભોગ તેમની ઇચ્છા ન હોવી તે. કોઈ પણ વિદ્યા શીખવા માટે મનની એકાગ્રતા જોઈએ. એકાગ્રતા એટલે જે વિદ્યા શીખવાની હોય તે સિવાય બાકીના કોઈ વિષય પ્રત્યે લક્ષ ન આપવું. આવી એકાગ્રતા આ લોકનાં જર અને જોરુ અથવા પરલોકના અપ્સરા વગેરે વિષયોની લોલુપતા હોય તો કદી થઈ શકવાની નથી. દા. ત. રમતિયાળ વિદ્યાર્થી વિદ્યા મેળવી શકતો નથી, વ્યસની મનુષ્ય પણ વિદ્યા મેળવી શકતો નથી, આ જ પ્રમાણે ઈહામુત્રફલભોગ તરફ ચિત્ત જવાથી તેની એકાગ્રતા તૂટીને વેદાંતવિચારમાં તે અયોગ્ય ઠરે છે. તેથી **તે અધિકારીમાં ઈહામૂત્રફલભોગવિરાગ હોવો જોઈએ.**

## સિદ્ધાંત–૮

### તે અધિકારીમાં શમાદિષટ્ક સંપત્તિ હોવી જોઈએ

**शातो दांत उपरतस्तितिक्षु समाहितो भूत्वात्मन्येवात्मनं पश्येत्।**

શાંત, દાન્ત, નિરક્ત અને સહનશીલ થઈને આત્મામાં જ આત્માને જોવો. –શ્રુતિ

શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા

આ છ મળીને **શમાદિષટ્ક સંપત્તિ** કહેવાય છે, કોઈ પણ પ્રકારની વિદ્યા શીખનાર પાસે આ છ બાબતો અવશ્ય હોવી જોઈએ. તે સિવાય વિદ્યાભ્યાસ થઈ શકવાનો નથી. શમ એટલે મનોનિગ્રહ–મનની ઈચ્છાઓને વશમા રાખવી તે. દમ એટલે ઇંદ્રિયનિગ્રહ–ઇંદ્રિયો દ્વારા થતા વિષયોપભોગ પર અંકુશ મૂકવો તે. આ બે વિદ્યાર્થીમા ન હોય તો ચિત્તની શાંતિ નાશ પામે છે અને અભ્યાસમા મન લાગતું નથી. **ઉપરતિ** એટલે વ્યવહાર ઓછો કરવો અથવા કર્મત્યાગ. આ બાબત જેનામાં ન હોય તેને (અન્ય કાર્યોને લીધે) વિદ્યાભ્યાસ માટે વખત જ નહિ રહે. **તિતિક્ષા** એટલે અંતરના ત્રાસ વિના દુઃખ સહન કરવાની શક્તિ. આ શક્તિ ન હોય તો પ્રારબ્ધવશાત્ મળેલાં શીતોષ્ણ, ભૂખ, તૃષા વગેરે અભ્યાસમા વિઘ્ન નાખે. **સમાધાન** એટલે ચિત્તની સમસ્થિતિ. આવી સમસ્થિતિ ન હોય તો મન ચંચળ બનશે અને તેથી અભ્યાસ સારી રીતે થઈ શકશે નહિ **શ્રદ્ધા** એટલે ગુરુ અને શાસ્ત્ર ઉપર વિશ્વાસ. આ તો અવશ્ય જોઈએ, કારણ કે, તેના વિના અભ્યાસનું દ્વાર જ બંધ થાય છે. આ છ સાધનો સામાન્ય પ્રકારની વ્યાવહારિક વિદ્યામા પણ આવશ્યક છે. તો પછી વેદાંત જેવા અતિ સૂક્ષ્મ અભ્યાસમાં તો તેની કેટલી જરૂર પડે તે કહેવાની જરૂર જ નહિ તેથી તે **અધિકારીમાં શમાદિષટ્ક સંપત્તિ હોવી જોઈએ** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૯

### સાધનચતુષ્ટય પૈકી મુમુક્ષા મુખ્ય સાધન છે

वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्य तु विद्यते ।
तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥

જેનામાં વૈરાગ્ય અને મુમુક્ષા તીવ્ર હોય તેનામાં જ શમ વગેરે ફળદાયી અને અર્થકારી બને છે. —વિવેકચૂડામણિ

शुभेच्छा प्रथमा भूमिः ।
શુભેચ્છા પ્રથમ ભૂમિકા છે. —યોગવાસિષ્ઠ

**મુમુક્ષા** એટલે મુક્ત બનવાની ઇચ્છા. આત્મજ્ઞાન સિવાય મુક્તિ નથી (પ્ર. ૩, સિ. ૧૫). તેથી આત્મજ્ઞાનની ઇચ્છાને જ ખરી રીતે મુમુક્ષા કહી શકાય. વિદ્યાની ઇચ્છા વિના વિદ્યાના વિષયમાં પ્રવૃત્તિ થાય નહિ એ ખુલ્લું છે. કેવળ ઇચ્છા જ હોય તો મનુષ્ય બીજાં સાધનો મેળવવાનો પ્રયાસ કરશે; પરંતુ અન્ય સાધનો હોવા છતાં જો ઇચ્છા નહિ હોય તો તે સાધનો વ્યર્થ ઠરે છે, તેથી **બ્રહ્મજ્ઞાનની ઇચ્છા એટલે મુમુક્ષા જ બધાં સાધનોમાં મુખ્ય છે** એમ સિદ્ધ થાય છે (સાધનચતુષ્ટય એટલે આ પ્રકરણના સિ. ૫, ૬, ૭, ૮ માં **ક્રમથી** કહેલાં સાધનો).

## સિદ્ધાંત-૧૦

### મોક્ષની ઇચ્છા મહત્ત્વાકાંક્ષાની પરમાવધિ છે

આત્મસ્વરૂપ જ શાશ્વત સુખ છે એમ પ્ર. ૩, સિ. ૮માં સિદ્ધ કરેલું છે; તેથી મોક્ષથી નિરતિશય-અમર્યાદ સુખની પ્રાપ્તિ થાય છે એવો તેનો અર્થ થયો. મહત્ત્વ એટલે મોટાપણું. બ્રહ્મ જેવડી મોટી કોઈ વસ્તુ જ નથી. (બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિ પરથી પણ સૌથી મોટી વસ્તુ એવો

તેનો અર્થ થાય છે.) બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તે બધાથી પણ બ્રહ્મ મોટું છે, તેથી બ્રહ્મ બનવાની ઇચ્છા જ મહત્ત્વાકાંક્ષાની પરમાવધિ ગણાય અને બ્રહ્મ બનવું તે જ મોક્ષ છે. બ્રહ્મ બનવાની અને મોક્ષની ઇચ્છા એક જ છે. તેથી **મોક્ષની ઇચ્છા મહત્ત્વાકાંક્ષાની પરમાવધિ છે.**

## સિદ્ધાંત–૧૧

### મારા નસીબમાં હશે તો મોક્ષપ્રાપ્તિ થશે એમ કહેનારો મુમુક્ષુ જ નથી

**मार्गे प्रयातुर्मणिलाभवन्मे लभ्येत मोक्षो यदि तर्हि धन्यः।**
**इत्यादिनां मूढधियां मतिर्या सैषातिमंदाभिमता मुमुक्षा॥**

માર્ગમાં જતા માણસને ઓચિંતું કોઈ રત્ન મળી જાય છે તેમ મને જો મોક્ષ મળી જાય તો હું ધન્ય થઈ જાઉં એની આશા રાખનારા મૂર્ખ માણસોમાં રહેલી મુમુક્ષાને અતિમંદ મુમુક્ષા માનવામા આવી છે
–શંકરાચાર્ય

નસીબમાં હશે તો મોક્ષ મળશે એ વાત ઉપર આધાર રાખનારને જો મુમુક્ષુ કહીએ તો ન્યાયનો બાધ આવે છે; કારણ કે આમ જે કહે છે તે મોક્ષ બાબતમાં પ્રારબ્ધવાદની વાત કરે છે. પરંતુ જે જે વિષયમાં પ્રારબ્ધવાદની વાત કરે છે તે તે વિષયમાં ઉદાસીન હોય છે, એમ પ્ર. ૩, સિ. ૩૩ માં કહ્યું છે. તેથી મોક્ષ માટે નસીબ ઉપર આધાર રાખનારો મુમુક્ષુ પણ મોક્ષની બાબતમાં ઉદાસીન હોય છે અને જે મોક્ષની બાબતમાં ઉદાસીન હોય છે તે મુમુક્ષુ જ નથી. આથી **મારા નસીબમાં હશે તો મોક્ષપ્રાપ્તિ થશે એમ કહેનારો મુમુક્ષુ જ નથી** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૨

### આપણો વિષયોપભોગ શરીરયાત્રા માટે છે; પરંતુ આપણી શરીરયાત્રા વિષયોપભોગ માટે નથી

मनुष्यदेहिचेनि आयुष्यें । विषयी सायास करिती कैसे।
अमृत देऊनि घे जैसे । तान्हे सावकाशें मृगजळ ॥

જે પ્રમાણે તૃષાતુર વ્યક્તિ અમૃત આપીને સહેલાઈથી મૃગજળ ગ્રહણ કરે છે, તે પ્રમાણે મનુષ્યો તેમના આયુષ્યમાં વિષયો ગ્રહણ કરવા માટે પ્રયત્નશીલ રહે છે.　　　–એકનાથી ભાગવત

आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि

સ્ત્રી અને ધન કરતાયે આત્માનુ સતત રક્ષણ કરવું. –સુભાષિત

આ જગતમાં આપીને ખાવું, પીવું અને વિવિધ મોજશોખ ઉડાવવા એટલા જ માટે ઈશ્વરે આપણને જન્મ આપ્યો છે એવી પણ લોકોની માન્યતા છે, પણ ખરું જોતાં આ માન્યતા બરાબર નથી. મનુષ્યજન્મ ‘ ऋणं कृत्वा घृतं पिबेत् ( દેવું કરીને પણ ઘી પીવું )’ એટલા માટે જ જો હોય તો ઈતર પ્રાણીઓ અને મનુષ્યોમાં ફરક શો ? અન્ય પ્રાણીઓ પણ દેહ ટકાવી રાખવા માટે સતત પ્રયત્ન કરતાં જ હોય છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુન આ ચાર બાબતો મનુષ્ય અને અન્ય પ્રાણીઓને સામાન્યપણે લાગુ પડે છે. પણ સારાસારના વિચાર–વિવેક તો મનુષ્યમાં અધિક છે. આમ છે તો કેવળ મોજશોખ કરવા માટે મનુષ્યજન્મ ઈશ્વરે આપ્યો છે એમ કહેવું તે બરાબર નથી. ઉપરની ચાર બાબતો કરતાં આપણે કંઈક વિશેષ કરી ન બતાવીએ ત્યાં સુધી મનુષ્યજન્મ સાર્થક થયો એમ કહી ન શકાય. આ વિશેષ બાબત વ્યાવહારિક વિદ્યાની

સહાયતાથી કેવળ દ્રવ્ય પ્રાપ્ત કરીને માળા, ચંદન અને વનિતાદિ વિવિધ વિષય ભોગવવા, એટલી જ છે એમ જો કોઈ કહે તો તે બરાબર નહિ ગણાય; કારણ કે અન્ય પ્રાણીઓ વિદ્યા અને દ્રવ્ય વિના ભોજનાદિ વિષયો ભોગવે જ છે. આપણને ઈશ્વરે જે વિશેષ બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ જો આપણે કેવળ મોજશોખ માટે કરીએ તો તે શું ઉપયોગ કર્યો કહેવાશે ? એટલા માટે બીજાં પ્રાણીઓની તુલનામાં ઈશ્વરે આપણને જે વિશેષ બક્ષિસ આપી છે તે ઈશ્વરપ્રાપ્તિ કરવા માટે છે એમ આપણે સમજવું જોઈએ. તે ઈશ્વરપ્રાપ્તિ એટલે મોક્ષને મેળવ્યા વિના આપણે વિશેષ બક્ષિસનો યોગ્ય ઉપયોગ કર્યો એમ નહિ ગણાય. આથી કેવળ દેહ ચાલે તે માટે જેટલા વિષયસેવનની જરૂર હોય એટલું જ તેનું સેવન આપણે કરવું જોઈએ તેથી **આપણો વિષયોપભોગ શરીરયાત્રા માટે છે, પરંતુ આપણી શરીરયાત્રા વિષયોપભોગ માટે નથી.**

## ઉપસિદ્ધાંત

**વિષયસેવનમાં માત્ર જરૂરિયાત તરફ લક્ષ આપવું યોગ્ય છે**

प्राणवृत्त्यैव संतुष्येन्मुनिर्नैवेन्द्रियप्रियैः ।

મુનિએ પ્રાણવૃત્તિથી જ સંતોષ માનવો, ઇંદ્રિયને પ્રિય એવા વિષયોથી નહીં ૭૮. —ભાગવત

सयळ विषय त्यागणें शुद्ध कार्याकारण घेणें ॥
विषयत्यागाचीं लक्षणें । ओळखावीं ऐसीं ॥

વિષયનો બળપૂર્વક ત્યાગ કરવો, શુદ્ધ જરૂર હોય ત્યારે જ તેનો ઉપભોગ કરવો–આ વિષયત્યાગનું લક્ષણ છે. —દાસબોધ

. ઉપરના સિદ્ધાંત પરથી એક એવું તત્ત્વ નીકળે છે કે, પ્રત્યેક વિષયનો ઉપભોગ કરવામાં મનુષ્યે જરૂરિયાત તરફ લક્ષ આપવું, શોભા અથવા ઉમંગ પર ધ્યાન આપવું નહીં, દા. ત. ભૂખની શાંતિ માટે અન્નનું સેવન કરવું તે ઉત્તમ પ્રકારનું અને રુચિકર હોવું જોઈએ એવો કંઈ નિયમ નથી. કોઈ પ્રકારે ભૂખનું નિવારણ થાય એટલે બસ. તે જ પ્રમાણે ઠંડીના નિવારણ માટે અથવા લજ્જાના સંરક્ષણ માટે મનુષ્યને વસ્ત્રની જરૂર હોય છે, પણ તે કાપડ રેશમી જ જોઈએ, જરીનું જ હોવું જોઈએ એવું કંઈ જ નથી. કોઈ પણ રીતે ગરજ સરે એટલે થયું. સંસારી પુરુષનો આ જ વૈરાગ્ય છે. આ સિદ્ધાંત ધ્યાનમાં રાખીને જે સાંસારિક પ્રવૃત્તિ કરે છે તેને સંસારનો ત્યાગ કરવાની જરૂર નથી. **વિષયસેવનમાં માત્ર જરૂરિયાત તરફ લક્ષ આપવું યોગ્ય છે.**

# પ્રકરણ ૫

## આત્માનાત્મવિચાર

### (એકંદર સિદ્ધાંત ૨૬)

સિ. ૧. દૃશ્ય પદાર્થ દ્રષ્ટાથી ભિન્ન હોય છે.

સિ. ૨. દ્રષ્ટા સત્ય અને એક જ છે. દૃશ્ય પદાર્થ મિથ્યા અને અનેક હોય છે.

સિ. ૩. પ્રત્યગાત્મા સદ્રૂપ છે.

સિ. ૪. પ્રત્યગાત્માનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત છે.

સિ. ૫. પ્રત્યગાત્મા ચિદ્રૂપ છે.

સિ. ૬. જે પદાર્થ જે બીજા માટે પ્રિય હોય છે તે પદાર્થ કરતાં તે બીજો પદાર્થ વધારે પ્રિય હોય છે.

સિ. ૭. સર્વ સચેતન અને અચેતન પદાર્થો કરતાં પ્રત્યગાત્મા પ્રિય છે.

સિ. ૮. પ્રત્યગાત્મા પરમાનંદરૂપ છે.

સિ. ૯. પ્રત્યગાત્મા સત્, ચિત્ અને આનંદરૂપ એમ ત્રણ પ્રકારનો જણાવા છતાં તે એકરસ છે.

સિ. ૧૦. પ્રત્યગાત્મા સ્વયંપ્રકાશ છે.

સિ. ૧૧. પ્રત્યગાત્મા દેહેન્દ્રિયોથી અને તેમના સંઘાતોથી નિરાળો છે.

ઉપસિદ્ધાંત—પ્રત્યગાત્મા અવસ્થાતીત છે.

સિ. ૧૨. પ્રત્યગાત્મા પંચકોશાતીત છે.

સિ. ૧૩. પ્રત્યગાત્મા વિભુ એટલે કે વ્યાપક અને અનંત છે.

સિ. ૧૪. પ્રત્યગાત્મા નિરવયવ છે.

સિ. ૧૫. પ્રત્યગાત્મા અદ્વિતીય છે.

સિ. ૧૬. પ્રત્યગાત્મા સમગ્ર જગતનો આધાર છે.
સિ. ૧૭. પ્રત્યગાત્માને જન્મ અને નાશ નથી.
ઉપસિદ્ધાંત-પ્રત્યગાત્મા ષડ્વિકારરહિત છે.
સિ. ૧૮. પ્રત્યગાત્મા અચળ છે.
સિ. ૧૯. પ્રત્યગાત્મા એટલે શૂન્ય એમ કદી જ કહી શકાય નહિ.
સિ. ૨૦. પ્રત્યગાત્મા અક્રિય છે, તે કર્તા અથવા ભોક્તા થઈ શકતો નથી.
સિ. ૨૧. પ્રત્યગાત્મા અસંગ છે.
સિ. ૨૨. પ્રત્યગાત્મા અખંડૈકરસ છે.
સિ. ૨૩. પ્રત્યગાત્મા અજ્ઞેય અને અપરોક્ષ છે.
ઉપસિદ્ધાંત-પ્રત્યગાત્મા કોઈ પણ ક્રિયાનું કર્મ થઈ શકતો નથી.
સિ. ૨૪. પ્રત્યગાત્મા વિશેષણરહિત છે.
સિ. ૨૫. જ્ઞાન અને આનંદ એ આત્માના ગુણ નથી.
સિ. ૨૬. જે વ્યવહારમાં જે આત્મા ઉચિત હોય તે તે વ્યવહારમાં તે મુખ્ય અને પ્રિયતમ હોય છે.

## સિદ્ધાંત-૧

દૃશ્ય પદાર્થ દ્રષ્ટાથી ભિન્ન હોય છે

ઘટદ્રષ્ટા ઘટાદ્ ભિન્નઃ ।

ઘટને જોનારો ઘટથી જુદો છે.

દ્રષ્ટા એટલે પદાર્થને જોનારો. દૃશ્ય એટલે જોવાનો પદાર્થ. શહેર અથવા ઇમારતને જોનારો તે શહેર કે ઇમારતથી જુદો હોય છે તે ખુલ્લું જ છે, જુદો નથી એમ કહેવાથી વ્યાકરણની ભાષાથી કર્મ જ કર્તા થશે અને તેમ થવું યુક્તિથી વિરુદ્ધ છે; કારણ કે તેમ કહેવાથી સમગ્ર જગત

દ્રષ્ટા થશે અથવા બધું જ દશ્ય થશે. દશ્ય વિના દ્રષ્ટા અને દ્રષ્ટા સિવાય દશ્યની કલ્પના જ થઈ શકતી નથી તેથી **દૃષ્ટ પદાર્થ દૃષ્ટાથી ભિન્ન હોય છે** તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨

### દ્રષ્ટા સત્ય અને એક જ છે, દશ્ય પદાર્થ મિથ્યા અને અનેક છે

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
એક જ ભૂતાત્મા પ્રત્યેક ભૂત–પ્રાણીમાં રહેલો છે.

नहि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते ॥
દ્રષ્ટાની દૃષ્ટિનો ક્યારેય લોપ થતો નથી —શ્રુતિ

દ્રષ્ટા દશ્ય પદાર્થથી ભિન્ન હોય છે, આ પહેલા સિદ્ધાંત પ્રમાણે સૃષ્ટિમાંના બધા પદાર્થોના બે જ વર્ગ અથવા વિભાગ કરી શકાશે. એક દ્રષ્ટા અને બીજો દશ્ય. દશ્ય પદાર્થ અનેક હશે, તોપણ તેનો દ્રષ્ટા એક જ છે. તેમાં એવી શંકા ઉત્પન્ન થાય છે કે, દશ્ય પદાર્થ જેમ એક જીવને માટે દશ્ય છે તેમ તે અનેક જીવોને માટે દશ્ય છે. આ પરથી દ્રષ્ટા અનેક છે એમ સિદ્ધ થાય છે, તો પછી તમે દ્રષ્ટા એક જ છે એમ શી રીતે કહો છો? આ શંકાના સમાધાન માટે શંકા કરનારને અમે પૂછીએ છીએ કે, દ્રષ્ટા અનેક છે એમ તને શી રીતે જણાયું? જોઈને જણાયું કે જોયા વિના? જોયા વિના જણાવાનું તો અશક્ય જ છે. તેથી જોઈને જણાયું એમ જ કહેવું જોઈએ. જો જોઈને જણાયું હોય તો તારા સિવાયના બાકીના બધા જીવ (જેમને તું દ્રષ્ટા કહે છે તે) તારે માટે દશ્ય બન્યા. તો પછી આવા દશ્ય જીવોને તું દ્રષ્ટા કેવી રીતે કહે છે?

આનો ઉત્તર તું કદાચ એવો આપશે કે, મારે માટે જે દશ્ય બન્યા તે ખરા દ્રષ્ટા નથી, પણ તેમની ઉપાધિ-દેહાદિ વગેરે તે જ કેવલ દશ્ય થયા. આ ઉત્તર પરથી એમ સિદ્ધ થયું કે, ખરો દ્રષ્ટા ઇંદ્રિયોને વિષય થતો નથી, તેથી આપણાથી ભિન્ન અનેક દ્રષ્ટા છે એમ જે લાગે છે તે ભ્રમ છે. તેથી **દ્રષ્ટા એક જ છે.** અને દશ્ય પદાર્થ અનેક છે. જે એક જ હોય અને અવ્યભિચારી (બદલાય નહિ એવું) હોય તે જ સત્ય અને જે અનેક છે તથા વ્યભિચારી (બદલાય એવું) હોય છે તે અસત્ય (અ. સિ. ત. ૪૯). તેથી દ્રષ્ટા, સત્ય અને એક જ છે. આ બાબતમાં પણ એક શંકા થાય એમ છે કે તમે દ્રષ્ટા એક જ અને સત્ય ઠરાવ્યો તે જોઈને ઠરાવ્યો કે જોયા વિના? પદાર્થને જોયા વિના તેનું સ્વરૂપ નક્કી કરવું અશક્ય છે, તેથી જોઈને જ નક્કી કર્યું એમ કહેવું જોઈએ. જો તે જોઈને નક્કી કર્યું હોય તો તે ઇંદ્રિયાદિને ગોચર (સમજાય એવો–દેખાય એવો) થયો; એટલે કે દશ્ય બન્યો. જે દશ્ય તે મિથ્યા એમ તમે જ કહો છો તેથી જે દ્રષ્ટા એક જ અને સત્ય ઠરાવ્યો તે પણ અસત્યમાં જ આવી જાય છે. આ શંકાનું સમાધાન એ છે કે, કદાચિત્ આ દ્રષ્ટા પણ મિથ્યા છે એમ ક્ષણભર કબૂલ કરીએ તોપણ આ દ્રષ્ટાને મિથ્યા ઠરાવનાર બીજો કોઈ દ્રષ્ટા બાકી રહેવો જોઈએ અને તે એવો જોઈએ કે જેને દશ્ય કહીને મિથ્યા ઠરાવે એવું પાછું બીજું કોઈ ન હોય. એવો છેવટનો દ્રષ્ટા સ્વયંપ્રકાશ (જેનું જ્ઞાન ઇંદ્રિયાદિ સાધનો સિવાય થાય છે એવો) છે એમ ન માનીએ તો અનવસ્થાદોષ આવે છે. આથી **દ્રષ્ટા સત્ય અને એક જ છે, એથી**

દશ્ય પદાર્થ મિથ્યા અને અનેક છે એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૩

### પ્રત્યગાત્મા સદ્રૂપ છે

सत्तामात्रः स्वरूपात्मा।

સ્વરૂપ એવો આત્મા સદ્રૂપ છે　　　　-શ્રુતિ

**પ્રત્યગાત્મા** એટલે આ પ્રકરણના બીજા સિદ્ધાંતમાં જેનું વિવેચન કર્યું છે તે દ્રષ્ટા પોતાના અસ્તિત્વનો સ્વીકાર ન કરે એવો મનુષ્ય જ જગતમાં નથી ( અ. સિ. ત. ૫૦). કદાચિત્ કોઈ હોય તો અમે તેને એમ પૂછીએ છીએ કે, 'મારું અસ્તિત્વ નથી' એમ જે તું કહે છે તે સમજીને કહે છે કે, સમજ્યા વિના ? પોતાનું અસ્તિત્વ-ન હોવાપણું જાણ્યા વિના તે કહેવાનુ અશક્ય છે, તેથી સમજીને કહે છે એમ થયુ. જો સમજીને કહે છે તો તે સમજનારો એવો જે તું તેનું અસ્તિત્વ હોવુ જ જોઈએ. પોતાના અસ્તિત્વની બાબતમા સંશય છે એમ જો તું કહેશે તો સંશય કરનાર જે તું તે હોવો જ જોઈએ. આમ પોતાના અસ્તિત્વનો ઈન્કાર કોઈ પણ કરી શકતું નથી. આથી **આત્મા સદ્રૂપ** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૪

### પ્રત્યગાત્માનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત છે

आत्मा सन्मात्रो नित्य.।

આત્મા સદ્રૂપ છે અને નિત્ય છે.　　　　-શ્રુતિ

नाभावो विद्यते सतः।

સત્યનો અભાવ કદી હોતો નથી　　　　-ભગવદ્‌ગીતા. અ. ૨

ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે વસ્તુ નાશરહિત હોય છે તેને **ત્રિકાલાબાધિત** કહે છે. આત્મા આવી વસ્તુ છે એમ સિદ્ધ કરવાનું છે. જીવનું અથવા મનુષ્યનું જે ખરું સ્વરૂપ છે તે આત્મા છે. મનુષ્ય પોતાને વિષે બોલે છે ત્યારે 'હું' શબ્દનો ઉપયોગ કરે છે. તે 'હું' જન્મથી માંડીને મરણ પર્યંત છે એ વાત નિર્વિવાદ છે (પ્ર. ૫, સિ. ૩). પરંતુ જન્મ પહેલાં અને મરણ પછી 'હું' છે કે નહિ એ વિષે સંશય છે, આથી તેનો નિર્ણય કરવાની જરૂર છે. આનો વિચાર કરીએ. મારું ઉત્પન્ન થવું એટલે માના ઉદરમાંથી બહાર પડવું. 'બહાર પડતા પહેલાં હું હતો કે નહિ?' આ પ્રશ્નનો 'હું હતો' એવો જ ઉત્તર આપવો જોઈએ; કારણ કે બહાર પડતાં પહેલાં હું ઉદરમાં નહોતો એમ જો કોઈ કહે તો તે ખુલ્લી રીતે હોવો જોઈએ અથવા ખોટું બોલનારા તરીકે પણ તે હોવો જોઈએ. આ વિષે જો કોઈ એમ કહે કે, પેટમાંથી બહાર આવવું એ મારો ખરો જન્મ નથી, પણ ગર્ભધારણ થવું એ જ મારો ખરો જન્મ છે અને આ જન્મ થયા પહેલાં હું નહોતો એમ કહેવામાં શો વાંધો છે? આવો પ્રશ્ન પૂછનારને અમે પૂછીએ છીએ કે, ગર્ભધારણ એટલે શું? ગર્ભધારણ એટલે પિતાના શરીરમાંથી પડેલું વીર્યનું બિંદુ. આથી સહજ જ એમ નક્કી થયું કે, તું માના પેટમાંથી બહાર આવ્યો તે પહેલાં જેમ તું તેના પેટમાં હતો તે જ પ્રમાણે પેટમાં આવ્યા પહેલાં પિતાના શરીરમાં વીર્યરૂપે હતો. વીર્ય રક્તનું રૂપાંતર છે એટલે વીર્યમાં હતો તે પહેલાં તું રક્તમાં હતો, રક્ત અન્નનું રૂપાંતર છે એટલે તે પહેલાં તું અન્નરૂપ હતો, અન્ન ઔષધિનું રૂપાંતર છે એટલે તે પહેલાં તું ઔષધિ

હતો. આ પ્રમાણે ઉપયુક્ત શંકા કરનારો ચાહે તેટલો પાછળ ને પાછળ જાય તોપણ અમુક વખતે 'હું નહોતો' એમ તે કહી શકવાનો નથી. કોઈ પણ રૂપમાં 'હું હતો' એમ જ તેને કહેવું પડશે. આ વાત જેમ ભૂતકાળથી થઈ તેમ ભવિષ્યકાળનું પણ એમ જ છે. આમાં કોઈ એવી શંકા કરશે કે, ભૂતકાલિક અસ્તિત્વ કદાચ એકવાર કબૂલ કરી શકાય પણ ભવિષ્યકાળમાં તો આપણો નાશ પ્રત્યક્ષ-સિદ્ધ છે; કારણ કે મનુષ્ય મરણ પામ્યા પછી દેહ વિનાનો એવો કોઈ પણ દેહથી રહિત હોય તો દેખાતો નથી તો પછી તે છે એમ કેવી રીતે કહેવાય? આનો ઉત્તર એ છે કે, અહીં જે વિચાર કરવાનો છે તે અન્ય મનુષ્ય વિષે નહિ પણ પોતાને જ વિષે કરવાનો છે. પોતાને એક ઓરડામાં પૂરી રાખવો હોય તો તે માણસ અન્ય મનુષ્યોને દેખાતો નથી, પણ તે પોતાની નજરે પોતે નથી એમ તેને લાગતું નથી; અથવા જે પુરુષને અંતર્ધાન સિદ્ધિ–અદૃશ્ય થવાની સિદ્ધિ મળી હોય તે પોતાની સિદ્ધિથી અન્ય લોકોને ભલે ન દેખાય, પણ હું નથી એમ તેને પોતાને લાગતું નથી. તે પ્રમાણે મનુષ્યને પોતાને પોતાનુ અસ્તિત્વ અનુભવમાં આવે છે, આથી ઉપરની શંકા બરાબર નથી. આપણું ભૂતકાલિક અસ્તિત્વ તો ઉપર સિદ્ધ કર્યું જ છે તે પરથી ભવિષ્યનું અસ્તિત્વ પણ વિચાર કર્યો પછી ધ્યાનમાં આવશે. ભૂતકાલિક અસિતત્વ જેમ પાછળ પાછળ નજર કરવાથી અમુક કાળે પોતાનો અભાવ હતો એમ કલ્પના થઈ શકતી નથી તેમ જ ભાવિના કાળમા આગળ આગળ નજર કરતા પોતાનો અભાવ કલ્પનામાં આવવો અશક્ય છે. પાછળ પાછળ જેમ મારું રૂપાંતર થાય છે એમ

બુદ્ધિમાં ઊતરે છે, તેમ આગળ ઉપર પણ આવું રૂપાંતર થશે એમ જ લાગશે. આથી **પોતાનો અભાવ ક્યારેય પણ કલ્પી શકાવાનું શક્ય નથી** એમ જ કહેવું પડે છે.

બીજી વાત એ છે કે, વર્તમાનકાળના લોકોને માટે હવે પછી આવનારો કાળ જેમ ભવિષ્યકાળ છે, તેમ ભૂતકાળના લોકોને માટે વર્તમાન જ ભવિષ્ય છે, અને આમ હોવાથી આપણું ભૂતકાળનુ અનાદિ અસ્તિત્વ અકસ્માત્ મરણ થતાં જ પૂરું થાય છે એમ કહેવા માટે આધાર નથી. આથી મરણ પછી આપણે હોઈશું એમ જ સિદ્ધ થાય છે.

આ ઉપરાંત એક વાત એ છે કે, હું દેહનો દ્રષ્ટા છું એવો બધા મનુષ્યોનો અનુભવ છે. તેથી આ પ્રકરણના પહેલા સિદ્ધાત પ્રમાણે હું દેહથી નિરાળો છું એમ સિદ્ધ થયું. જો હું દેહથી ભિન્ન–નિરાળો જ છું તો પછી આ દેહના જન્મનાશરૂપ ધર્મ મને લાગુ પડતા નથી જ. જેવો હુ દેહનો દ્રષ્ટા છું એવો જ નિદ્રાવસ્થામાં તેના અભાવનો પણ દ્રષ્ટા છું. આથી એમ સિદ્ધ થાય છે કે, **આત્માનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત છે.**

## સિદ્ધાંત–૫

### પ્રત્યગાત્મા ચિદ્રૂપ છે

चिदेकरसो ह्ययमात्मा।

આ આત્મા ચિદ્રૂપ છે. —શ્રુતિ

આત્મા એટલે હું ત્રિકાલાબાધિત એવો સદ્રૂપ છું એમ આ પ્રકરણના ત્રીજા અને ચોથા સિદ્ધાંતમાં સિદ્ધ કર્યું. જો હું સદ્રૂપ છું તો ચિદ્રૂપ એટલે જ્ઞાનરૂપ હોવો જ

જોઈએ; કારણ કે હું જન્મ પહેલાં હતો, અત્યારે છું અને આગળ મરણ પછી પણ હોવાનો એ સમજાયું તે હું **જ્ઞાન-રૂપ** હોવા વિના કેવી રીતે સમજાય? સ્વપ્નમાંના પદાર્થોનો અને સુષુપ્તિમાંના અભાવનો અનુભવ લઈને મનુષ્ય જાગૃત થાય ત્યારે મેં અમુક સ્વપ્ન જોયું અને ગાઢ ઊંઘમાં મને કંઈ જ ભાન રહ્યું નહિ એમ કહીને તે સ્વાનુભવ પ્રકટ કરે છે. આ પરથી જાગૃતિમાં જેમ તેને જ્ઞાન છે તેમ જ સ્વપ્ન અને સુષુપ્તિ એ બન્નેય અવસ્થામાં પણ તે છે એમ સાબિત થાય છે, તેથી જે આત્મા સદ્રૂપ છે તે ચિદ્રૂપ હોવો જ જોઈએ માટે **આત્મા ચિદ્રૂપ છે** (પ્ર. ૫, સિ. ૨ જુઓ).

## સિદ્ધાંત–૬

**જે પદાર્થ જે બીજા માટે પ્રિય હોય છે તે પદાર્થ કરતાં તે બીજો પદાર્થ અધિક પ્રિય હોય છે**

शेषाः प्राणादिवित्तांता आसन्नास्तारतम्यतः ।
प्रीतिस्तथा तारतम्यात्तेषु सर्वेषु वीक्ष्यते ॥

બાકીના પ્રાણથી માંડીને વિત્ત–દ્રવ્ય સુધીના પદાર્થો તરતમ-ભાવથી ઓછાવત્તા પ્રમાણમાં આત્માના સંબંધવાળા છે; તેથી તેઓમાં પ્રીતિ પણ તે પ્રમાણમાં જોવામાં આવે છે. —પંચદશી

આ સિદ્ધાંત અહીં આપેલા દૃષ્ટાંત પરથી સ્પષ્ટ સમજાશે. પત્નીના આપ્તજન–સંબંધીઓ પર આપણે જે પ્રીતિ કરીએ છીએ તે પત્નીને કારણે કરીએ છીએ; એટલે કે તે સંબંધીઓ કરતાં પત્ની અધિક પ્રિય છે. આ પ્રીતિનું ઓછાવત્તાપણું પત્નીના સંબંધીઓમાં પણ જણાઈ આવશે. પત્નીને કારણે પત્નીની મા પણ પ્રિય, તેથી જેમ પત્ની સાસુ કરતાં અધિક પ્રિય તેમ જ સાસુ પણ સાસુના ભાઈ

કરતાં અધિક પ્રિય અને તે ભાઈની સાથે આવેલા નોકર કરતા સાસુનો ભાઈ અધિક પ્રિય. આ સચેતનના સંબંધની વાત થઈ. પ્રીતિનુ આ જ તારતમ્ય-ઓછાવત્તાપણું અચેતન પદાર્થોમાં પણ દેખાઈ આવશે. નાકને કારણે નાકમાં પહેરવાની વાળી અને વાળીને કારણે વાળી મૂકવાની ડબી પ્રિય હોય છે તેથી કોઈ ચોર વાળીને માટે નાક કાપવા આવ્યો હોય તો વાળી પહેરનારી સ્ત્રી પોતાના નાકના બચાવ માટે ચોરને વાળી આપી દે છે; તેમ જ વાળી મૂકવાની ડબી પોતાને જોઈએ છે એવી હઠ છોકરું કરે તો મા વાળી કાઢીને ડબી તેને આપે છે ઉપરના દૃષ્ટાંત પૈકી પહેલો દૃષ્ટાંતમાં નોકર કરતા સાસુનો ભાઈ, તેના કરતાં સાસુ અને સાસુ કરતા પત્ની પ્રિય હોય છે. અને બીજા દૃષ્ટાંતમાં ડબી કરતા નાકમા પહેરવાની વાળી અને વાળી કરતાં નાક પ્રિય છે. આથી પ્રતિજ્ઞામાં કહ્યા પ્રમાણે **જે પદાર્થ જે બીજા માટે (બીજાને કારણે) પ્રિય હોય છે તે પદાર્થ કરતાં તે બીજો પદાર્થ વધુ પ્રિય હોય છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૭

**બધા સચેતન અને અચેતન પદાર્થો કરતાં પ્રત્યગાત્મા પ્રિય છે**

आनंदात्मा प्रियो ह्यात्मा ।

આનંદાત્મા એ જ પ્રિય આત્મા છે. —શ્રુતિ

સ્રીપુત્રાદિ વિષય આપણને પ્રિય લાગે છે તે કાયમ આપણા પોતાને માટે એટલે કે, આત્મા માટે પ્રિય થયેલા છે, પણ પોતાના ઉપર એટલે કે આત્મા ઉપર આપણે જે

પ્રીતિ કરીએ છીએ તે કોઈ બીજાને માટે નથી તેથી આ પ્રકરણના છઠ્ઠા સિદ્ધાંત પ્રમાણે આત્મા સિવાયના બધા પદાર્થો કરતા આત્મા પ્રિય છે એટલે કે તે **પરમપ્રિય** છે એમ કહેવું જોઈએ.

આ વિષે એવી શંકા થાય છે કે, મનુષ્યને પ્રાણ અથવા દેહ પરમપ્રિય છે, એવો સાર્વત્રિક અનુભવ છે; કારણ કે પ્રાણ પર વાત આવી પડે ત્યારે મનુષ્ય ધનદારાદિકનો પણ ત્યાગ કરવા તૈયાર થાય છે. આવો પ્રત્યક્ષ અનુભવ હોવા છતાં આત્મા જ પરમપ્રિય હોય છે એમ કેમ કહેવાય? આ શંકાનું સમાધાન એ છે કે, શંકાકારને અમે પૂછીએ છીએ કે, દેહથી જુદો અથવા પ્રાણથી જુદો એવો આત્મા તને કબૂલ છે કે નહિ? કબૂલ હોય તો દેહ કે પ્રાણ પર તું જે પ્રીતિ કરે છે તે આત્મા માટે કે દેહપ્રાણ માટે? આત્મા માટે હોય તો પાછળ છઠ્ઠા સિદ્ધાંત પ્રમાણે દેહ કરતાં અથવા પ્રાણ કરતાં આત્મા પ્રિય હોવો જ જોઈએ. દેહ જ તારો આત્મા એવી જો તારી સમજણ હોય તોપણ અમારા સિદ્ધાંતને બાધ આવતો નથી. દા. ત. સંસારમાં માને બાળક અત્યંત પ્રિય હોય છે, પછી તે તેના પેટનું હોય કે ઉછેરેલું હોય. તે પોતાનું બાળક છે એવું તેને લાગે એટલે થયુ. તે પ્રમાણે મનુષ્યને આત્મા પરમપ્રિય છે. પછી તે દેહાત્મા હોય કે પ્રાણાત્મા હોય, કે તેનાથી નિરાળો વેદોક્ત આત્મા હોય. કોઈ ખૂબ પ્રિય વસ્તુને 'તે મારો આત્મા છે' એમ મનુષ્ય કહે છે. આનું કારણ આત્માનું સ્વાભાવિક પ્રિયત્વ જ છે. આમ આત્મા તરીકે માનેલી વસ્તુ પરમપ્રિય છે એમ નિર્વિવાદ સિદ્ધ થયું. આત્મા તરીકે માનેલી વસ્તુ જો પરમપ્રિય હોય તો

સ્વયં આત્મા નિરતિશય પ્રિય છે એ જુદું કહેવાની જરૂર નથી. આથી **તમામ સચેતન અને અચેતન પદાર્થો કરતાં પ્રત્યગાત્મા પ્રિય છે એમ સિદ્ધ છે.**

## સિદ્ધાંત-૮

### પ્રત્યગાત્મા પરમાનંદરૂપ છે

आनंदात्मा प्रियो ह्यात्मा। –શ્રુતિ

મનુષ્યને જે પદાર્થ દ્વારા જેટલા પ્રમાણમાં સુખ મળે છે તે પદાર્થ પર તેટલા પ્રમાણમાં તેને પ્રીતિ હોય છે ( અ. સિ. ત. ૫૧). આથી પદાર્થ જેટલા પ્રમાણમાં અધિક પ્રિય હોય છે એટલા પ્રમાણમાં તે વધુ સુખકર હોય છે. આત્મા પરમપ્રિય છે એમ સાતમા સિદ્ધાંતમાં સિદ્ધ કર્યું છે. આથી તે ઉપરના નિયમ પ્રમાણે પરમ સુખકર છે એમ ગણાય. અન્ય પદાર્થો આત્માને સુખ આપે છે એવી માન્યતા છે, તેથી પદાર્થોને સુખકર કહે છે, પણ આત્માની વાત એવી નથી. આત્માથી સુખ થવા માટે બીજા કોઈ આત્મા ન હોવાથી ( પ્ર. ૩. સિ. ૮) આત્માને પરમ આનંદદાયક કહેવા કરતાં તેને પરમાનંદરૂપ કહેવો એ યોગ્ય છે.

આ ઉપરાંત આત્મા જેમ અત્યંત પ્રિય તેમ આનંદ પણ અત્યંત પ્રિય છે. બે જુદા પદાર્થો અત્યંત પ્રિય હોઈ શકે નહિ. ( અત્યંત એટલે પહેલા નંબરનું. પહેલા નંબરના બે જુદા પદાર્થ હોઈ ન શકે. શાળામાં પહેલા નંબરનો વિદ્યાર્થી પોતાના વર્ગમાં એક જ હોય છે.) આ કારણથી પણ આત્માની પરમાનંદરૂપતા સિદ્ધ થાય છે, તેથી **આત્મા પરમાનંદરૂપ છે** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૯

### પ્રત્યગાત્મા, સત્, ચિદ્ અને આનંદરૂપ ત્રણ પ્રકારનો જણાયા છતા તે એકરસ છે

**अखंडैकरसो ह्ययमात्मा सच्चिदानंद ।**

આ આત્મા અખંડૈકરસ સચ્ચિદાનંદરૂપ છે -શ્રુતિ

પ્રત્યગાત્મા આ પ્રકરણના ત્રીજા અને ચોથા સિદ્ધાત પ્રમાણે સદ્રૂપ છે પાચમા પ્રમાણે તે ચિદ્રૂપ છે અને સિ ૬, ૭, ૮ પ્રમાણે તે આનદરૂપ છે સદરૂપ, ચિદ્રૂપ અને આનદરૂપ એ આત્માના ત્રણ વિશેષણો પરસ્પરથી ભિન્ન લાગતા હોવાથી આત્મા ત્રિવિધ (ત્રણ પ્રકારનો) છે એમ ખુલ્લુ જણાય છે, તો પછી આવા આત્મામા એકરસત્વ કેવી રીતે આવશે? આવી શકા પેદા થાય છે પણ અહી આપેલુ મશાલનુ દષ્ટાત ધ્યાનમા લેવાથી આ શકાનુ નિવારણ થશે મશાલની જ્યોત લાલ, ઉષ્ણ અને પ્રકાશમાન છે એમ કહેવાથી જેમ મશાલમા તેના પોતાનામા રહેલો કોઈ ભેદ સભવતો નથી તે જ પ્રમાણે આત્મામા પણ સચ્ચિદાનદ (સત્, ચિત્ અને આનદ) એવા ત્રણ વિશેષણોથી તેના પોતાનામા રહેલો કોઈ ભેદ સભવતો નથી મશાલના દષ્ટાતમા જે લાલાશ તે જ ઉષ્ણતા અને જે ઉષ્ણતા તે જ પ્રકાશ છે, તેવી જ રીતે આત્મા વિષે સદ્રૂપ તે જ ચિદ્રૂપ અને જે ચિદ્રૂપ તે જ આનદરૂપ એવો અનુભવ હોવાથી આત્મામા ભેદ નથી.

આ જ વાત બીજા શબ્દોમા કેવી રીતે સિદ્ધ થાય છે તે જુઓ આત્માના એકરસત્વ વિષે શકા કરનારને અમે પૂછીએ છીએ કે, સત પોતાનામાથી આપમેળે પ્રકાશિત થાય છે (જાણી શકાય છે) કે, અન્યથી પ્રકાશિત થાય છે? જો

તે સ્વયપ્રકાશિત હોય તો સત જ ચિત્ થયુ. ઠીક, વારુ બીજા કોઈ દ્વારા જાણી શકાતો હોય તો તે બીજી વસ્તુ સત જ કે સત્‌થી ભિન્ન છે? સત્‌થી ભિન્ન હોય તો શશવિષાણુ (સસલાના શિંગડા) પ્રમાણે તે અસત્ છે તેથી તેને પ્રકાશકત્વ સંભવતું નથી. પ્રકાશ આપવાની શક્તિ તેમાં હોય નહિ. ઠીક, તે પણ સદ્રૂપ હોય તો પહેલો સદ્રૂપ વસ્તુ વિષે જેવા પ્રશ્નો ઉત્પન્ન થયા એવા જ અહીં પણ પ્રશ્નો ઊભા થઈને આત્માશ્રયાદિ દોષ (પરિભાષા જુઓ) આવે છે; આથી સત્ સ્વયંપ્રકાશ હોવાથી તે ચિત્‌થી ભિન્ન નથી એમ જ સ્વીકારવું પડે છે, હવે આને જ આનંદરૂપતા કેવી રીતે પ્રાપ્ત થાય છે એમ પૂછશો તો તેનો જવાબ એ છે કે, નિદ્રામાંથી જાગેલા મનુષ્યના પોતે અનુભવેલા સુખ પરથી તે સુખ સ્વયપ્રકાશ છે એમ ઠરે છે (પ્ર. ૫, સિ. ૫). આવું જે સ્વયંપ્રકાશ સુખ તેને અસ્તિત્વ છે તે કહેવાની જરૂર નથી. આ પ્રમાણે શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિ (અનુભવ) તેનાથી પણ સચ્ચિદાનંદપદનુ અખંડત્વ સિદ્ધ થાય છે. બીજી વાત એ છે કે, આનંદમાં જો જ્ઞાન અને અસ્તિત્વ ન હોય તો તે આનંદ જ નથી, તેથી **આત્મા સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ એવો ત્રિવિધ હોવા છતાંય તે એકરસ છે.**

## સિદ્ધાંત–૧૦

### પ્રત્યગાત્મા સ્વયપ્રકાશ છે

**पश्यत्यचक्षु: सशृणोत्यकर्णः । स वेत्ति वेद्यं न च तस्य वेत्ता ॥**

તે આંખ વિનાનો હોવા છતાં જુએ છે, કાન વિનાનો હોવા છતાં સાંભળે છે, તે જાણવા લાયકને જાણે છે, પણ તેનો કોઈ જાણનારો નથી. –શ્રુતિ

જગતમાની તમામ નાશવંત વસ્તુ જાણવા માટે મન, બુદ્ધિ વગેરે ઇંદ્રિયોનાં સાધનોની જરૂર પડે છે; કારણ કે તે વસ્તુનું જ્ઞાન થયા પહેલાં તે અજ્ઞાત હોય છે, જાણવામાં આવેલી હોતી નથી. પરંતુ આત્મા ચિદ્રૂપ એટલે જ્ઞાનરૂપ હોવાથી (પ્ર. ૫, સિ. ૫) તે સદા જ્ઞાન જ છે, તેથી તેનું જ્ઞાન થવા માટે ઇંદ્રિયો વગેરેનાં સાધનોની જરૂર પડતી નથી. દા. ત. સુષુપ્તિમાં ઇંદ્રિયો વગેરેનાં સાધનો ન હોવા છતાં 'મને કંઈ ખ્યાલ આવ્યો નહિ અને હું આનંદમાં હતો' એવો પોતાનો અનુભવ મનુષ્ય જાગીને કહે છે; આથી ઇંદ્રિયો વગેરે સાધન સિવાય પણ સુષુપ્તિમાં જ્ઞાન હોય છે એમ નક્કી થાય છે; જે વસ્તુનું જ્ઞાન સાધન સિવાય થાય છે તેને સ્વયંપ્રકાશ કહે છે (પ્ર. ૫, સિ. ૫); **તેથી આત્મા સ્વયંપ્રકાશ છે તે સિદ્ધ થાય છે.**

## સિદ્ધાંત-૧૧

**પ્રત્યાગાત્મા દેહેન્દ્રિયોથી અને તેમના સંઘાતોથી નિરાળો છે**

चक्षुषो द्रष्टा, मनसो द्रष्टा, वाचो द्रष्टा, सर्वस्य द्रष्टा,
सर्वस्मादन्यो विलक्षणः ॥

ચક્ષુનો, મનનો, વાણીનો અને બધાનો તે દ્રષ્ટા છે, તે સર્વથી ભિન્ન છે. —શ્રુતિ

વ્યવહારમાં જુદો પદાર્થ હોય તો જ આપણે તે 'મારો' એમ કહીએ છીએ, 'મારો હું' એમ કોઈ બોલતું નથી. પરંતુ દેહ અને દેહના અવયવને 'મારા' એમ આપણે કહીએ છીએ. તેવી જ રીતે સૂક્ષ્મ દેહનાં ઘટક ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને પ્રાણ વગેરેને 'મારાં' એમ આપણે કહીએ છીએ. મારું મન અમુક વિષય પર ગયું, મારી બુદ્ધિ સારી છે એમ જે

આપણે કહીએ છીએ તે મન, બુદ્ધિ આપણાથી જુદાં હોવા સિવાય કહી શકાય નહિ. તેમ જ કારણદેહ એટલે અજ્ઞાન તે 'મારુ અજ્ઞાન ગયુ.' વગેરે વાકયોમા મમત્વપૂર્વક દર્શાવાય છે. આ બધા કારણથી **આત્મા** ( હુ ) ત્રણ દેહથી નિરાળો છે એ સિદ્ધ થાય છે ( ત્રણ દેહ : **સ્થૂલદેહ** : હાડમાંસનો સાડાત્રણ હાથનો પ્રત્યક્ષ દેખાય છે તે; **સૂક્ષ્મદેહ**: પાંચ કર્મેંદ્રિયો, પાચ જ્ઞાનેદ્રિયો, પાચ પ્રાણ, મન અને બુદ્ધિનો સંઘાત–સમૂહ; **કારણદેહ**: પહેલા બે દેહને માટે કારણ-ભૂત એવુ અજ્ઞાન).

**શંકા** : દેહત્રયનો દ્રષ્ટા જે તમે કહો છો તે દેહત્રયથી નિરાળો હોવાથી તે દેહ હોઈ શકે નહિ એ વાત કદાચ કબૂલ કરી શકાય; પરંતુ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ તેમાથી કોઈ એક અથવા તેમનો સંઘાત (સમૂહ) તેને જ દ્રષ્ટા કાં ન કહેવો ?

**સમાધાન** : આત્મા દેહાદિ સંઘાતોથી જુદો છે; કારણ કે તે તેમનો જ્ઞાતા છે એમ ન માનવાથી તે અહીં આપેલા પદાર્થો દેહ, ઇંદ્રિયસમૂહ, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર અથવા આ સૌના સમૂહ પૈકી એક હોવો જોઈએ. તે જ્ઞાતા દેહ હોઈ શકે નહિ, કારણ કે નિદ્રા અથવા મૂર્છાદિ અવસ્થામાં તે પ્રેતવત્ (મરેલા જેવો) પડેલો હોવાથી તેને જ્ઞાન છે એમ કહેવું ન્યાયવિરુદ્ધ છે, એ સિવાય મારા પગમાં દુખે છે, માથામાં સારું છે એવો અનુભવ કહેનારો દેહ સિવાય કોઈ જ્ઞાતા છે એમ કબૂલ કરવું જોઈએ. હવે જો ઇંદ્રિયસમૂહને જ જ્ઞાતા કહીએ તો મારી દૃષ્ટિ મંદ થઈ, વાણી સ્પષ્ટ નીકળતી નથી, કાન બહેરા થયા એવો ઇંદ્રિયની નિર્બળતા વિષેનો અનુભવ

કહેનારો ઇંદ્રિયોથી નિરાળો જ્ઞાતા હોવો જોઈએ, તે જ્ઞાતા પ્રાણ જ છે એમ જો કહીએ તો નિદ્રામાં તેનું જડત્વ–અચેતનતત્ત્વ ધ્યાનમાં આવે છે, તેમ જ તે જ્ઞાતાપણું મન, બુદ્ધિ, અહંકાર વગેરે પણ આપી શકાતું નથી; કારણ મારા મનને વ્યથા થાય છે, મારી બુદ્ધિ જડ છે, મને અહંકાર છે એવું જ્ઞાન જેને છે એવો જુદો જ્ઞાતા નજરે પડે છે, જે જે જ્ઞેય છે તે તે જડ હોય છે (બ્ર. સિ. ત. ૫૨) એવો નિયમ હોવાથી ઘટાદિ જડ પદાર્થ પ્રમાણે ઉપરના મન વગેરે પદાર્થોને જ્ઞાનહીન જ સમજવા જોઈએ. એ બધાંનો જે એક સંઘાત–સમૂહ તેને જો જ્ઞાતા કહીએ તો ઉપરના પદાર્થો અચેતન ઠરવાથી તેમના સમુદાયને પણ અચેતન જ સમજવો જોઈએ. આ વિષે એવી શંકા થઈ શકે એમ છે કે, જે જ્ઞેય હોય તે જડ હોય છે એવો જો નિયમ છે તો એક મનુષ્ય દ્વારા જાણવામાં આવેલા બીજા મનુષ્યને પણ અચેતન જ કહેવો પડશે; કારણ કે આ બીજો મનુષ્ય પહેલા મનુષ્યના જ્ઞાનને માટે જ્ઞેય થયો; આ શંકાના સમાધાન માટે અમે પૂછીએ છીએ કે, બીજો મનુષ્ય જેને તમે જ્ઞેય થયેલો માનો છો તે તેનું શરીર કે આત્મા? શરીર જ્ઞેય થયું હોય તો તે વાત અમને ઇષ્ટ જ છે; કારણ કે અમારા મતે તેનું શરીર જડ જ છે. હવે જો તેના આત્માને જ્ઞેય (જ્ઞાનનો વિષય) કહેવામાં આવે તો તે બિલકુલ દેખાય એવો જ નથી. તેથી દેહાદિ સંઘાતનો જે જ્ઞાતા તે દેહાદિથી નિરાળો છે એમ સિદ્ધ થાય છે. હવે કોઈ કહેશે કે, જ્ઞાતાનું અસ્તિત્વ તમે ગમે તેમ કરીને સિદ્ધ કર્યું, પણ જો તે ખરેખર હોય તો અમને દેખાયો હોત. જે દેખાતો નથી તે છે એમ કેવી રીતે કહેવાય?

શંકાકારને અમે પૂછીએ છીએ કે, તું જે દેખાતો નથી એમ કહે છે તે દેહાદિ સંઘાત જ કે તેનો જ્ઞાતા? દેહાદિ સંઘાત દેખાતો નથી એમ કહેતો હોય તો તે તો પ્રત્યક્ષ દેખાય જ છે તેથી તે દેખાતો નથી એમ કહી શકાતું નથી; હવે તે સંઘાતનો જ્ઞાતા દેખાતો નથી માટે તે નથી એમ જો તું કહેતો હોય તો તે પણ તારું કહેવું બરાબર નથી; કારણ કે આવો જ્ઞાતા કોઈ જો ન હોય તો આ દેહાદિક પદાર્થો કોને દેખાય છે? તે જો તને પ્રત્યક્ષ દેખાય છે તો તેનો જોનારો તું જ છે એમ તારે કબૂલ કરવું જ પડશે અને જો તું કબૂલ નહિ કરે તો તું તારું પોતાનું અસ્તિત્વ નાકબૂલ કરે છે એવો એનો અર્થ થશે. પોતાનું અસ્તિત્વ પાગલ માણસ સિવાય કોઈ પણ નાકબૂલ નહિ કરે. એટલા માટે દેહાદિ સંઘાતનો જ્ઞાતા, જો કે ઇંદ્રિય વગેરેને વિષય થતો નથી, તોપણ તે સ્વરૂપ જ હોવાથી 'નથી' એમ કહી શકાતું નથી તેથી **દેહાદિ સંઘાતથી આત્મા નિરાળો છે** એ સિદ્ધ થાય છે.

## ઉપસિદ્ધાંત

### પ્રત્યગાત્મા અવસ્થાતીત છે

ઉપરના સિદ્ધાંત પરથી આત્મા અવસ્થાતીત છે એમ પણ સિદ્ધ થાય છે. જાગ્રતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ અવસ્થાઓ વ્યભિચારી (બદલનારી) છે, એટલે કે જાગ્રતિમાં સ્વપ્ન અને સુષુપ્તિ, સ્વપ્નમાં જાગ્રતિ અને સુષુપ્તિ અને સુષુપ્તિમાં સ્વપ્ન અને જાગ્રતિનો અનુભવ થાય છે. પરંતુ આત્મા આ ત્રણેય અવસ્થામાં સાક્ષીભૂત હાજર છે. તેથી તે **અવસ્થાતીત** છે. આ ઉપગત અવસ્થાઓ મનને છે–આત્માને અવસ્થાઓ નથી, તેથી **આત્મા અવસ્થાતીત** છે.

## સિદ્ધાંત-૧૨

### પ્રત્યગાત્મા પંચકોશાતીત છે

पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।
स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम् ॥

અન્નમયાદિ પાંચ કોશના પરિત્યાગ પછી સાક્ષરૂપ બોધ અવશેષ રહે છે તેથી તે સાક્ષરૂપ બોધ જ નિજરૂપ બ્રહ્મ છે. આ સાક્ષીરૂપ બોધનું શૂન્યપણું દુર્ઘટ છે–પ્રતિપાદન કરી શકાય એવું નથી. –પંચદશી

જીવના ત્રણ શરીરમાં પાંચ કોશોનો સમાવેશ થાય છે. સ્થૂળ શરીરનું ઉપાદાન અન્ન હોવાથી તેને અન્નમય કોશ કહે છે. સૂક્ષ્મ શરીરની જે ૧૭ કળા છે તેમાં પંચ પ્રાણ, મન, બુદ્ધિ એ ત્રણે હોવાથી તેને અનુક્રમે પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશ કહે છે અને ત્રીજું જે કારણ–શરીર તે જ આનંદમય શરીર છે; કારણ કે તેમાંની આનંદમયતા સુષુપ્તિમાં બધાના અનુભવમાં આવે છે. આ પ્રમાણે જીવના ત્રણ શરીરમાં પાંચ કોશનો સમાવેશ થાય છે એમ સિદ્ધ થયું. આત્મા દેહત્રયથી નિરાળો છે એમ આ પહેલાં સિદ્ધ કરેલું જ છે ( પ્ર. ૫, સિ. ૧૧ ) તેથી **આત્મા પંચકોશાતીત** છે એમ સહજ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૩

### પ્રત્યગાત્મા વિભુ છે એટલે કે વ્યાપક અને અનંત છે

नित्यः सर्वगतो ह्यात्मा अणुस्थूलादिवर्जितः ।

આત્મા નિત્ય છે, સર્વગત છે તેમ અણુ અને સ્થૂલ વગેરે ધર્મોથી રહિત છે. –શ્રુતિ

अणोरणीयान् महतोमहीयान् ।

તે નાનામાં નાનો અને મોટામાં મોટો છે. –શ્રુતિ

આત્મા જો અનંત ન હોય તો અણુ જેવડો અથવા

મધ્યમ એવો પરિચ્છિન્ન જ હોવો જોઈએ. જો આત્મા અણુ જેવડો હોત તો પગથી માથા સુધી આત્મચૈતન્ય વ્યાપી રહેલું છે એવો જે અનુભવ થાય છે તે થાત નહિ અને દેહના કોઈ પણ ભાગમાં જે સુખદુઃખ વેદનાનો અનુભવ થાય છે તે પણ થતો ન હોત, તેથી આત્મા અણુ જેવડો છે એમ કહી શકાતું નથી. પણ આટલા પરથી તે મધ્યમ પ્રમાણનો છે એમ કોઈએ સમજવુ નહિ; કારણ કે આત્મા તેવો છે એમ જો કહેવામાં આવે તો તેનો સંચાર અતિ સૂક્ષ્મ એવી નાડીઓમાં કેવી રીતે થાય? તે સિવાય આ મધ્યમ માપના આત્માને કર્મ પ્રમાણે નાના અથવા મોટા શરીરમાં પ્રવેશ કરવાનું અશક્ય થશે; કારણ કે તેના કરતાં નાના શરીરમાં તે સમાઈ શકશે નહિ અને તેના કરતાં મોટા શરીરમાં સમાવા માટે તે શરીર જેટલી તેની વૃદ્ધિ થવી જોઈશે, પણ આત્માની વૃદ્ધિ ભલેને થાય એમ કોઈ કહે તો તેમ કહેવું યોગ્ય નથી; કારણ કે તેથી આત્મામાં વિભાગત્વ (સાંશત્વ) આવશે. આથી આત્માને અણુ જેવડો પણ કહી શકાતો નથી તેમ મધ્યમ પ્રમાણનો પણ કહી શકાતો નથી. આ બંને મત તર્કની વિરુદ્ધ છે તેથી તે આકાશની માફક સર્વવ્યાપક એટલે વિભુ છે એમ જ કહેવું પડશે. આ વાત શ્રુતિને પણ માન્ય છે. આ વાત સિદ્ધ કરવાની બીજી એક રીત એવી છે કે, આત્માને જો એકદેશી માનીએ તો ખૂબ દૂર આવેલા ધ્રુવ વગેરે તારાઓ તેને કઈ રીતે દેખાશે? મનથી તે દેખાય છે એમ કહેવામાં આવે તો મન પદાર્થ સુધી જઈને તેને વ્યાપે નહિ ત્યાં સુધી જ્ઞાન થતું નથી એવો નિયમ છે. આ નિયમ પ્રમાણે મનનો ધ્રુવ વગેરે તારા સાથે થયેલો યોગ આત્માને સમજાય

છે તેથી આત્મા તે તારામાં પહેલાં જ વ્યાપેલો હોવો જોઈએ એમ કહેવું પડે છે. આમાં કોઈ એવી શંકા કરે કે, આત્મા તો પોતાના ઠેકાણે જ રહીને બુદ્ધિથી ધ્રુવ વગેરે પદાર્થોને જાણે છે એમ કહેવામા શો વાધો છે? આ શંકા પ્રથમ દર્શને બરાબર લાગે છે, પણ વિચાર કરતાં આત્માનું વિભુત્વ જ સિદ્ધ થાય છે; કારણ ધ્રુવાદિક પદાર્થ જાણ્યા પહેલા તે પદાર્થ મેં આટલા વખત સુધી જાણ્યો નહિ એવો જે વસ્તુના અજ્ઞાનનો બોધ થાય છે તે બોધ આત્માને પદાર્થમા હોવા સિવાય થાય નહિ તેથી તે સર્વત્ર રહેનારો છે એમ જ કબૂલ કરવું પડે છે. વળી એવું છે કે, આત્મા–આ દેહ, મન, બુદ્ધિ વગેરે પરિચ્છિન્ન વસ્તુઓનો સાક્ષી છે. જે પરિચ્છિન્ન વસ્તુનો સાક્ષી હોય છે તે અપરિચ્છિન્ન હોવો જ જોઈએ. તે સાક્ષી પણ પરિચ્છિન્ન છે એમ માનવામાં આવે તો તે દૃશ્ય બનશે; કારણ કે પરિચ્છિન્ન પદાર્થ જ્ઞેય હોય છે. (અ. સિ. ત. ૨) તેથી આત્માને દેશ પરિચ્છેદ નથી, આ કારણથી પણ તે સર્વત્ર છે એવું અનુમાન થાય છે, માટે **આત્મા અનંત (વિભુ)** છે તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૪

### પ્રત્યગાત્મા નિરવયવ છે

**निष्क्रियो निरवयव आत्मा ।**

આત્મા નિષ્ક્રિય અને નિરવયવ છે —શ્રુતિ

**सतोनावयवाः शङ्क्यास्तदंशस्यानिरूपणात् ।**

સતના અવયવની શંકા કરવી યોગ્ય નથી. કારણ કે તે સતના અંશ–અવયવનું ક્યાંય નિરૂપણ કરવામા આવતું નથી —પંચદશી

.. આત્માને અવયવ નથી, કારણ કે તે ચિદ્રૂપ અને સદ્રૂપ

છે (પ્ર. ૫, સિ. ૩ અને ૫). તેને સાવયવ (અવયવવાળો) માનીએ તો એવો પ્રશ્ન થાય છે કે, આત્મા જેનો બનેલો છે એવા તેના ઘટકાવયવો ચેતનરૂપ છે કે અચેતનરૂપ? તે પ્રત્યેક અવયવ ચેતનરૂપ (જ્ઞાનરૂપ) છે એમ જો કહેતા હો તો પ્રત્યેક અવયવનો અભિપ્રાય જુદો જુદો થવાથી તેમનામાં પરસ્પર વિરોધ આવીને શરીર છિન્નભિન્ન થશે, તે બધાંનો અભિપ્રાય એક જ છે એમ કહો તો અભિપ્રાય એ જ્ઞાન જ હોવાથી તે જ આપણો આત્મા. ઠીક, તે અવયવને અચેતન એટલે જડ કહો તો જડ પરમાણુથી બનેલો આત્મા પણ જડ ગણાઈને આ પ્રકરણના પાચમા સિદ્ધાંતનો વિરોધ થશે. બીજી વાત એ છે કે, આત્મા જો સદ્‌રૂપ અને અપરિચ્છિન્ન છે તો તેમાં અવયવોની કલ્પના જ થઈ શકે નહીં; કારણ કે એવી કલ્પના કરવાથી બે અવયવોમાંના અવકાશને પણ સદ્‌રૂપ કલ્પવો જોઈશે, અને તેને સાવયવ (અવયવવાળો) માનવાથી તેમાં પરિચ્છિન્નતા આવશે, પરંતુ સિ. ૧૩ પ્રમાણે તે વિભુ એટલે અપરિચ્છિન્ન છે, તેથી આત્માને અવયવો છે એમ કહી શકાય નહિ, એટલા માટે **આત્મા નિરવયવ છે** તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૫

### પ્રત્યગાત્મા અદ્વિતીય છે

यत्र त्वस्य सर्वमात्मैवाभूत् ।

જ્યાં એનું સર્વ કાંઈ આત્મા જ થયો. —શ્રુતિ

આત્મા એટલે હું, તેના સિવાય જો બીજો કોઈ પણ પદાર્થ હોય તો હું અદ્વિતીય થઈશ, પરંતુ મારા વિના અન્ય વસ્તુ જ નથી, કારણ કે જો એવી અન્ય વસ્તુ હોય તો તે મારે

એકાદ અવયવ હોવો જોઈએ અથવા મારી જાતિની તે હોવી જોઈએ અથવા મારાથી તદ્દન ભિન્ન હોવી જોઈએ. તે અવયવ છે એમ માનવાથી આત્મા સાવયવ થશે પરંતુ તે નિરવયવ છે (પ્ર. ૫, સિ. ૧૪). હવે જો તે વસ્તુને સજાતીય કહીએ તો બીજું એક સત્ કલ્પવું જોઈએ; પરંતુ આત્મા વિભુ છે (પ્ર. ૫, સિ. ૧૩) તેથી બીજી સત્ વસ્તુને માટે અવકાશ જ રહેતો નથી, ઠીક, તે વસ્તુને મારાથી ભિન્ન (વિજાતીય) કહીએ તો સદ્રૂપથી જે ભિન્ન વિજાતીય વસ્તુ તે અસદ્રૂપ જ હોવી જોઈએ તેથી તે નથી જ એમ કહેવું જોઈએ, તે સિવાય મારા સિવાયના બધા પદાર્થો મને (આત્માને) દૃશ્ય છે તેથી તે બધા જડ એટલે મિથ્યા છે (પ્ર. ૫, સિ. ૨), તેમનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, આ બધાં કારણોથી **આત્મા અદ્વિતીય** છે એ સિદ્ધ થાય છે.

**નોંધ**: ઉપરના સિદ્ધાંતથી આત્મા અનેક છે એવા સાંખ્યવાદીઓના (દ્વૈત) મતનું ખંડન થયું. તોપણ આત્મા જો એક હોય તો એકને થયેલું સુખ–દુ:ખ બીજાને થવું જોઈએ અને એક મુક્ત થાય તો બીજા જીવો પણ મુક્ત થવા જોઈએ એમ થશે, આવી શંકા તે લોકો કરે છે પણ તે બરાબર નથી; કારણ કે સુખદુ:ખ, બંધમોક્ષ વા ધર્મ જો આત્માશ્રિત હોત તો આ શંકા બરાબર ગણાત, પણ તે ધર્મ અંતઃકરણના છે ને આ અંતઃકરણ પ્રત્યેક વ્યક્તિનું ભિન્ન હોવાથી એકનાં સુખદુ:ખાદિક બીજાને લાગુ પડતાં નથી તેથી ઉપરની શંકા યોગ્ય નથી.

## સિદ્ધાંત-૧૬

### પ્રત્યગાત્મા સમગ્ર જગતનો આધાર છે

**स्वतंत्रः स्वे महिम्नि तिष्ठति ।**
તે સ્વતંત્ર છે અને પોતાના મહિમામાં રહે છે.

**सर्वाधारम् ।**
સર્વનો આધાર છે.　　　　—શ્રુતિ

આત્મા સમગ્ર જગતને જુએ છે તેથી તે દ્રષ્ટા અને જગત દૃશ્ય થયું (પ્ર. ૫, સિ. ૧ અને ૨). દ્રષ્ટા સિવાય દૃશ્ય પદાર્થ સ્વતંત્ર સત્તાથી રહી શકતો નથી (અ. સિ. ત. ૪૫). આથી દ્રષ્ટા દૃશ્યનો આધાર છે એમ કહેવામાં હરકત નથી. આત્મા દ્રષ્ટા અને જગત તેને માટે દૃશ્ય છે એમ ઉપર કહ્યું છે, **તેથી આત્મા સમગ્ર જગતનો આધાર છે.**

## સિદ્ધાંત-૧૭

### પ્રત્યગાત્માને જન્મ અને નાશ નથી

**न जायते म्रियते वा कदाचित् ।**
તે કયારેય જન્મતો નથી તેમ કયારેય મરતો પણ નથી.
ભગવદ્‌ગીતા અ. ૨

આત્માને નાશ છે એમ માનીએ તો તે ત્રણ પ્રકારે થવાનો સંભવ છે. એક આપોઆપ એટલે સ્વતઃ, બીજો અન્યથી એટલે કે શસ્ત્ર વગેરેથી અને ત્રીજો આશ્રયનાશથી. આ ત્રણ પૈકી કોઈ પણ પ્રકારથી આત્માનો નાશ સંભવિત નથી. પહેલા પ્રકારે આત્માનો નાશ સંભવતો નથી; કારણ કે જે નાશ સ્વતઃ થતો હોય છે તે કાળગતિથી પ્રત્યેક ક્ષણે થયા કરે છે એવો નાશ થતો હોય તો જો માનીએ

તો નદીના પાણી પ્રમાણે આત્મા પ્રતિક્ષણ નવો થાય છે એમ કહેવું પડશે. પહેલી ક્ષણે જે આત્મા હોય તે જતો રહીને બીજી ક્ષણે નવો આત્મા થાય છે એમ કહેવાથી **પ્રત્યભિજ્ઞા** સંભવતી નથી. પ્રત્યભિજ્ઞા એટલે પહેલાં અનુભવેલ જ્ઞાનની કાલાંતરે જે સ્મૃતિ થાય છે તે જે મેં બાલ્યાવસ્થા અનુભવી તે જ હું અત્યારે તારુણ્યનો અનુભવ લઈ રહ્યો છું, જે મેં સ્વપ્ન જોયુ તે જ હું અત્યારે જાગૃતિનો અનુભવ કરી રહ્યો છું આવી જે મનુષ્યની પ્રત્યભિજ્ઞા તે આત્માને પ્રતિક્ષણ નવો માનવાથી શક્ય થવાની નથી. હવે બીજા પ્રકાર પ્રમાણે એટલે અન્ય સાધનોથી આત્માનો નાશ થાય છે એમ કહીએ તો તે પણ સંભવતો નથી; કારણ પ્ર. ૫, સિ. ૧૪ પ્રમાણે આત્મા નિરવયવ અથવા નિરંશ ઠરે છે. ઘડો પરમાણુઓનો બનેલો હોવાથી તેને લાકડીથી ફોડી શકાય છે. આત્મા એવી રીતે બનેલો નહિ હોવાથી તેનો નાશ શસ્ત્ર વગેરેથી થાય છે એમ કહી શકાય નહિ. હવે ત્રીજા પ્રકારથી એટલે કે આશ્રયનાશથી પણ આત્માનો નાશ સંભવતો નથી; કારણ, પ્ર. ૫, સિ. ૧૬ પ્રમાણે આત્મા બધાનો આધાર હોવાથી તેનો બીજો કોઈ પણ પદાર્થ આશ્રય હોઈ શકતો નથી. આથી કોઈ પણ પ્રકારે જોતાં આત્માનો નાશ સંભવતો નથી. બીજી વાત એ કે, જે જ્ઞાતા છે તે સ્વસમાનકાલીન વસ્તુને જ માત્ર જાણે છે (અ. સિ. ત. ૩). પોતાના જન્મ અને નાશ સ્વસમાનકાલીન ન હોવાથી તેને તે સમજવા અશક્ય છે; તેમ બીજા કોઈને પણ તે સમજાતા નથી, માટે કોઈથી ય ન સમજી શકાનારી વસ્તુ 'છે' એમ કેવી રીતે કહેવું? (અ. સિ. ત. ૧). કદાચિત્ જન્મ અને નાશ

આત્માને સમજાય છે એમ માનીએ તો જન્મ અને નાશનો સાક્ષી જન્મનાશરહિત જ હોવો જોઈએ. આ સિવાય વળી આ પ્રકરણના ૪થા સિદ્ધાંત પ્રમાણે આત્માનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત હોવાથી આત્મા જન્મનાશરહિત છે એમ સહેજે સિદ્ધ થાય છે. **તેથી આત્માને જન્મ નથી તેમ નાશ પણ નથી.**

## ઉપસિદ્ધાંત

પ્રત્યગાત્મા ષડ્વિકારરહિત છે

षड्भावविकारशून्यम् ।　　　　—શ્રુતિ

अव्यक्तोऽयमचिन्त्योऽयम विकार्योऽयमुच्यते ।

આ અવ્યક્ત, અચિંત્ય અને અવિકારી છે. —ભગવદ્ગીતા ૨, ૨૫

જાયતે, અસ્તિ, વર્ધતે, વિપરિણમતે, અપક્ષીયતે, નશ્યતિ એ છ વિકાર છે. આત્માને ઉત્પત્તિ અને નાશ નથી એમ પાછલા સિદ્ધાંતથી સિદ્ધ કર્યું. તેથી આ બેની વચ્ચે રહેલા ચાર વિકારો પણ તેને નથી એમ સ્પષ્ટ થાય છે. વળી એ સિવાય તે બધા વિકારોનો સાક્ષી હોવાથી તે વિકારોનો સ્પર્શ આત્માને થતો નથી; કારણ કે તે તે રૂપે પ્રત્યેક વિકારી વસ્તુ ઉત્પન્ન થાય છે અને લય પામે છે (અ. સિ. ત. ૪). તેથી તે વિકારનું અનુસંધાન (ચિંતન, જ્ઞાન) વિકારી વસ્તુનેજ થવાનું અશક્ય છે (અ. સિ. ત. ૫). તેથી તે અનુસંધાન જેને થાય છે એવો સાક્ષીરૂપ આત્મા ષડ્-વિકારરહિત છે.

## સિદ્ધાંત-૧૮

### પ્રત્યગાત્મા અચળ છે

**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः।**

(આત્મા) નિત્ય, સર્વવ્યાપક અચળ, સનત અને શાશ્વત છે.
–ભગવદ્ગીતા, અ ૨, શ્લોક ૨૪

આત્મા નિત્ય (પ્ર. ૫, સિ. ૪) અને વિભુ (પ્ર. ૫, સિ. ૧૩) તથા નિર્વિકાર (પ્ર. ૫, ઉપસિ. ૧૭) છે તેથી તે **અચલ** છે. જે વસ્તુને દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ નથી અને જે નિર્વિકાર છે તે વસ્તુ **અચલ** હોવી જ જોઈએ; કારણ કે જેને દેશપરિચ્છેદ નથી તેને ગતિ સંભવતી નથી (અ. સિ. ત. ૬). પાત્રમાં પાણી જેટલા પ્રમાણમાં છલોછલ ભરાય તેટલા પ્રમાણમાં ઓછું છલકાય છે. 'ભરેલો ઘડો છલકાતો નથી' એ કહેવત પ્રમાણે આત્મવસ્તુ નિરવયવ, ઘન અને પૂર્ણ હોવાથી તેમાં સહેજ પણ ચલન સંભવતું નથી, માટે **આત્મા અચલ છે.**

## સિદ્ધાંત-૧૯

### પ્રત્યગાત્મા શૂન્ય છે એમ કદી જ કહી શકાતું નથી

**नासदासीत्।**

અસત્ ક્યારેય ન હતુ.　　　　–શ્રુતિ

આ પ્રતિજ્ઞાની સિદ્ધતાની પાછલા ૧૧મા સિદ્ધાંતમાં ઝાંખી થઈ છે, તોપણ આત્મા શૂન્ય છે એવો એક મત હોવાથી તેનું ખંડન સ્પષ્ટપણે અહીં કરીએ છીએ. આત્મા શૂન્યરૂપ છે એટલે કે કંઈજ નથી એવો બૌદ્ધમત છે, પણ તેમ કહેતું સંભવતું નથી, કારણ કે આત્મા શૂન્યરૂપ હોય તો મનુષ્યને 'હું' શૂન્ય છું, એવો અનુભવ થવો જોઈએ.

'હું' શૂન્ય છું. એમ કહેનારને અમે પૂછીએ છીએ કે, તું જે પોતાને શૂન્ય કહે છે તે સમજીને કહે છે કે સમજ્યા વિના? સમજ્યા વિના હું અમુક છુ એમ કહી શકાતું નથી તેથી સમજીને કહે છે એમ થયુ. તેમ થવાથી હું શૂન્ય છું એમ સમજનારો તું વિદ્યમાન છે જ, તો પછી તું શૂન્ય છે એમ શી રીતે કહી શકાય? એટલા માટે આ પ્રકરણના ૩જા સિદ્ધાંત પ્રમાણે આત્માનું નાસ્તિત્વ (ન હોવાપણું) સિદ્ધ થતું નથી.

વળી એક વાત એ છે કે, શૂન્ય એ અધિષ્ઠાન હોઈ શકતું નથી (અ. સિ. ત. ૫૩) તેથી 'હું' દેહ આ ભ્રાંતિનું અધિષ્ઠાન જે આત્મા તે **શૂન્ય છે એમ કદી કહી શકાવાનું નથી** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૦

### પ્રત્યગાત્મા અક્રિય છે, તે કર્તા અથવા ભોક્તા હોઈ શકતો નથી

**शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ।**

શરીરમા સ્થિત હોના છતા આત્મા (કર્મ) કરતો નથી અને તેનાથી લેપાતો નથી.　　　–ભગવદ્‌ગીતા અ ૧૩

કર્તૃત્વ અને ભોક્તૃત્વ એ બુદ્ધિના ધર્મ છે. (અ. સિ, ત. ૭) કારણ, બુદ્ધિ હોય તો જ તે ધર્મો હોય છે બુદ્ધિ ન હોય તો નથી હોતા. દા. ત. જાગ્રતમા બુદ્ધિ હોય છે તેથી તે નજરે પડે છે. સુષુપ્તિમાં બુદ્ધિ નથી હોતી તેથી તે નજરે પડતા નથી. પરંતુ આત્માનુ અસ્તિત્વ ત્રણે અવસ્થામાં છે (પ્ર. ૫, સિ. ૧૧ ઉ. સિ.). તેથી આ ધર્મો આત્માના નથી એમ અન્વયવ્યતિરેક (પરિભાષા જુઓ)

થી સિદ્ધ થાય છે. વળી કર્તૃત્વ અને ભોકર્તૃત્વ એ ધર્મોનો આત્મા એ સાક્ષી હોવાથી તે તેમનાથી ભિન્ન હોવો જોઈએ (પ્ર. ૫, સિ. ૧). વળી આત્મા સદૈવ આનંદરૂપ હોવાથી તેને દુઃખનિવૃત્તિ માટે અથવા સુખપ્રાપ્તિ માટે કર્મ કરવાનું સંભવતું નથી; કારણ કે પ્રત્યેક કર્મની પ્રવૃત્તિ માટે સુખપ્રાપ્તિ અથવા દુઃખનિવૃત્તિ એ બે જ હેતુ હોય છે (પ્ર. ૩, સિ. ૧) તેથી આત્મા અક્રિય છે.

હવે જે **સક્રિય** હોય તે જ **ભોક્તા** હોઈ શકે, તેથી આત્મા અક્રિય હોવાથી **ભોક્તા** હોઈ શકતો નથી કારણ કે કર્તૃત્વ વિના ભોકતૃત્વ સંભવતું નથી (અ. સિ. ત. ૨૨) અને વિષયનો જે ભોક્તા તે પણ ક્રિયારૂપ જ છે. આથી **અક્રિય જે આત્મા તે કર્તા અથવા ભોક્તા થઈ શકતો નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૧

### પ્રત્યગાત્મા અસંગ છે

असंगो ह्ययं पुरुषः ।

આ પુરુષ અસંગ છે.　　–શ્રુતિ

સંગ એટલે સંબંધ. તે (સંગ–સંબંધ) જે પદાર્થને લાગતો હોય તે સસંગ કહેવાય. જેને કોઈ પ્રકારના સંબંધની જરૂર નથી તે અસંગ કહેવાય. આત્માને કોઈ પણ પદાર્થને સંબંધ લાગવા જેવો નથી; કારણ કે પદાર્થમાં ત્રણ પ્રકાર છેઃ (૧) સ્વગત, (૨) સજાતીય અને (૩) વિજાતીય. આત્માને સ્વગતનો સંબંધ છે એમ કહીએ તો આત્મા નિરવય (પ્ર. ૫. સિ. ૧૪) હોવાથી તેમાં સ્વગત (પોતાનામાં જ રહેલા) પદાર્થનો સંબંધ સંભવતો નથી. ઠીક,

સજાતીય પદાર્થના સંબંધ આત્માને લાગે છે એમ કહીએ તો બીજો આત્મા ન હોવાથી (પ્ર. ૫, સિ. ૧૫) તે સંબંધ પણ લાગી શકતો નથી. તે જ પ્રમાણે વિજાતીય સંબંધ તેને લાગે છે એમ કહીએ તો આત્મા સિવાયનો બીજો કોઈપણ પદાર્થ મિથ્યા હોવાથી (પ્ર. ૫, સિ. ૧૫) તેનો સંબંધ છે એમ દેખાય તોયે ન હોવા જેવો જ છે. જે પ્રમાણે મૃગજળથી વસ્ત્ર ભીનું થતું નથી તે પ્રમાણે આત્માને મિથ્યા જગતનો સંબંધ લાગવો અશક્ય છે. આથી **આત્મા અસંગ છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૩

### પ્રત્યગાત્મા અખંડૈકરસ છે

अखण्डैकरसो ह्ययमात्मा ।

આ આત્મા અખંડ એકરસ છે.　　—શ્રુતિ

જે પદાર્થને અવયવ અથવા અંશ નથી તેના વિભાગ પાડવા અશક્ય છે, તેમ જ જે વસ્તુને દેશપરિચ્છેદ અથવા આકાર નથી તેમાં કોઈ ઠેકાણે ખંડ પડ્યો છે એમ કહી શકાય નહિ, તેથી પ્ર. ૫, સિ. ૧૩ અને ૨૧ પ્રમાણે **આત્મા અખંડ છે.** આ વિષે એવી એક શંકા થઈ શકે કે સત, ચિત્ અને આનંદ એવાં આત્માનાં ત્રણ રૂપ હોવા છતાં તેને તમે અખંડ કેવી રીતે કહો છો? આ શંકાનું સમાધાન અમે આ પ્રકરણના ૯મા સિદ્ધાંતમાં કર્યું છે, મતલબ કે ઉપરનાં બધાં કારણો પરથી **પ્રત્યગાત્મા અખંડૈકરસ છે** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૩

### પ્રત્યગાત્મા અજ્ઞેય તથા અપરોક્ષ છે

अवेद्यत्वे सत्यपरोक्षः ।

અવેદનીય હોવાથી અપરોક્ષ છે. –શ્રુતિ

अवाङ्मनसगोचरः ।

વાણી અને મનથી અગોચર છે. –શ્રુતિ

આત્મા તમામ પદાર્થોનો જ્ઞાનરૂપી સાક્ષી હોવાથી તે બીજા કોઈને પણ જ્ઞેય બની શકે નહિ, પણ એટલા પરથી તેને અસ્તિત્વ નથી એમ કહી શકાય નહિ; કારણ કે સુષુપ્તિમાં તેના અસ્તિત્વનો અનુભવ બધાને થાય છે. આ આત્માને બીજો કોઈ જ્ઞાતા છે એમ માનવાથી તે જ્ઞાતા જ્ઞેયકોટિમાં આવવો જોઈએ. આમ થવાથી જ્ઞેય જ જ્ઞાતા બનશે, પણ આ ન્યાય વિરુદ્ધ છે (પ્ર. ૫, સિ. ૧). આ સિવાય બીજો એક ભિન્ન જ્ઞાતા માનવાથી પુનઃ તેનો જ્ઞાતા કોણ એ પ્રશ્ન ઊભો જ રહે છે; આથી અનવસ્થા દોષ આવે છે તેથી **આત્મા અજ્ઞેય અને અપરોક્ષ છે.**

## ઉપસિદ્ધાંત

### પ્રત્યગાત્મા કોઈ ક્રિયાનું કર્મ હોઈ શકતો નથી

अप्रमेयमतींद्रियम् ।

તે અપ્રમેય અને ઇન્દ્રિયથી અતીત છે. –શ્રુતિ

अहेयमनुपादेयम् अशब्दमस्पर्शमरूपम् ।

બ્રહ્મ અહેય અર્થાત્ અત્યાજ્ય છે અને ઉપાદાન કારણના સંબંધથી રહિત છે. શબ્દરહિત, સ્પર્શરહિત તથા નિરાકાર છે. –શ્રુતિ

उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ।

...તે બંને જાણતા નથી–આ આત્મા હણતો નથી કે તેને

હણી શકાતો નથી. -ભગવદ્‌ગીતા

જે પદાર્થ ઇંદ્રિયગોચર (ઇંદ્રિયથી સમજાય એવો) હોય તે જ કોઈ પણ ક્રિયાનું કર્મ હોઈ શકે; કારણ કે જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો ક્રિયાનાં સાધનો છે તેથી ઇંદ્રિયોને જે વસ્તુ વિષય થતી નથી તેના પર ક્રિયાનો વ્યાપાર થવો શક્ય નથી (અ. સિ. ત. ૮) આત્મા–આ મન, બુદ્ધિ, ઇંદ્રિયોને અગોચર હોવાથી (પ્ર. ૫, સિ. ૨૩) તે કોઈ પણ ક્રિયાનું કર્મ હોઈ શકતો નથી. વળી જે પદાર્થ પર ક્રિયાનો વ્યાપાર થઈ શકે છે તે પદાર્થ વિકારી હોય છે. આત્મા નિર્વિકારી (પ્ર. ૫. સિ. ૧૭) હોવાથી **તે કોઈ પણ ક્રિયાનું કર્મ હોઈ શકતો નથી.**

## સિદ્ધાંત–૨૪

### પ્રત્યગાત્મા વિશેષણરહિત છે

**निर्गुणः साक्षिभूतः। अस्थूलमनण्वमह्रस्वमदीर्घम्।**
**अन्यदेव तद्विदितादथोऽविदितादधि।**

બ્રહ્મ નિર્ગુણ છે, સાક્ષીભૂત છે, તે સ્થૂલ નથી, નાનું નથી, ટૂંકું નથી, મોટું નથી. તે બ્રહ્મ જાણવામાં આવનારા પદાર્થ સમુદાયથી જુદું જ છે અને મન ઇંદ્રિયો વડે ન જાણેલા–જાણવામાં ન આવનારાથી પણ અધિક અર્થાત્ ઉપર છે–પર છે અર્થાત્ દૂર છે–ભિન્ન છે. -શ્રુતિ

કેટલાક આધુનિક* તત્ત્વવેત્તાઓ આ જગતનું અધિ-

* પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોમાંના કેટલાકો જે બાબતને કારણે નિરાશામાં પડ્યા છે અને કેટલાક વિદ્વાનો સંશયના ખાબોચિયામાં ડચકાં ખઈ રહ્યા છે તે જ બાબતને સિદ્ધાંત ઠરાવીને આપણા આચાર્ય વગેરે તત્ત્વજ્ઞો પૂર્ણ સમાધાન સાથે આનંદના ઓડકાર ખાઈ રહ્યા છે એ કેટલું આશ્ચર્ય?.. પ્રત્યગાત્મા સર્વ જગતનો આધાર છે એમ પ્ર. ૫, સિ. ૧૫માં સિદ્ધ કર્યું છે, તેથી તે સમગ્ર જગતનું અધિષ્ઠાન છે એમ સહેજ સિદ્ધ થાય છે,

## સિદ્ધાંત-૨૩

### પ્રત્યગાત્મા અજ્ઞેય તથા અપરોક્ષ છે

अवेद्यत्वे सत्यपरोक्षः ।

અવેદનીય હોવાથી અપરોક્ષ છે.　　　　-શ્રુતિ

अवाङ्मनसगोचरः ।

વાણી અને મનથી અગોચર છે.　　　　-શ્રુતિ

આત્મા તમામ પદાર્થોનો જ્ઞાનરૂપી સાક્ષી હોવાથી તે બીજા કોઈને પણ જ્ઞેય બની શકે નહિ, પણ એટલા પરથી તેને અસ્તિત્વ નથી એમ કહી શકાય નહિ; કારણ કે સુષુપ્તિમાં તેના અસ્તિત્વનો અનુભવ બધાને થાય છે. આ આત્માને બીજો કોઈ જ્ઞાતા છે એમ માનવાથી તે જ્ઞાતા જ્ઞેયકોટિમાં આવવો જોઈએ. આમ થવાથી જ્ઞેય જ જ્ઞાતા બનશે, પણ આ ન્યાય વિરુદ્ધ છે (પ્ર. ૫, સિ. ૧). આ સિવાય બીજો એક ભિન્ન જ્ઞાતા માનવાથી પુનઃ તેનો જ્ઞાતા કોણ એ પ્રશ્ન ઊભો જ રહે છે; આથી અનવસ્થા દોષ આવે છે **તેથી આત્મા અજ્ઞેય અને અપરોક્ષ છે.**

## ઉપસિદ્ધાંત

### પ્રત્યગાત્મા કોઈ ક્રિયાનું કર્મ હોઈ શકતો નથી

अप्रमेयमतींद्रियम् ।

તે અપ્રમેય અને ઇન્દ્રિયથી અતીત છે.　　　　-શ્રુતિ

अहेयमनुपादेयम् अशब्दमस्पर्शमरूपम् ।

બ્રહ્મ અહેય અર્થાત્ અત્યાજ્ય છે અને ઉપાદાન કારણના સંબંધથી રહિત છે. શબ્દરહિત, સ્પર્શરહિત તથા નિરાકાર છે.
-શ્રુતિ

उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ।

.. તે બંને જાણતા નથી-આ આત્મા હણતો નથી કે તેને

## સિદ્ધાંત-૨૫

### જ્ઞાન અને આનંદએ આત્માના ગુણ નથી

આ જ્ઞાન આત્માનો ગુણ છે અને તેને લીધે તેને પદાર્થનું જ્ઞાન થાય છે એમ કેટલાકનું કહેવું છે; પરંતુ તે બરાબર નથી. જ્ઞાન આત્માનો ગુણ છે એમ જો માનીએ તો તેમ કહેનારને અમારો પ્રશ્ન છે કે, જ્ઞાન નિત્ય છે કે અનિત્ય ? તે જો નિત્ય છે એમ કહેતા હો તો આત્માથી તે ભિન્ન છે એમ કહી શકાય નહિ. ભિન્ન કહેવાથી તેમાં અનિત્યતા આવશે; કારણ કે આત્મા સિવાયના બધા પદાર્થ અનિત્ય છે. આથી જ્ઞાન નિત્ય હોવા છતાં આત્માથી જુદું છે એમ માનવાથી એક જ વસ્તુ નિત્ય અને અનિત્ય છે એમ કહેવા જેવું થશે ને તેમ થવાથી વ્યાહતિ દોષ આવશે. વારુ, આ દોષને ટાળવા માટે જ્ઞાન અનિત્ય છે એમ કહેવાથી તે પથ્થરની માફક જડ પદાર્થ ગણાશે ને તેથી તેના જ્ઞાનત્વને હાનિ પહોચશે. કારણ કે જે વસ્તુ અનિત્ય હોય છે તે જડ હોય છે ( અ. સિ. ત. ૧૦ ) એવો નિયમ છે. તેથી જ્ઞાન નિત્ય જ છે એમ સિદ્ધ થયુ. હવે આત્મા એક જ અને અદ્વિતીય હોવાથી આત્મા અને જ્ઞાન એ બે વસ્તુ ભિન્ન નથી, પણ એક જ છે એમ કબૂલ કરવું પડે છે. બીજી વાત એ છે કે, પદાર્થના ગુણમાં હમેશાં ફેરબદલ થયા કરે છે. દા. ત. આમ્રફળ લો. માધુર્ય તેનો ગુણ છે. તે પાકયા પછી અમુક વખત સુધી તેમાં મધુર રસ હોય છે, પણ કાચું હોય ત્યારે તે તૂરું કે ખાટું હોય છે અને ખૂબ પાક્યા પછી ઉતારીએ તો બેસ્વાદ લાગે છે. આથી ગુણ

ષ્ઠાન અજ્ઞેય છે એમ ઠરાવીને તદ્દન નિરાશ થયા હોય એમ લાગે છે, પણ આ કેવળ સિદ્ધાંત જ હોવાથી નિરાશ થવાનું કારણ નથી, તેથી તેમની નિરાશા જોઈને ભારે આશ્ચર્ય થાય છે. તેમને અધિષ્ઠાન અજ્ઞેય લાગવાનું કારણ તેના (બ્રહ્મના–આત્માના) નિર્ગુણત્વનું અજ્ઞાન છે. તે અધિષ્ઠાન અજ્ઞેય છે. આનો અર્થ તેમની દૃષ્ટિએ એવો છે કે, 'તે કેવું છે' તે સમજાતું નથી. પણ તેને કોઈ જ વિશેષણ લાગુ થતું નહિ હોવાથી તે 'આવું' કે 'તેવું' કહેવાનુ યોગ્ય જ નથી. આ વાત તેમના ધ્યાનમાં આવતી નથી. જે પદાર્થ જ્ઞાનનો વિષય થાય છે તે જ ફક્ત 'આવો' કે 'તેવો' કહી શકાશે (અ. સિ. ત. ૯). પરંતુ આત્મા **અજ્ઞેય** હોવાથી તેને 'આવો, તેવો' એ વિશેષણો લાગી શકતાં નથી. ઇંદ્રિયોને જે પ્રત્યક્ષ દેખાય છે તેને આપણે 'આવું' કહીએ છીએ અને જે પરોક્ષ (ઇંદ્રિયથી ન જણાય એવું) હોય તેને આપણે 'તેવું' કહીએ છીએ. પાછલા સિ. ૨૩ પ્રમાણે તે અધિષ્ઠાન (આત્મા) અજ્ઞેય હોવાથી ઇંદ્રિયોનો વિષય થઈ શકતો નથી અને તે સ્વતઃ આપણો આત્મા જ હોવાથી તે પરોક્ષ પણ નથી. આથી આત્માને 'આવો' કે 'તેવો' વિશેષણો લાગુ પડતાં નહિ હોવાથી **આત્મા વિશેષણરહિત** છે એ સિદ્ધ થાય છે.

---

તેથી જગતનું અધિષ્ઠાન પણ આત્મા પ્રમાણે જ વિશેષણરહિત છે એમ થયું. તેથી તે કેવું છે એવો પ્રશ્ન જ થઈ શકે નહિ.

## સિદ્ધાંત-૨૫

### જ્ઞાન અને આનંદએ આત્માના ગુણ નથી

આ જ્ઞાન આત્માનો ગુણ છે અને તેને લીધે તેને પદાર્થનું જ્ઞાન થાય છે એમ કેટલાકનું કહેવું છે; પરંતુ તે બરાબર નથી. જ્ઞાન આત્માનો ગુણ છે એમ જો માનીએ તો તેમ કહેનારને અમારો પ્રશ્ન છે કે, જ્ઞાન નિત્ય છે કે અનિત્ય ? તે જો નિત્ય છે એમ કહેતા હો તો આત્માથી તે ભિન્ન છે એમ કહી શકાય નહિ. ભિન્ન કહેવાથી તેમાં અનિત્યતા આવશે; કારણ કે આત્મા સિવાયના બધા પદાર્થ અનિત્ય છે. આથી જ્ઞાન નિત્ય હોવા છતાં આત્માથી જુદું છે એમ માનવાથી એક જ વસ્તુ નિત્ય અને અનિત્ય છે એમ કહેવા જેવું થશે ને તેમ થવાથી વ્યાહતિ દોષ આવશે. વારુ, આ દોષને ટાળવા માટે જ્ઞાન અનિત્ય છે એમ કહેવાથી તે પથ્થરની માફક જડ પદાર્થ ગણાશે ને તેથી તેના જ્ઞાનત્વને હાનિ પહોંચશે. કારણ કે જે વસ્તુ અનિત્ય હોય છે તે જડ હોય છે ( અ. સિ. ત. ૧૦ ) એવો નિયમ છે. તેથી જ્ઞાન નિત્ય જ છે એમ સિદ્ધ થયુ. હવે આત્મા એક જ અને અદ્વિતીય હોવાથી આત્મા અને જ્ઞાન એ બે વસ્તુ ભિન્ન નથી, પણ એક જ છે એમ કબૂલ કરવું પડે છે. બીજી વાત એ છે કે, પદાર્થના ગુણમાં હમેશાં ફેરબદલ થયા કરે છે. દા. ત. આમ્રફળ લો. માધુર્ય તેનો ગુણ છે. તે પાક્યા પછી અમુક વખત સુધી તેમાં મધુર રસ હોય છે, પણ કાચું હોય ત્યારે તે તૂરું કે ખાટું હોય છે અને ખૂબ પાક્યા પછી ઉતારીએ તો બેસ્વાદ લાગે છે. આથી ગુણ

**આગમાપાયી** છે એમ સિદ્ધ થાય છે, પણ જ્ઞાન નિત્ય છે એમ ઉપર સિદ્ધ કર્યું છે; તેથી જ્ઞાન આત્માનો ગુણ નથી, **તે કેવળ તેનું સ્વરૂપ છે.** આ સિદ્ધાતને ટેકો આપતો બીજો એક પુરાવો છે. તે એ કે, સુષુપ્તિમાંના અજ્ઞાનને અને સુખને પ્રકાશિત કરનારું જે જ્ઞાન તે નિત્ય હોવાથી આત્મરૂપ જ છે. તેથી જ્ઞાન આત્માનો ગુણ હોઈ શકે નહિ, તે કેવળ આત્મરૂપ જ છે. હવે જે પ્રક્રિયાથી જ્ઞાન આત્માનો ગુણ નથી એ સિદ્ધ કર્યું તે જ પ્રક્રિયાથી આનંદ પણ આત્માનો ગુણ નથી એ સિદ્ધ થાય છે; તેથી **જ્ઞાન અને આનંદ એ આત્માના ગુણ નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૨૬

### જે વ્યવહારમાં જે આત્મા ઉચિત હોય તે વ્યવહારમાં તે મુખ્ય અને પ્રિયતમ હોય છે

सत्येयं व्यवहारेषु येषु यस्यात्मनोचिता ।
तेषु तस्यैव शेषित्वं सर्वस्यान्यस्य शेषता ॥

આમ આત્મા મુખ્ય, ગૌણ અને મિથ્યા-ત્રણ પ્રકારનો હોવા છતાંય જે લૌકિક વ્યવહારોમાં જેની પોતાની, પુત્ર તથા દેહની આત્મતા હોય તે વ્યવહારોમા તેનું શેષિત્વ છે-પ્રધાનતા છે; આથી બીજા બધાની શેષતા તે-ગૌણપણું છે.　　　　-પંચદશી, ૧૨,૪૩

આત્મા ત્રણ પ્રકારના છેઃ **મુખ્ય, ગૌણ અને મિથ્યા.** મુખ્ય આત્મા સાક્ષી, ગૌણ આત્મા પુત્ર અને મિથ્યા આત્મા

દેહ. બધી વસ્તુ કરતાં આત્મા અતિ પ્રિય છે એવો સિદ્ધાંત છે. (પ્ર. ૫, સિ. ૭) પરંતુ અહીં એટલું જ કહેવાનું છે કે, તે એક જ આત્મા સર્વ કાળમાં લઈ શકાતો નથી. વ્યવહારને અનુસરીને આત્માનું મુખ્યત્વ સમજવાનું છે. દા. ત. બાપ મુમુક્ષુ (મરણોન્મુખ) થઈને મરણપથારીએ પડ્યો હોય ત્યારે ગૃહસંરક્ષણ, કુટુંબપોષણ વગેરે કામોમાં ગૌણાત્મા જે પુત્ર તે જ તેનો મુખ્યાત્મા સમજવો જોઈએ. ત્યાં ખરો મુખ્યાત્મા જે સાક્ષી અથવા મિથ્યાત્મા જે દેહ એ બંનેનો ઉપયોગ નથી તેથી એવા પ્રસંગે તે ગૌણ આત્મા પ્રિયતમ અને અન્ય પદાર્થો પ્રિય, દ્વેષ્ય અથવા ઉપેક્ષ્ય હોય છે. કોઈ માણસ રોગથી કૃશ થઈ ગયો હોય તો પુષ્ટિ અને શક્તિ આવે તે માટે 'મારે ઔષધ લેવું જોઈએ' એમ કહે છે. તે વખતે મિથ્યાત્મા જે દેહ તેનું પ્રાધાન્ય હોય છે. અને શમાદિ સાધનોના યોગથી 'હું મુક્તિ મેળવીશ' એમ જ્યારે મુમુક્ષુ કહે છે ત્યારે મુખ્યાત્મા જે સાક્ષી તેનું જ પ્રાધાન્ય હોય છે. આ પ્રમાણે **જે જે વ્યવહારમાં જે જે આત્મા ઉચિત હોય તે તે વ્યવહારમાં તે તે આત્મા મુખ્ય અને પ્રિયતમ હોય છે એમ સિદ્ધ થાય છે.**

# પ્રકરણ ૬

## બ્રહ્મવિચાર

(એકંદર સિદ્ધાંત ૧૦)

સિ. ૧. અભાવમાથી ભાવરૂપ વસ્તુની ઉત્પત્તિ થવી શક્ય નથી.

સિ. ૨. આ જગતને (સૃષ્ટિને) કોઈ પણ કારણ હોવું જોઈએ અને તે ભાવરૂપ એટલે સદ્રૂપ જ હોવું જોઈએ.

ઉપસિદ્ધાત : જગતનું કારણ શૂન્ય અથવા અભાવ હોઈ શકે નહિ.

સિ. ૩. પરમાણુ જગતનું કારણ હોઈ શકે નહિ.

સિ. ૪. જગતનું કારણ જે સદ્રૂપ તે અદ્વિતીય છે.

સિ. ૫ જગતનું કારણ જે સદ્રૂપ તે અનાદિ છે.

સિ. ૬. જગતનુ કારણ જે સદ્રૂપ (અસ્તિત્વ) તે ત્રિવિધ પરિચ્છેદરહિત છે.

સિ. ૭. સદ્‌વસ્તુ વિભુ એટલે વ્યાપક અથવા અનંત છે.

સિ. ૮. સદ્‌વસ્તુ નિરવયવ અને અખંડરસ છે.

સિ. ૯. સદ્‌વસ્તુ આનંદરૂપ અને જ્ઞાનરૂપ છે.

સિ. ૧૦ આ સદ્‌વસ્તુ જ શ્રુતિપ્રતિપાદ્ય (શ્રુતિએ જેનું પ્રતિપાદન-મંડન કરેલું છે તે) બ્રહ્મ છે.

## સિદ્ધાંત-૧

### અભાવમાંથી ભાવરૂપ વસ્તુની ઉત્પત્તિ થવી શક્ય નથી

कथमसततः सञ्जायेत् ।

અસદ્-અભાવમાથી સદ્-ભાવરૂપ વસ્તુ કેવી રીતે પેદા થાય છે ?

—શ્રુતિ

વિશિષ્ટ કારણમાંથી વિશિષ્ટ કાર્ય ઉત્પન્ન થાય છે. (અ. સિ. ત. ૧૧) એવો સૃષ્ટિનો નિયમ છે. જો અભાવ માંથી ભાવરૂપ વસ્તુની ઉત્પત્તિ થાય છે એમ માનીએ તો ઉપરના નિયમને બાધ આવે છે; કારણ કે સર્વ અભાવનુ એક જ રૂપ હોવાથી તેમાથી અમુક જ કાર્ય ઉત્પન્ન થાય છે એમ કહી શકાય નહિ. અભાવનુ રૂપ એક જ નથી પણ ભિન્ન ભિન્ન છે એમ માનવાથી તે ભિન્ન ભિન્ન અભાવને ભાવરૂપતા આવશે. એમ થવાથી તે ઉત્પત્તિ અભાવમાથી થઈ એમ કહી શકાય નહિ. કદાચ ભાવરૂપ પદાર્થની ઉત્પત્તિ અભાવમાથી થાય છે એમ ક્ષણભર માનીએ તો અભાવનુ કાર્ય તે અભાવમય એટલે શૂન્ય જ કહેવું પડશે, પણ જેટલાં કાર્યો છે તે બધા ભાવરૂપે જ નજરે પડે છે. આમા કોઈ એવી શંકા કરશે કે, બીજમાથી જે અંકુર પેદા થાય છે તે બીજ નષ્ટ થઈને જ ઉત્પન્ન થાય છે. પણ આ શંકા બરાબર નથી, કારણ કે બીજનું નષ્ટ થવું એટલે તેની પહેલાની અવસ્થા જઈને બીજી આવવી, તેનો અત્યંત અભાવ નથી; કારણ કે બીજ નાશ પામ્યા જેવુ જો કે લાગે છે તોપણ તેના અવયવ નાશ પામતા નથી, તેથી અંકુર એ અભાવનું કાર્ય નથી. વળી અભાવમાથી ભાવ-રૂપની ઉત્પત્તિને જો શક્ય માનીએ તો કોઈ પણ ઉદ્યોગનું

કારણ જે અભાવ તે ગમે તે માણસને સુલભ હોવાથી એદી કે આળસુ મનુષ્યને ઇષ્ટ વસ્તુ મેળવવામાં દરેક પ્રકારના અટકાવો દૂર થઈ જશે. દા. ત. ખેડૂતને અથવા કોઈ પણ ધંધાવાળાને હાથપગ હલાવ્યા વિના ધાન્યાદિ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થશે. પરંતુ વસ્તુસ્થિતિ જોતાં આ વાત અશકય છે; **એટલા માટે અભાવમાંથી ભાવરૂપ વસ્તુની ઉત્પત્તિ થવી શકય નથી** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨

**આ જગતને (સૃષ્ટિને) કોઈ પણ કારણ હોવું જોઈએ અને તે ભાવરૂપ એટલે સદ્‌રૂપ જ હોવું જોઈએ**

सदेव सोम्य इदमग्र आसीत् ।

હે સૌમ્ય! આ સત જ પહેલાં હતું.　　—શ્રુતિ

સમગ્ર દશ્ય પદાર્થોનો જે સમુદાય તે જગત (સૃષ્ટિ) છે; તેથી પ્રત્યેક પદાર્થને જે ગુણધર્મ લાગુ પડે છે તે જગતને પણ લાગુ પડે છે. વળી પ્રત્યેક પદાર્થ કોઈ પણ કારણનું કાર્ય છે; એટલે કે પ્રત્યેક પદાર્થને કંઈ પણ કારણ હોવું જોઈએ અને તે કારણની સ્થિતિ કાર્ય પહેલાં હોય છે, તેથી જગતને પણ કંઈક કારણ હોવું જોઈએ અને તે ઉપર કહ્યા પ્રમાણે જગતની ઉત્પત્તિ પહેલાં હોવી જોઈએ. અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થવી શક્ય નથી એમ પહેલાં સિદ્ધ કર્યું છે. (પ્ર. ૬, સિ. ૧) તેથી તે કારણ અભાવરૂપ હોઈ શકે નહિ, માટે તે ભાવરૂપ એટલે સદ્‌રૂપ જ હોવું જોઈએ. આમ **આ જગતને (સૃષ્ટિને) કોઈ પણ કારણ હોવું જોઈએ અને તે ભાવરૂપ એટલે સદ્‌રૂપ જ હોવું જોઈએ.**

# ઉપસિદ્ધાંત

## જગતનું કારણ શૂન્ય અથવા અભાવ હોઈ શકે નહિ

कथमसतः सज्जायेत ।

અસતમાંથી સત્ અર્થાત્ ભાવરૂપ વસ્તુ કઈ રીતે ઉત્પન્ન થાય?
–શ્રુતિ

ઉપરના સિદ્ધાંત ૧ અને ૨ પરથી એમ સિદ્ધ થયું કે, ભાવરૂપ પદાર્થ અભાવ અથવા શૂન્યમાંથી ઉત્પન્ન થવો અશક્ય છે; કારણ કે જગતમાં જેટલા પદાર્થો છે તે બધા ભાવરૂપ પદાર્થમાંથી જ ઉત્પન્ન થયેલા નજરે પડે છે. જેમ બીજમાંથી વૃક્ષ, માટીમાંથી ઘટ વગેરે. તેથી આ જગત સમષ્ટિરૂપ પદાર્થ જ હોવાથી જગતનું કારણ ભાવરૂપજ હોવું જોઈએ.

શંકા: જે કંઈ છે તે સૃષ્ટિમાં છે, માટે સૃષ્ટિ પહેલાં કંઈ જ નહોતું એમ કહેવું જોઈએ, આમ છે તો પછી તમે તેને અસ્તિત્વનું રૂપ કેવી રીતે આપો છો? આનું સમાધાન એ છે કે, જો શૂન્ય હતું એમ છે તો 'હતું' આ શબ્દ ક્રિયાપદનો સત્તાવાચક–ભાવવાચક અર્થ હોવાથી શૂન્ય એટલે આપણને જણાતી એક સદ્‌રૂપ વસ્તુ હતી એમ થાય ને શૂન્ય જ સત્તારૂપ–ભાવરૂપ થતાં તે શૂન્ય જ નથી એમ ઠરશે અથવા શૂન્ય હતું એમ કહેનારને અમે એમ પૃછીએ છીએ કે, શૂન્યને સત્તાનો, ભાવપણાનો યોગ થયો એમ તું કહે છે કે તે, શૂન્યને સદ્‌રૂપતા આવી એમ કહે છે? આ બંને વાતો સંભવતી નથી; કારણ કે અનસ્તિત્વને (ન હોવાપણાને) અસ્તિત્વનો (હોવાપણાનો) યોગ થાય છે. અથવા તેનું સ્વરૂપ આવે છે એમ કહેવાથી

સૂર્ય અંધકારથી યુક્ત અથવા અંધકારરૂપ છે એમ કહેવા જેવું થશે, ને તેમ કહેવાથી વ્યાઘાતનો દોષ આવશે; એટલા માટે જગતનું કારણ સદ્રૂપ જ છે તે **શૂન્ય અથવા અભાવ હોઈ શકે નહિ તે સિદ્ધ થાય છે.**

## સિદ્ધાંત–૩

### પરમાણુ જગતનું કારણ હોઈ શકે નહિ

जनयंति जगन्नो वा संयुक्ताः परमाणवः ।
गसंभवात्संयोगे जनयंति न ते जगत् ॥

એકત્ર થયેલા પરમાણુઓ જગતને ઉત્પન્ન કરે છે કે નહીં એવી શંકા ઉત્પન્ન થઈ શકે નહીં; કારણ કે પરમાણુઓનો સંયોગ થતો ન હોવાથી તે જગતને ઉત્પન્ન કરતા નથી. —વૈયાસિકન્યાયમાલા

આધુનિક ભૌતિકશાસ્ત્ર અને પ્રાચીન કાળમાં થઈ ગયેલા, વૈશેષિક દર્શનના કર્તા કણાદનો એવો મત છે કે, આ જગત પરમાણુમાંથી થયું છે. પરંતુ આ વાત અસંભવનીય છે એમ નીચેની ૭ ઉપપત્તિઓ (યુક્તિઓ) પરથી ધ્યાનમાં આવશે.

**ઉપપત્તિ ૧ લી :** પરમાણુ એટલે જેમાંથી વિભાગ થઈ શકે નહિ એવો પદાર્થનો અત્યંત સૂક્ષ્મ ભાગ. અમે પ્રતિવાદીને પૂછીએ છીએ કે, પરમાણુ નિરવયવ છે કે સાવયવ છે? નિરવયવ હોય તો એક પરમાણુનો બીજા પરમાણુ સાથે સંયોગ થવો અશક્ય છે; કારણ કે સંયોગ થવા માટે સાવયવ વસ્તુની જ જરૂર છે (અ. સિ. ત. ૧૨), સંયોગ વિના સ્થૂલ પદાર્થો બનતા નથી (અ. સિ. ત. ૧૩). વારુ, જો પરમાણુને સાવયવ કહેતા હો તો તે વિનાશી થશે; કારણ કે પ્રત્યેક અવયવી પદાર્થ વિનાશી હોય છે

(અ. સિ. ત. ૧૪), એવો નિયમ છે. તેને સાવયવ અને નિરવયવ એમ બંને પ્રકારનો માનીએ તો પરસ્પર વિરુદ્ધ ધર્મો એકજ ઠેકાણે સંભવે નહિ (અ. સિ. ત. ૧૫).

**ઉપપત્તિ ૨ જી:** અહીં એવો પ્રશ્ન થાય છે કે, પરમાણુ ચેતન છે કે અચેતન? ચેતન હોય તો તે અમારે માટે ઇષ્ટ જ છે. અચેતન કહો તો બે પરમાણુનો સંયોગ થવા માટે નિમિત્ત કયું? નિમિત્ત વિના અચેતન પદાર્થમાં પ્રવૃત્તિ–ક્રિયાશીલતા સંભવતી નથી (અ. સિ. ત. ૧૬), એવું નિમિત્ત કોઈજ દેખાતું નથી. આ કારણથી પણ પરમાણુવાદ સિદ્ધ થતો નથી.

**ઉપપત્તિ ૩ જી:** ત્રીજો પ્રશ્ન એ છે કે, તમારા પરમાણુ પરિચ્છિન્ન છે કે અપરિચ્છિન્ન? પરિચ્છિન્ન કહેવાથી તે નાશવંત બનશે. અપરિચ્છિન્ન કહેતા હો તો તે એક છે કે અનેક? એક કહેવાથી તેમાંથી વિચિત્ર જગતની ઉત્પત્તિ સંભવતી નથી. અને અનેક પરમાણુના સંયોગથી જગત બને છે એવો જે તમારો (શંકાકારનો) મત છે તેને પણ ઠીક ઠીક બાધ આવે છે. અનેક માનીએ તો બે કે તેથી વધારે અપરિચ્છિન્ન વસ્તુ હોવાનો સંભવ નથી (અ. સિ. ત. ૧૭).

**ઉપપત્તિ ૪ થી:** તમારા પરમાણુઓ કાર્ય સાથે સજાતીય છે કે વિજાતીય? દા. ત. પૃથ્વીના પરમાણુ પૃથ્વીના ગુણધર્મના છે કે તેનાથી ભિન્ન છે? પૃથ્વીના ગુણધર્મના માનીએ તો પૃથ્વી પ્રમાણે તેમનો પણ વિનાશ થશે અને તેનાથી વિજાતીય–ભિન્ન માનીએ તો તે પૃથ્વીનું કારણ હોઈ શકે નહિ.

**ઉપપત્તિ ૫ મી:** પરમાણુ સગુણ છે કે નિર્ગુણ?'

સગુણ હશે તો નાશવંત ઠરશે; કારણ કે પ્રત્યેક સગુણ પદાર્થ નાશ પામે છે (અ. સિ. ત. ૧૮). નિર્ગુણ હશે તો તેનાથી સગુણ પદાર્થની ઉત્પત્તિ સંભવતી નથી. વળી સગુણ કહેતા હો તો તો સમાન ગુણના છે કે ભિન્ન ગુણના? જો સમાન ગુણના હોય તો તેમાથી ભિન્ન કાર્યોની ઉત્પત્તિ સંભવે નહિ (અ. સિ. ત. ૧૯) અને ભિન્ન ગુણના હોય તો એક વધુ ગુણનો અને એક ઓછા ગુણનો, એમ ઓછાવત્તા ગુણના થવાથી તેને પરમાણુ કહી શકાય નહિ.

**ઉપપત્તિ ૬ઠ્ઠી:** પરમાણુ રૂપવાન છે કે અરૂપવાન? અર્થાત્ સાકાર છે કે નિરાકાર? પરમાણુ રૂપવાન હોય તો દશ્ય બનીને નાશવંત ગણાશે. અરૂપવાન માનવાથી તે અદશ્ય હોવાથી સરૂપ પદાર્થનુ કારણ બની શકે નહિ. આ બધાં કારણોથી **પરમાણુ જગતનું કારણ બની શકે નહિ** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૪

### જગતનું કારણ જે સદ્રૂપ તે અદ્વિતીય છે×

**एकमेवाद्वितीयम् ।**

તે એક છે ને અદ્વિતીય છે —શ્રુતિ

જગત ઉત્પન્ન થયા પહેલાં કેવળ સત્ હતું. તેના સિવાય બીજો પદાર્થ નહોતો; બીજો હોય તો તે સજાતીય,

× 'एकमेवाद्वितीयम्' આ વાક્યથી સ્વગત વગેરે ત્રણ ભેદોનું ખંડન થાય છે 'एकम्' આ શબ્દથી સ્વગતભેદ નાબૂદ થયો, 'एव' શબ્દથી સજાતીય ભેદ દૂર થયો અને 'अद्वितीयम्' આ શબ્દથી વિજાતીય ભેદ નાશ પામ્યો

વિજાતીય કે સ્વગત એ પૈકી કોઈ પણ ભેદદર્શી પદાર્થ હોવો જોઈએ. કેવળ જે સદ્રૂપ છે તેને અવયવ કે અંશ હોવાનું કલ્પી શકાતું નથી તેથી તેમાં સ્વગતભેદ સંભવતો નથી. આ એક સત્ વિના સજાતીય ભેદદર્શક બીજું સત્ ન હોવાથી તેમાં સજાતીય ભેદ પણ કલ્પી શકાતો નથી. આ સત્નો વિરોધી અસત્–એના વિના બીજું કંઈ નથી. અસત્ અભાવ કેવળ શૂન્યરૂપ હોવાથી તે છે અથવા 'હતું' એમ કહી શકાય નહિ. આથી સૃષ્ટિ પહેલાં જે હતું તે સદ્રૂપ સ્વગત, સજાતીય કે વિજાતીય એ ત્રણે ભેદથી રહિત હતું. તેથી તે અદ્વિતીય હોવાનું ઠરે છે એમ સિદ્ધ થાય છે; આથી **જગતનું કારણ જે સદ્રૂપ તે અદ્વિતીય છે.**

## સિદ્ધાંત–૫

### જગતનું કારણ જે સદ્રૂપ તે અનાદિ છે

**असंभवस्तु सतोऽनुपपत्तेः।**

'સત્' શબ્દવાચ્ય બ્રહ્મ વિના બીજા કોઈનું ઉત્પન્ન ન થવું એ તો અસંભવે છે; કારણ કે બીજા કોઈનું ઉત્પન્ન ન થવું તે યુક્તિ અને પ્રમાણ દ્વારા સિદ્ધ થઈ શકતુ નથી.

**सदेव सोम्य इदमग्र आसीत्।**

હે સોમ્ય! સર્વથી પ્રથમ કેવળ સત જ હતું. –શ્રુતિ

જેને ઉત્પત્તિ છે તે વસ્તુ આદિ (આદિવાળી) અને જેની ઉત્પત્તિ માની શકાય નહિ તે અનાદિ (આદિ-વિનાની) કહેવાય છે. જગતનું કારણ જે સદ્રૂપ તેની ઉત્પત્તિની કલ્પના અશક્ય છે. તેને ઉત્પત્તિ છે એમ માનીએ તો તેનું કોઈ એક કારણ હોવું જોઈએ. તે સદ્રૂપને કારણ છે એમ માનીએ તો તે 'સત્' હતું કે અસત્ એવો પ્રશ્ન ઊભો

થાય છે. સત્‌નું કારણ વળી બીજું સત્ હતું એમ કહેવાથી તે સત્‌નું કારણ કયું એવો પ્રશ્ન વારંવાર ઉત્પન્ન થઈ ને અનવસ્થાદોષ આવશે. હવે જો તેનું કારણ અસત્ એમ કહીએ તો તો કારણ નથી એમ કહેવા જેવું જ થશે; કારણ કે અસત્‌નો અર્થ 'કંઈ નહિ' એવો થાય છે. વળી અસત્‌માંથી સત્ થયું એમ કહેવાથી પ્ર. ૬, સિ. ૧લાનો વિરોધ થાય છે. બીજી એક વાત એવી છે કે, આત્માનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત છે એમ સિદ્ધ થયુ છે (પ્ર. ૫, સિ. ૪) અને તે આત્મા વ્યાપક છે એમ ૧૩મા સિદ્ધાંતથી સિદ્ધ કર્યું છે. વ્યાપક વસ્તુ એકથી વધુ હોઈ શકે નહિ તેથી આપણું અસ્તિત્વ જેમ અનાદિ અને અનંત છે તેમ જ જગતનું જે કારણ સદ્રૂપ તે પણ તેનાથી ભિન્ન નહિ હોવાથી અનાદિ અને અનંત હોવું જોઈએ; આથી **જગતનું કારણ જે સદ્રૂપ તે અનાદિ છે એમ સિદ્ધ થયું.**

## સિદ્ધાંત–૬

**જગતનું કારણ જે સદ્રૂપ (અસ્તિત્વ) તે ત્રિવિધ પરિચ્છેદરહિત છે**

**सद्रूपं परमं ब्रह्म त्रिपरिच्छेदवर्जितम् ।**

સદ્રૂપ એવું પરમ બ્રહ્મ ત્રણ પરિચ્છેદથી રહિત છે. –શ્રુતિ

પરિચ્છેદ ત્રણ છે: દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ. જે વસ્તુ દેશથી–સ્થળથી મર્યાદિત હોય છે તેને દેશપરિચ્છિન્ન કહે છે. સત્ વસ્તુને દેશપરિચ્છિન્ન કહી શકાય નહિ; કારણ કે પ્ર. ૬, સિ. ૪ પ્રમાણે તે અદ્વિતીય હોવાથી તેના સિવાય બીજો પદાર્થ જ નથી એટલે કે તે અમુક ઠેકાણે છે અને અમુક ઠેકાણે નથી

એવું નથી. તેથી તેને દેશપરિચ્છેદ નથી. જે વસ્તુ દેશથી પરિચ્છિન્ન હોતી નથી તેને કાળનો પરિચ્છેદ પ્રણ સંભવતો નથી (પ્ર. ૩, સિ. ૪૧) તેથી સત્ વસ્તુને કાલપરિચ્છેદ નથી. ઉપર કહ્યા પ્રમાણે સદ્‌વસ્તુવ્યતિરિક્ત (સત્ વસ્તુ સિવાય) બીજો પદાર્થ જ નથી. જો એવો પદાર્થ છે એમ માનીએ તો તે સત્ અથવા અસત્ એ બેમાંથી કોઈ એક હોવો જોઈએ. જો તે સત્ છે એમ કહીએ તો સત્ વસ્તુને સત્ વસ્તુથી જ પરિચ્છિન્નતા આવી શકે નહિ. અને જો તે પદાર્થને અસતરૂપ માનીએ તો તે વંધ્યાપુત્ર પ્રમાણે મૂળથી જ નથી. તેથી સત્ વસ્તુને અસત્–અભાવ પદાર્થથી વસ્તુપરિચ્છિન્નતા આવી શકે નહિ. આ પ્રમાણે સત્ વસ્તુ દેશથી, કાલથી અને વસ્તુથી પરિચ્છિન્ન થવી અશક્ય હોવાથી **જગતનું કારણ જે સદ્‌રૂપ (અસ્તિત્વ) તે ત્રિવિધ પરિચ્છેદરહિત છે.**

## સિદ્ધાંત–૭

### સદ્‌વસ્તુ વિભુ એટલે વ્યાપક અથવા અનંત છે

જગતનું કારણ જે સદ્‌રૂપ અથવા સત્ વસ્તુ તે જો વ્યાપક ન હોય તો તે પરિચ્છિન્ન હોવી જોઈએ અને પરિચ્છિન્ન હોય તો તે આદિ કારણ હોઈ શકે નહિ; કારણ કે જે જે પરિચ્છિન્ન પદાર્થ હોય તે તે દરેકની કાર્યમાં ગણતરી થાય છે (અ. સિ. ત. ૨૦). 'જગતનું' જે મૂળ કારણ હોય તે કદી કાર્ય હોઈ શકે નહિ અને જો તે કાર્ય હોય તો તેનું કોઈ પણ એક કારણ હોવું જોઈએ અને એમ થાય તો તેને મૂળ કારણ કહી શકાય નહિ. આથી તેને મૂળ કારણ ગણવાથી તે અપરિચ્છિન્ન હોવું જોઈએ. વળી આ સિવાય, જો તે સદ્‌વસ્તુને પરિચ્છિન્ન માનીએ તો સિ.

૬નો વિરોધ થાય છે, તેથી તે અપરિચ્છિન્ન છે. જે અપરિચ્છિન્ન હોય છે તે જ વ્યાપક હોય છે. તેથી **સદ્‌વસ્તુ વિભુ એટલે વ્યાપક અથવા અનંત છે** તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૮

### સદ્‌વસ્તુ નિરવયવ અને અખંડરસ છે

**सतो नावयवाः शक्यास्तदंशस्यानिरूपणात् ।**

સતના અંશનું નિરૂપણ થઈ શકતું ન હોવાથી સત્ નિરવયવ છે.　　　—પંચદશી

જે વસ્તુ પરિચ્છિન્ન અને ભેદયુક્ત હોય છે તે સાવયવ (અવયવવાળી) હોય છે, પણ જે વસ્તુ ત્રિવિધ પરિચ્છેદરહિત હોય છે તેને ક્યાંય મર્યાદા ન હોવાથી તેનામાં અવયવની કલ્પના કરવી અશક્ય છે, સદ્‌વસ્તુ ત્રિવિધ પરિચ્છેદ રહિત છે (પ્ર. ૬, સિ. ૬) તેથી તે નિરવયવ છે. ભેદ ત્રણ પ્રકારના છે: સજાતીય, વિજાતીય અને સ્વગત. આમાંથી સદ્‌વસ્તુમાં કોઈ પણ ભેદ સંભવતો નથી; કારણ કે પ્ર. ૬. સિ. ૭ પ્રમાણે સદ્‌વસ્તુ પરિપૂર્ણ અને અનંત હોવાથી તેના જેવી બીજી કોઈ સદ્‌વસ્તુને રહેવા માટે જગ્યા જ નથી તેથી તેમાં સજાતીય ભેદ નથી અને સદ્‌વસ્તુની પ્રતિયોગી–વિરોધી તે અસદ્‌વસ્તુ. તે તો વળી વંધ્યાપુત્ર પ્રમાણે નથી જ નથી. તેથી તેમાં વિજાતીય ભેદ નથી અને તેમાં ઉપર કહ્યા પ્રમાણે અવયવ કલ્પી શકાય નહિ, તેથી તેમાં સ્વગતભેદ પણ સંભવતો નથી અને સદ્‌વસ્તુ નિરવયવ છે તેથી તે અખંડરસ છે. (અખંડ એટલે ખંડરહિત, અવયવ અથવા પરિચ્છેદરહિત અને રસ શબ્દથી વ્યાપકતા બતાવવામાં આવે છે.)

સદ્‌વસ્તુની અખંડરસતા બીજા એક પ્રકારે પણ સિદ્ધ

થાય છે. અનેક અસ્તિત્વો મળીને એક અસ્તિત્વ થયુ છે એમ માનીએ તો તે અનેકની વચ્ચે સાંધો છે કે નહિ એમ અમે પૂછીએ છીએ. છે એમ કહેવાથી તે સાંધો અસ્તિત્વ-રહિત હોઈ શકતો નથી અને સાંધો નથી એમ કહેવાથી અસ્તિત્વનું અખંડત્વ સિદ્ધ થાય છે, આમ તે ભેદશૂન્ય હોવાથી **સદ્‌વસ્તુ નિરવયવ અને અખંડરસ છે.**

## સિદ્ધાંત–૯

### સદ્‌વસ્તુ આનંદરૂપ અને જ્ઞાનરૂપ છે

સુષુપ્તિમાં જે આનંદ અનુભવાય છે તે જ ઉપરની સદ્‌વસ્તુ છે, કારણ કે સદ્‌વસ્તુ અદ્વિતીય છે એમ પ્ર. ૬, સિ. ૪મા સિદ્ધ કર્યું છે. સુષુપ્તિમા જે બ્રહ્માનંદ અનુભવાય છે તે પણ અદ્વિતીય છે; કારણ કે આ અવસ્થામાં આત્મા સિવાયના ઇતર બધા પદાર્થોનો લય થાય છે. બે વસ્તુઓ અદ્વિતીય હોય તે અશક્ય છે. જે આનંદ નિરુપાધિક, નિરતિશય અને નિત્ય હોય છે તે બ્રહ્માનંદ એવું તેનું લક્ષણ છે. આ લક્ષણ સુષુપ્તિમાંના આનંદને લાગુ પડે છે તેથી તે આનંદ બ્રહ્માનંદ જ છે અને સદ્‌વસ્તુથી નિરાળો નથી એમ કહેવામાં હરકત નથી. તે કેવી રીતે ? ધનદારા-દિક વિષયોથી જે સુખ થાય છે તે સોપાધિક હોય છે. તે પ્રમાણે નિદ્રામાનુ સુખ કોઈ પણ વિષયથી થયેલું ન હોવાથી તેને સોપાધિક કહી શકાય નહિ, તેને નિરુપાધિક જ કહેવું જોઈએ. નિદ્રામાંથી જાગેલો મનુષ્ય ‘ હું અત્યાર સુધી સુખ

પૂર્વક ઊંઘતો હતો ' એવો સુખાનુભવનો ઉદ્‌ગાર કાઢે છે, આથી સુષુપ્તિમાંનો આનંદ નિરુપાધિક છે એમ સ્પષ્ટ જણાય છે અને આ આનંદની તુલનામાં મનુષ્યને બીજાં બધાં સુખ તુચ્છ લાગે છે; તેથી તે નિરતિશય છે એમ કહેવામાં હરકત નથી; કારણ કે બધા લોકો શય્યાદિ સાધનો મહેનતથી મેળવીને સુષુપ્તિના સુખનો અનુભવ લે છે એ વાત પ્રસિદ્ધ છે અને તે અનુભવ વખતે પોતાની પત્ની પણ જો જગાડે તો તેનો તિરસ્કાર કરીને તે આનંદનો અનુભવ લેવા માટે તે ફરીને ઊંઘવા માંડે છે, આથી આ સુખ નિરતિશય છે, તેમ જ તે નિત્ય છે; કારણ કે તે જાગૃતિમાંનું વિષયસુખ જેમ ક્ષણિક છે તેમ તે ક્ષણિક નથી. આના પર કોઈ એવી શંકા કરશે કે, નિદ્રા હોય ત્યાં સુધી જ જે સુખ અનુભવમાં આવે છે તેને નિત્ય કેવી રીતે કહેવું? આનુ સમાધાન એ છે કે, જાગૃતિમાં અને સ્વપ્નમાં પણ તે છે જ; પરંતુ વિષયવૃત્તિથી તે ઢંકાયેલું હોવાથી મૂઢના અનુભવમાં આવતું નથી. જ્ઞાનીના મનમાં વિક્ષેપ ન હોવાથી (વચ્ચે વિષયવૃત્તિ આડી ન આવતી હોવાથી) તે જ આનંદ તેને સદાસર્વદા જણાય છે; આથી સુષુપ્તિમાંનો આનંદ બ્રહ્માનંદ જ છે.

બ્રહ્માનંદ એટલે બ્રહ્મરૂપ જે આનંદ તે. આ આનંદ ઉપર કહ્યા પ્રમાણે બુદ્ધિની સહાયતા વિના અનુભવમાં આવે છે તેથી સ્વયંપ્રકાશ એટલે જ્ઞાનરૂપ છે. આથી ઉપરની પ્રતિજ્ઞા **સદ્વસ્તુ આનંદરૂપ અને જ્ઞાનરૂપ છે તે સિદ્ધ થાય છે.**

# સિદ્ધાંત-૧૦

## આ સદ્વસ્તુ જ શ્રુતિપ્રતિપાદ્ય બ્રહ્મ છે

**केवलसत्तामात्रस्वरूपभावं परंब्रह्म । सत्यं ज्ञानमनंतं ब्रह्म ॥**

બ્રહ્મ કેવળ અસ્તિત્વરૂપ-ભાવરૂપ છે-બ્રહ્મ સત્ય જ્ઞાનરૂપ અને અનંત છે. —શ્રુતિ

સત્ય, જ્ઞાન, અનંત, આનંદસ્વરૂપ, પરિપૂર્ણ, અદ્વય, અનાદિ, અસંગ, અક્રિય વગેરે શ્રુતિમાં આપેલાં બ્રહ્મનાં વિશેષણો (લક્ષણો) સમગ્ર જગતનું કારણ જે સદ્વસ્તુ (પ્ર. ૬, સિ. ૨) તેને નિર્વિવાદ લાગુ પડે છે. તે કેવી રીતે? સદ્વસ્તુ અદ્વિતીય, અનાદિ, ત્રિવિધ પરિચ્છેદરહિત, ત્રિવિધ, ભેદરહિત, નિરવયવ, અખંડરસ, ચિદાનંદસ્વરૂપ છે એમ પ્ર. ૬ના સિદ્ધાંત ૪થી ૯માં સિદ્ધ કર્યું છે. તે પરથી શ્રુતિમાંનાં બાકીનાં વિધિરૂપ અને નિષેધરૂપ એવાં બધાં વિશેષણો (લક્ષણો) સિદ્ધ થાય છે. દા. ત. જે વસ્તુ અદ્વિતીય છે તેને તેના સિવાયના કોઈ પદાર્થનો સંબંધ લાગુ પડે એમ નહિ હોવાથી તે અસંગ હોવી જોઈએ, જે નિરવયવ છે, તે નિર્વિકાર અને અક્રિય હોવી જોઈએ, જે અપરિચ્છિન્ન છે તે નિરાકાર હોવી જોઈએ. આ પ્રમાણે બ્રહ્મનું કોઈ પણ લક્ષણ સદ્વસ્તુ વિષે સિદ્ધ થાય છે. તેથી આ સદ્વસ્તુ જ શ્રુતિપ્રતિપાદ્ય (શ્રુતિએ પ્રતિપાદન કરેલ) બ્રહ્મ છે.

# પ્રકરણ ૭ મું

## ભ્રમવિચાર

### (એકંદર સિદ્ધાંત ૧૮)

સિ. ૧. ભ્રમ થયા પહેલાં સજાતીય વસ્તુજ્ઞાનસંસ્કારની અપેક્ષા છે એમ માનીએ તોપણ તે વસ્તુ ખરી જ હોવી જોઈએ એવો નિયમ નથી.

સિ. ૨. ભ્રમને અધિષ્ઠાન જોઈએ.

સિ. ૩. ભ્રમમાં અધિષ્ઠાનનું સંપૂર્ણ જ્ઞાન અથવા સંપૂર્ણ અજ્ઞાન હોતું નથી.

સિ. ૪. દેહાદિકને 'હું' કહેવું એટલે તેને ચૈતન્યાદિ આત્માના ધર્મ લાગુ કરવા એ ભ્રમ છે.

સિ. ૫. આત્માને જડત્વાદિ દેહધર્મ લાગુ કરવા એ ભ્રમ છે.

સિ. ૬. આત્માનુ જે સચ્ચિદાનંદસ્વરૂપ–લક્ષણ તેમાનો આનંદાંશ માત્ર અજ્ઞાનથી ઢંકાય છે; પરંતુ સદંશ અને ચિદંશને ઢાંકવાનું સામર્થ્ય અજ્ઞાનમાં નથી.

સિ. ૭. કેટલેક પ્રસંગે કોઈ એક પદાર્થ પર તે જ પદાર્થનો ભ્રમ થવો શક્ય છે.

સિ. ૮. કંઈ કારણ વિના પણ ભ્રમ થઈ શકે.

સિ. ૯. આત્મજ્ઞાન થયા છતાં પણ જગદ્ભ્રમનો ભાસ તત્કાલ જતો નથી.

સિ. ૧૦. ઉપાધિઓ મિથ્યા છે.

સિ. ૧૧. બધા ભેદો મિથ્યા છે.

સિ. ૧૨. જેના અજ્ઞાનથી જે ભાસે છે તે તેના જ્ઞાનથી બાધિત થાય છે.

સિ. ૧૩. ચિદાભાસ (જીવ) એ કેવળ ભ્રમ છે.

સિ. ૧૪. બુદ્ધિનું કર્તૃત્વ આત્માને વિષે અને આત્માનું જ્ઞાન બુદ્ધિને વિષે ભ્રમથી ભાસે છે; તેથી ચિદાભાસ વિષે 'હું જાણું છું' એવો પ્રયોગ થાય છે.

સિ. ૧૫. અસ્તિત્વ જગત ભ્રમનું અધિષ્ઠાન છે.
ઉપસિદ્ધાંત : બ્રહ્મ જગતનું અધિષ્ઠાન છે.

સિ. ૧૬. બધા પ્રાતિભાસિક પદાર્થો સાક્ષીને લીધે ભાસનારા હોય છે.

સિ. ૧૭. જગત મિથ્યા એટલે ખોટું છે.

સિ. ૧૮. ખોટાનો નાશ ખોટાથી જ થાય છે; પરંતુ જેનો નાશ થવાનો હોય તે પદાર્થ અને જેનાથી કરાવવાનો હોય તે પદાર્થ સમસત્તાક હોવા જોઈએ.

## સિદ્ધાંત-૧

**ભ્રમ થયા પહેલાં સજાતીય વસ્તુજ્ઞાનસંસ્કારની અપેક્ષા છે એમ માનીએ તોપણ તે વસ્તુ ખરી જ હોવી જોઈએ એવો નિયમ નથી**

**सजातीय ज्ञानसंस्कार तें अध्यास होत।**
**सम्यज्ञानजन्य संस्कारको न नेम है ॥**

સજાતીય વસ્તુના જ્ઞાનના સંસ્કારથી અધ્યાસ-મિથ્યાજ્ઞાન-ભ્રમ-થાય છે. અધ્યાસ થવામાં સાચી જ વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર જોઈએ એવો કોઈ નિયમ નથી. —વિચારસાગર

**શંકા :** રજ્જુ વિષે જે પુરુષને સર્પનો ભ્રમ થાય

છે તેણે તે પહેલા ખરો સર્પ જોયા વિના તેને એવો ભ્રમ થઈ શકે નહિ એ બધાના અનુભવની વાત છે. તેથી બ્રહ્મ વિષે જગતનો ભ્રમ થયો છે એમ જે અદ્વૈતવાદીઓ કહે છે તેમણે આ ભ્રમ થયા પહેલા એક ખરું જગત જોયું હોવુ જોઈએ પણ તે તો ક્યાય દેખાતું નથી જો હોય તો તે પણ તેમના મત પ્રમાણે ખોટું હોવું જોઈએ. આવો આક્ષેપ ઘણા લોકો કરે છે. આનું સમાધાન એ છે કે જે વસ્તુનો ભ્રમ થાય છે તે વસ્તુના જ્ઞાનનો સંસ્કાર જેને ભ્રમ થયો છે એવા પુરુષના મન પર હોવો જોઈએ. આ કદાચ કબૂલ કરી શકાય પરંતુ તે વસ્તુ ખરી જ હોવી જોઈએ એવો નિયમ નથી. એકાદ ખોટી વસ્તુ જોઈ હોય એવા મનુષ્યને પણ એવો ભ્રમ થયેલો નજરે પડે છે. દા. ત. એક છોકરાએ ખરો હાથી કદી જોયો નથી પરંતુ લાકડાનો અથવા માટીનો હાથી તેણે જોયો છે. આટલા પરથી મોહરમના તાબૂત પરનો કૃત્રિમ હાથી જોઈને તે છોકરો હાથી આવ્યો એમ કહે છે. આ છોકરાની વાત થઈ. આ જ પ્રમાણે જે મનુષ્યે ખરુ મોતી કદી જોયુ નથી પણ ખોટું જોયુ છે તેણે દૂરથી રૂપાનો મણિ જોયો હોય તો તે તેને મોતી જેવો દેખાવાનો સંભવ છે, આથી આપણા મન પર અનંત જન્મોથી **મિથ્યા જગતના જ્ઞાનના સંસ્કાર** હોવાથી અત્યારે પણ આપણને જગતનો એવો જ ભ્રમ થવો સ્વાભાવિક છે. આથી **ભ્રમ થવા માટે ભ્રમ થયા પહેલાં સજાતીય વસ્તુના જ્ઞાનના સંસ્કારની અપેક્ષા છે એમ માનીએ તોપણ તે વસ્તુ ખરી જ હોવી જોઈએ એવો નિયમ નથી** એમ સિદ્ધ થાય છે, (વસ્તુત ભ્રમને કોઈ કારણની જરૂર હોતી નથી. તોપણ

ઉપરની પ્રતિજ્ઞા પ્રમાણે કેટલાક અદ્વૈતવાદીઓનો મત હોવાથી અમે આ સિદ્ધાંત અહીં આપ્યો છે.)

## સિદ્ધાંત-૨

### ભ્રમને અધિષ્ઠાન જોઈએ

निरधिष्ठानविभ्रांतिः केवला न हि तिष्ठति ।

અધિષ્ઠાન વિનાની કેવળ વિભ્રાંતિ હોતી નથી. —પંચદશી

આ જગતમાં મનુષ્યને જે ભ્રમ થાય છે તે પણ અધિષ્ઠાન વિના થતો નથી. **ભ્રમ** એટલે જે ખરી વસ્તુ, સ્થિતિ અથવા વાત હોય તેના અજ્ઞાનથી તેને વિષે તે સિવાયની અન્ય વસ્તુની કલ્પના થવી તે. જેમ કે ઝાડનું ઠૂંઠું જોઈને તે ચોર છે એમ લાગવું. આ દાખલામાં ઝાડનું ઠૂંઠું 'અધિષ્ઠાન' અને તેના વિષેની ચોરની કલ્પના એ '**ભ્રમ**' છે. ભ્રમને ભ્રાંતિ, અધ્યાસ અથવા અધ્યારોપ એવાં પણ શાસ્ત્રીય નામ છે. કોઈ પણ એક પદાર્થ મૂળ-માં હોવા વિના તેના પર બીજો દેખાવો અશક્ય છે. ભ્રમ એટલે ખોટી કલ્પના. મનુષ્ય જ્યારે એકાદ ભૂલ કરે છે ત્યારે તેમાં ભૂલ ન હોવી એટલે તે વસ્તુ ખરી હોવી એવી એક જ વાત હોય છે. તે વાત ન સમજવાને કારણે તેના-થી તેમાં ભૂલ થાય છે. જેમ કે ચાર ને ચાર મળીને આઠ ન કહેતાં સાત, એવો ઉત્તર વિદ્યાર્થી આપે ત્યારે તેને આપણે ભૂલ કહીએ છીએ. આ ઠેકાણે વિદ્યાર્થીની ભૂલનું અથવા ભ્રમનું 'આઠ' આ અધિષ્ઠાન છે.

**શંકા:** રાત્રે મનુષ્ય પ્રવાસ કરતો હોય ત્યારે તેને એકાએક ભૂત દેખાવા જેવું લાગે છે; પણ પાસે જઈને

જુએ છે તો કંઈ જ હોતું નથી. આ ઠેકાણે જે ભ્રમ થયો તે મૂળમાં કંઈ ન હોવા છતાં થયો. તો પછી તેનું અધિષ્ઠાન શું?

**સમાધાન :** અહીં બાહ્ય વસ્તુ ભલે કંઈ ન હોય તોપણ તે જોનારના મનમાં કે નેત્રમાં તે સ્થળે કાંઈક હોવા નો ભાસ છે. આ વસ્તુસ્થિતિ જો તેને સમજાઈ હોત તો ભૂતનો ભ્રમ તેને થયો ન હોત. એથી અહીં ભૂતના ભ્રમનું અધિષ્ઠાન તે વસ્તુસ્થિતિ જ છે. તેથી આ કલ્પનાને જ અધિષ્ઠાન સમજવી.

વળી અસત્ય કલ્પનાને સત્યનો આધાર ન હોય તો તે કલ્પના થઈ શકતી નથી. તેથી **ભ્રમને અધિષ્ઠાન જોઈએ** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩

### ભ્રમમાં અધિષ્ઠાનનું સંપૂર્ણ જ્ઞાન અથવા સંપૂર્ણ અજ્ઞાન હોતું નથી

**नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।**

જેમ (ભ્રાંતિકાળમાં) છીપનું નીલપૃષ્ઠત્વ (કાળો ભાગ) અને તેનો ત્રિકોણાકાર નાશ પામે છે.　　　　—પંચદશી

અધિષ્ઠાનના અજ્ઞાનને કારણે ભ્રમ થાય છે (પ્ર. ૭, સિ. ૨), એવો જો કે નિયમ છે તોપણ તે અધિષ્ઠાનનુ સંપૂર્ણ અજ્ઞાન હોય તો ભ્રમ થવો શક્ય નથી; કારણ કે ભ્રમ થવા માટે વસ્તુના દર્શનની અપેક્ષા રહે છે. તે દર્શન જ જો ન હોય તો તે વસ્તુનુ સત્ય અથવા અસત્ય કોઈ પ્રકારનુ જ્ઞાન સંભવતું નથી. વળી જો તે વસ્તુ પૂર્ણપણે દેખાય તોપણ ભ્રમનુ કારણ રહેતું નથી. કારણ કે વસ્તુ પૂર્ણ દેખાય

તેને જ આપણે સત્ય જ્ઞાન કહીએ છીએ. તેથી ભ્રમ થવા માટે અધિષ્ઠાન અંશતઃ જ્ઞાત અને અંશતઃ અજ્ઞાત હોવું જોઈએ. જે દોરી ગાઢ અંધારામાં કે સ્વચ્છ પ્રકાશમાં પડેલી હોય તેના વિષે સાપનો ભ્રમ થવાનું કારણ જ નથી; પરંતુ તે જ દોરી મંદ અંધારામા પડેલી હોય તો તેમાં સાપનો ભાસ થઈને માણસ બીને નાસવા માંડે છે. આથી **ભ્રમમાં અધિષ્ઠાનનું સંપૂર્ણ જ્ઞાન અથવા સંપૂર્ણ અજ્ઞાન હોતું નથી** એ વાત સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૪

### દેહાદિકને 'હું' કહેવું એટલે તેને આત્માના ચૈતન્ય વગેરે ધર્મ લાગુ કરવા એ ભ્રમ છે

आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतः परम् ॥

આત્મા જ્ઞાનમય અને પવિત્ર છે, દેહ માંસમય અને અપવિત્ર છે. (આમ છતાં) અજ્ઞાનીઓ તેમાં ઐક્ય જુએ છે. આથી વધુ અજ્ઞાન કયું હોઈ શકે? —શંકરાચાર્ય

દેહને 'હું' કહેવુ એટલે દેહ પર આત્મધર્મનો આરોપ કરવો—આત્મધર્મ લાગુ કરવો. આત્મા એટલે દ્રષ્ટા અને દેહ એ તેને માટે દૃશ્ય છે (પ્ર. ૫, સિ. ૧). તે પરથી દેહને આત્મા કહેવો એટલે દૃશ્યને દ્રષ્ટા કહેવા બરાબર છે. અહીં અધિષ્ઠાન દેહ થયો તેથી દેહના દૃશ્યત્વ ના અજ્ઞાનથી અર્થાત્ દેહ દૃશ્ય છે એમ ન સમજવાથી— દેહ વિષે આત્મત્વનો એટલે દ્રષ્ટત્વનો—ભ્રમ થયો. હવે આ ઠેકાણે આ પહેલાંના સિદ્ધાંત ૩ પ્રમાણે જ્ઞાત અંશ કયો અને અજ્ઞાત અંશ કયો તે જોઈએ. અધિષ્ઠાન એવા

દેહમાનુ જે અસ્તિત્વ છે તે જ્ઞાત છે અને તેનુ જ દશ્યત્વ અથવા ઇદ પણું અજ્ઞાત છે. દશ્યત્વ અને ઇદમત્વ એ દેહધર્મ જો સ્પષ્ટ સમજાયા હોત તો દેહ વિષે આત્મત્વનો ભ્રમ થયો ન હોત. આથી અહીં ભ્રમનો મુખ્ય હેતુ અધિષ્ઠાનનુ અધકચરું જ્ઞાન (અંશતઃ જ્ઞાન અને અંશતઃ અજ્ઞાન) હોવાથી દેહ વિષે આત્માનો ભ્રમ થયો. તેથી **દેહાદિકને 'હું' કહેવું એટલે તેને આત્માના ચૈતન્યાદિ ધર્મ લાગુ કરવા એ ભ્રમ છે.**

## સિદ્ધાંત–૫

### મને એ લે કે આત્માને જડત્વાદિ દેહધર્મ લાગુ કરવા એ ભ્રમ છે

आत्मा ज्ञानमय· पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयोरैक्यं प्रपश्यति किमज्ञानमतः परम् ॥　　—શંકરાચાર્ય

દેહમાં જ્ઞાનશક્તિ છે અને દેહ અતિપ્રિય છે એમ જે મનુષ્યને લાગે છે તે આ પહેલાંના સિદ્ધાંત ૪ ને અનુસરીને છે. તે સિદ્ધાતમાં આત્માની જ્ઞાનશક્તિ અને પ્રિયતા દેહ વિષે આરોપિત થઈ–લાગુ પડી, પણ આ સિદ્ધાતમાં તે સિદ્ધાતથી ઊલટી વાત છે. આમાં દેહના જે ખરા ધર્મ અનિત્યત્વ, જડત્વ અને તુચ્છત્વ તે આત્મા વિષે આરોપિત થાય છે એટલે આત્માના જ્ઞાનરૂપ હોવા છતાં તે શૂન્ય જેવો અને તુચ્છ થયો; કારણ કે આત્માનુ પ્રિયત્વ અને ચિદ્રૂપત્વ જો મનુષ્યને સ્પષ્ટ સમજાયુ હોત તો આત્મા બિલકુલ છે જ નહિ એવી સમજૂતીથી આત્માના જ્ઞાન વિષે અપ્રવૃત્તિ અથવા ઔદાસીન્ય લોકોને લાગુ ન હોત. આ ભ્રમમા આત્માનુ ચિદ્રૂપત્વ, પ્રિયત્વ અને અમૃતત્વ એ

અધિષ્ઠાન છે. અને તેથી ઊલટું જડત્વ, અપ્રિયત્વ અને નશ્વરત્વ (નાશવંતતા) એ આત્માને વિષે ભ્રમથી જણાય છે. અહીં પ્ર. ૭, સિ. ૪ પ્રમાણે આત્માનો જ્ઞાત અંશ સદ્રૂપત્વ છે અને અજ્ઞાત અંશ ચિદ્રૂપત્વ, પ્રિયત્વ અને અમરત્વ છે. આથી **મને એટલે કે આત્માને જડત્વાદિ દેહધર્મ લાગુ કરવા એ ભ્રમ છે** તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૬

**આત્માનું સ્વરૂપલક્ષણ જે સત્, ચિત્, આનંદ તેમાંનો કેવલ આનંદાંશ અજ્ઞાનથી ઢંકાય છે, પરંતુ સદંશ અને ચિદંશને ઢાંકવાનુ સામર્થ્ય અજ્ઞાનમાં નથી**

**सत्ता स्फुरता परमात्मनो या। नाच्छाद्यते या ह्युपजीव्यभावात्।
आनंदमाच्छादयतीव माया। तन्नाशने तत्त्वमसीति वाक्यम्॥**

આત્મસ્વરૂપનો સત્ અંશ અને ચિત્ અંશ અજ્ઞાનના અસ્તિત્વ માટે આધારભૂત હોવાથી એ અજ્ઞાન જેની રીતે આનંદરૂપ અંશને ઢાકી દે છે તેવી રીતે સત્ અને ચિત્ અંશને ઢાકી દઈ શકતું નથી. અજ્ઞાનનો નાશ થતા 'તે તું છે,' એના પરબ્રહ્મનુ જ્ઞાન થાય છે.

—માધવાશ્રમ વિરચિત સ્વાનુભવાદર્શ

અજ્ઞાનને કારણે આત્મા સમજાતો નથી એમ કહેવાય છે. ભ્રમમાં અધિષ્ઠાનનો કેટલોક અંશ જ્ઞાત અને કેટલોક અજ્ઞાત હોય છે (પ્ર. ૭, સિ. ૩). એ નિયમ પ્રમાણે અધિષ્ઠાન જે આત્મા તેના સત્–ચિત્–આનંદ સ્વરૂપમાંનો આનંદરૂપ અંશ ઢંકાયેલો હોવાથી સદ્રૂપ અને ચિદ્રૂપ અંશો અજ્ઞાનના આવરણમાં સપડાતા નથી; કારણ કે 'હું જાણું છું' એ અનુભવ પ્રત્યેક મનુષ્યને છે. પરંતુ 'હું આનંદરૂપ છું' એનું તેને જ્ઞાન નથી. (આત્માનું આનંદ-રૂપત્વ એટલે તેની સર્વવ્યાપકતા.) આથી જ તે આનંદ

મેળવવા માટે આટલી ખટપટ કરતો હોય છે. અજ્ઞાનમાં જો સદ્રૂપ અને ચિદ્રૂપ એ અંશને ઢાંકવાનું સામર્થ્ય હોત તો અજ્ઞાન નામની નામરૂપ વસ્તુ જગતમા છે તે કોઈને જ સમજાયુ ન હોત (પ્ર. ૮, સિ. ૨ જુઓ). આ પરથી એમ સિદ્ધ થાય છે કે આત્મસ્વરૂપના સદંશ અને ચિદંશ અજ્ઞાનના અસ્તિત્વના પ્રકાશક અથવા આધારરૂપ છે. જગતમાં એવો નિયમ છે કે પ્રકાશકને પ્રકાશ્ય પદાર્થ ઢાંકી શકે નહિ (અ. સિ. ત. ૩૯). દા. ત. મેઘથી સૂર્ય ઢંકાઈ ગયો એમ જ્યારે બોલવામાં આવે છે ત્યારે સૂર્યમાં રહેલું ગોળાકાર બિંબ અને પ્રકાશ એ બે અંશ પૈકીનુ કેવલ બિંબ વાદળથી ઢંકાય છે. પરંતુ તેનો પ્રકાશ વાદળાંનું અસ્તિત્વ બતાવનારો હોવાથી તે પ્રકાશને વાદળાં ઢાંકી શકતાં નથી. આથી **આત્માનું જે સચ્ચિદાનંદ સ્વરૂપ-લક્ષણ તેમાંનો આનંદાંશ માત્ર અજ્ઞાનથી ઢંકાય છે; પરંતુ સદંશ અને ચિદંશને ઢાંકવાનું સામર્થ્ય અજ્ઞાનમાં નથી.**

## સિદ્ધાંત-૭

**કેટલેક પ્રસંગે એકાદ પદાર્થ વિષે-તે જ પદાર્થનો ભ્રમ થવો શક્ય છે**

अयथावस्तुविज्ञानात् फलं लभ्यत ईप्सितम् ।
काकतालीयतः सोऽयं संवादिभ्रम उच्यते ॥
मणिप्रभा मणिभ्रांतिः संवादिभ्रम उच्यते ।

અયથાર્થ વસ્તુના વિજ્ઞાનથી વાછિંતફળ કાકતાલીયન્યાયથી (અકસ્માત્) પ્રાપ્ત થઈ જાય છે તેને સંવાદી ભ્રમ કહે છે. મણિપ્રભામા-મણિના પ્રકાશમાં થતી મણિની ભ્રાંતિ પણ સવાદી ભ્રમ છે.

—પંચદશી

જ્યારે કોઈવાર થયેલું ભ્રાંતિજ્ઞાન કાકતાલીય (કાગડાનું બેસવું ને તાડફળનું પડવું) ન્યાયથી, ખરું પડે છે ત્યારે અધિષ્ઠાન પર તે જ અધિષ્ઠાનનો ભ્રમ થાય છે. દા. ત. અ અને બ એ બે માણસોએ દૂરથી પિત્તળનો એક ટુકડો જોયો. અ કહે છે કે તે સોનું છે. બ કહે છે કે તે પિત્તળ છે. આ વાદનો નિર્ણય કરવા માટે બંને તે ટુકડા પાસે જાય છે અને જુએ છે તો બનું કહેવું સાચું ઠરે છે. આમાં ઉપર ઉપરથી એમ લાગે છે કે અનું ભ્રાંતિજ્ઞાન છે અને બનું સાચું જ્ઞાન છે. પણ સૂક્ષ્મ વિચાર કરતાં જણાઈ આવશે કે બંનેનું જ્ઞાન ભ્રાંતિજન્ય છે; કારણ કે અને જેમ તે પદાર્થ સોના જેવો લાગવાથી તેને સોનું કહ્યું તેમ બને તે પિત્તળ જેવો લાગવાથી તેણે તેને પિત્તળ કહ્યું. બંનેને તે પદાર્થ પૂર્ણપણે ન દેખાતાં અડધોપડધો દેખાયો છે. તેથી અંતરને કારણે બંનેનું જ્ઞાન અધૂરું હોવાથી ભ્રમાત્મક છે. આથી **કેટલીક વખતે એક પદાર્થ પર તે જ પદાર્થનો ભ્રમ થવો શક્ય** છે એમ સિદ્ધ થાય છે. (આ દૃષ્ટાંતમાં જેનું (બનું) ભ્રાંતિજ્ઞાન કાકતાલીયન્યાયથી ખરું ઠર્યું તેને **સંવાદી** ભ્રમ કહે છે અને બીજાને **વિસંવાદી** ભ્રમ કહે છે.)

## સિદ્ધાંત-૮

કોઈ પણ કારણ વિનાય ભ્રમ થઈ શકે છે

अज्ञान झालियानंतरें । तेथें काय अेक न स्फुरे ।
स्वप्नींचा शिरच्छेद निर्धारें । कोणे प्रकारें देखिजे॥

અજ્ઞાન થયા પછી ત્યાં કંઈ સાચું જ્ઞાન થતું નથી. સ્વપ્નના શિરચ્છેદને ચોક્કસપણે કઈ રીતે જોવો?

સામાન્યતઃ ભ્રમ થવા માટે **પ્રમાતા, પ્રમાણ** અને **પ્રમેય** આ ત્રણ પૈકી એકમાં અથવા એકથી વધારેમાં દોષ હોવો જોઈએ એવો નિયમ જણાય છે. **પ્રમાતા** એટલે જેને ભ્રમ થાય છે તે મનુષ્ય, **પ્રમાણ** એટલે ઇંદ્રિયો અને **પ્રમેય** અર્થાત ભ્રમનો વિષય–પદાર્થ. પ્રમેય વસ્તુમાં સરખાપણું પ્રમાણભૂત નેત્ર વગેરે ઇંદ્રિયોમાં વિકાર અને પ્રમાતાની બુદ્ધિમાં વિકાર આ પૈકી કોઈ પણ એક દોષથી ભ્રમ થાય છે. દા. ત. છીપમાં જે ચાંદી જેવો ચળકાટ દેખાય છે, તે છીપ ચાંદી જેવી ચળકતી હોવાથી દેખાય છે. આ સાદૃશ્ય દોષ–સરખાપણાનો દોષ છે. કમળા થી નેત્રો પીળાં થવાથી તડકો પીળો દેખાય છે. તે ઇંદ્રિય દોષ. મનમાં ભય હોવાથી ઝાડ વિષે ભૂત દેખાવું તે પ્રમાતૃદોષ. પણ આ નિયમ સર્વત્ર લાગુ પડતો નથી. જેમ કે આકાશ વિષે નીલરંગ ભ્રાંતિથી દેખાય છે. આ ભ્રાંતિમાં ઉપર કહેલા કોઈ પણ દોષમાંથી એક પણ દોષ જણાતો નથી, તેથી એમ સિદ્ધ થાય છે કે **કોઈ પણ કારણ વિના ય ભ્રમ થઈ શકે.**

## સિદ્ધાંત–૯

### આત્મજ્ઞાન થયા પછી પણ જગતભ્રમનો ભાસ તત્કાલ જતો નથી

**अविद्यावृत्तितादात्म्ये विद्ययैव विनश्यतः ।**
**विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते ॥**

અવિદ્યાથી ઉત્પન્ન થયેલ આવરણ અને ભ્રમ એ બંને વિદ્યાથી નાશ પામે છે. અને વિક્ષેપનું સ્વરૂપ તો પ્રારબ્ધકર્મના ક્ષયની અપેક્ષા રાખે છે. —પંચદશી

અધિષ્ઠાનના જ્ઞાનથી ભ્રાંતિ જાય તોયે ઉપાધિ કાયમ

હોય ત્યાં સુધી ભાસ જતો નથી. ભ્રમ બે પ્રકારના છે: એક **સોપાધિક** અને બીજો **નિરુપાધિક.** અજ્ઞાનનો નાશ થાય તોયે **સોપાધિક** ભ્રમમાં ઉપાધિ દેહના અંત સુધી કાયમ હોય છે. પણ **નિરુપાધિક** ભ્રમમાં ઉપાધિનું નિવારણ કરી શકાય છે. રજ્જુસર્પ, શુક્તિરજત (દોરડામાં સાપ દેખાવો અને છીપમાં રૂપું દેખાવું) એ ભ્રમ **નિરુપાધિક** છે; કારણ કે અંતર અથવા મંદ અંધકાર એ ઉપાધિ હોય ત્યાં સુધી જ માત્ર રજ્જુસર્પનો અને શુક્તિરજતનો ભાસ હોય છે; પરંતુ તે અંતર અથવા મંદ અંધકારરૂપ ઉપાધિ ચાલી જતાં, ભાસ દૂર થતાં કેવળ રજ્જુ એટલે દોરી અને શુક્તિ એટલે છીપ જ માત્ર દેખાય છે. પણ જગતના ભ્રમની વાત એવી નથી. તેની ઉપાધિ જે મન, બુદ્ધિ, ઇંદ્રિય વગેરે જન્મથી મરણ સુધી કાયમનાં હોવાથી અજ્ઞાનરૂપ **કારણનો** નાશ થયા પછી પણ તેનું **કાર્ય** જે જગદાભાસ તે નષ્ટ કરી શકાતો નથી. (પ્ર. ૩, સિ. ૪૯) નિર્વિકલ્પ સમાધિમાં અથવા સુષુપ્તિમાં તે એટલા કાળ સુધી નહિવત્ થવા છતાં તે અવસ્થામાંથી ઊઠ્યા પછી તે ઉપાધિ ફરીથી પહેલાંની જેમ હંમેશ માટે રહે છે. આથી **આત્મજ્ઞાન થયા પછી પણ જગતભ્રમનો ભાસ તત્કાલ જતો નથી.**

## સિદ્ધાંત-૧૦

### ઉપાધિ મિથ્યા છે

गुणस्य मायामूलत्वात् ।

ગુણ ઉપાધિનુ-માયાનું મૂળ છે. —ભાગવત

જેના કારણે પદાર્થના સ્વભાવમાં રૂપાંતર થયા જેવું

જણાય છે તેને ઉપાધિ કહે છે. જેમ કે કોઈ માણસ સ્વભાવતઃ સજ્જન હોવા છતાં દુષ્ટ માણસના સંગને કારણે દુષ્ટ જેવો દેખાય છે, અથવા લાલ રંગના કાગળ પર સ્ફટિક મણિ મૂકવાથી તે લાલ દેખાય છે. શાસ્ત્રમાં નામ, રૂપ, જાતિ, ક્રિયા, ગુણ, સંબંધ વગેરે અનેક ઉપાધિઓ કહેલી છે. આ ઉપાધિઓ જેમ જેમ બદલાય છે તેમ તેમ વસ્તુમાં રૂપાંતર થયા જેવું થાય છે. જગતમાં જે તમામ ભેદ નજરે પડે છે તેને માટે કારણ ઉપાધિઓ જ છે. જેમ કે એક જ માણસ સુથારીકામ કરે તો તેને સુથાર કહેવાય છે, સોનારૂપાનું કામ કરે તો સોની કહે છે, બ્રાહ્મણ હોવા છતાં તેના પર બૅપ્ટિઝમના સંસ્કાર થાય તો તેને ક્રિશ્ચિયન કહે છે, ચોટલી અને જનોઈ કાઢી નાખીને છડી અને દંડ ધારણ કરે એટલે તેને સંન્યાસી કહે છે. વિદ્યાવાળાને પંડિત કહે છે અને તે ન હોય તો મૂર્ખ કહે છે. આ પ્રમાણે નામરૂપાદિ ઉપાધિ બદલાવાથી એક જ મનુષ્યમાં ફેરફાર થયા જેવું દેખાય છે. આમ **આ ઉપાધિઓ વખતોવખત બદલાનારી અને આગમાપાયી (ઉત્પત્તિ અને વિનાશશીલ) છે તેથી તે મિથ્યા છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૧

### તમામ ભેદ મિથ્યા છે

**नेह नानास्ति किंचन।**

આ બ્રહ્મતત્ત્વમાં અણુમાત્ર પણ નાનાત્વ–ભિન્ન ભિન્ન ભાવ નથી. –શ્રુતિ

**नात्र काचन भिदास्ति नैव तत्र काचन भिदास्ति।**

એમા કાંઈ જ ભેદ નથી તેમા પણ કશો ભેદ નથી. —શ્રુતિ

જે બે પદાર્થો એકબીજાથી ભિન્ન હોય છે તે સર્વાંશે ભિન્ન નથી હોતા, પણ કેટલીક બાબતોમાં ભિન્ન અને કેટલીક બાબતોમા સમાન હોય છે (પ્ર. ૩. સિ. ૩૯). તે જો સર્વાંશે ભિન્ન હોય તો તેમનું દ્વિત્વ જતું રહીને એક જ પદાર્થ બાકી રહેશે. દા. ત. પથ્થર અને મનુષ્ય એ બે પદાર્થો સર્વાંશે ભિન્ન હોય એમ લાગે છે, પણ ખરી રીતે તેમ નથી, કારણ કે બધા પદાર્થોમા સામાન્યરૂપે રહેલા અસ્તિત્વરૂપ ધર્મની બાબતમાં તેઓ સમાન છે, તેમાં પણ ભેદ માનીએ તો એકમાં અસ્તિત્વ ગણાશે અને બીજામાં તેનું પ્રતિયોગી અનસ્તિત્વ ( ન હોવું ) ગણાશે. આમ પદાર્થ એક જ રહ્યો. આ પરથી એવી શંકા આવી શકે કે ઉપરના દાખલામાં બે પદાર્થો વચ્ચે જે અત્યંત ભેદ છે તેનું માત્ર નિરસન થયુ, પણ તેથી બધા ભેદોનું નિરસન શી રીતે થાય છે? આનું સમાધાન એ છે કે કોઈ પણ બે પદાર્થ જે બાબતમાં ભિન્ન હોય છે તે સર્વ બાબતો આકાર વગેરે ઉપાધિ છે અને આ બધી ઉપાધિઓ મિથ્યા છે ( પ્ર. ૭, સિ. ૧૦ ). તેથી મિથ્યા ઉપાધિ વિષે આધાર રાખીને રહેલા બધા **ભેદ મિથ્યા છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૨

**જેના અજ્ઞાનથી જે ભાસે છે તે તેના જ્ઞાનથી બાધિત થાય છે**

रज्ज्वज्ञानादहिभ्रांतिस्तद्विज्ञानान्निवर्तते ।

રજ્જુના અજ્ઞાનથી થયેલી સર્પની ભ્રાંતિ રજ્જુનું જ્ઞાન થતાં દૂર થાય છે. —યોગવાસિષ્ઠ

**जा अज्ञानसे उपजत जोई । ताके ज्ञानबाधीतहि होई**

જેના અજ્ઞાનથી જે પેદા થાય છે તેના જ્ઞાનથી તે બાધિત થાય છે.
—વિચારસાગર

બ્રહ્મ સિવાયના તમામ પદાર્થો જો મિથ્યા છે તો રજ્જુ, સર્પ, શુક્તિરજત વગેરે **પ્રાતિભાસિક** પદાર્થોનો બ્રહ્મભાવ વિના બાધ થાય છે અને વ્યાવહારિક પદાર્થોનો (વ્યાવહારિક સત્તાના પદાર્થ—પરિભાષામાં સત્તાત્રય જુઓ.) થતો નથી તેનું કારણ શું? આ શંકાનું સમાધાન એ છે કે જેના અજ્ઞાનથી એ ભાસે છે તે તેના જ્ઞાનથી બાધિત થાય છે—ભાસ દૂર થાય છે. રજ્જુ પર ભ્રમથી જે સર્પ દેખાય છે તે રજ્જુના અજ્ઞાનને કારણે દેખાય છે; આથી રજ્જુના જ્ઞાનથી તે સર્પ બાધિત થાય છે. સર્પનો ભાસ દૂર થાય છે. પણ છીપમાં દેખાતું રૂપું રજ્જુના જ્ઞાનથી કેવી રીતે બાધિત થાય? તે બાધિત થવા માટે છીપનું જ જ્ઞાન થવું જોઈએ, કારણ કે સર્પનું અને રૂપાનું અધિષ્ઠાન જુદું છે, તે પ્રમાણે વ્યાવહારિક પદાર્થોના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ તેનું જ્ઞાન થયા વિના તે પદાર્થો બાધિત થતા નથી; તેથી **જેના અજ્ઞાનથી જે ભાસે છે તે તેના જ્ઞાનથી બાધિત થાય** એમ સિદ્ધ થયું.

## સિદ્ધાંત-૧૩

### ચિદાભાસ (જીવ) કેવળ ભ્રમ છે

**मायिकोऽयं चिदाभासः श्रुतेरनुभवादपि।**
**इन्द्रजालं जगत्प्रोक्तं तदंतःपात्ययं यतः॥**

આ ચિદાભાસ શ્રુતિ અને અનુભવથી પણ માયિક જ સિદ્ધ થાય છે; કારણ કે આ સઘળું જગત ઇંદ્રજાળરૂપ કહ્યું છે અને આ ચિદાભાસ તે ઇંદ્રજાળરૂપ મિથ્યા જગતનો અંતઃપાતી—અંતર્ભૂત છે, તેથી તે પણ મિથ્યા છે.
—પંચદશી

ભ્રમ કહ્યો એટલે તેને એકાદ અધિષ્ઠાન જોઈએ તેમ જ તેમાં અધિષ્ઠાનનો સામાન્ય અંશ સ્પષ્ટ હોય છે અને વિશેષ અંશ આચ્છાદિત હોય છે. ભ્રમનું આ લક્ષણ અહીં કેવી રીતે બંધ બેસે છે તે જુઓ. જે પ્રમાણે છીપ વિષે ભ્રમથી રૂપું દેખાય છે તે પ્રમાણે કૂટસ્થ (સાક્ષીરૂપ આત્મા) વિષે જીવ ભ્રમથી દેખાય છે. આથી જીવનું અધિષ્ઠાન કૂટસ્થ છે. શુક્તિરજતને વિષે 'ઇદમ્ આ' અંશ સ્પષ્ટ હોય છે, પણ છીપનો ત્રિકોણ આકાર અને તેની કાળી પીઠ એ વિશેષ અંશ કેવળ આચ્છાદિત હોય છે. ભ્રમનું આ બીજું લક્ષણ પણ ચિદાભાસને લાગુ પડે છે. તે એ રીતે કે કૂટસ્થનો 'સામાન્ય' અંશ પોતે સ્પષ્ટ હોય છે એટલે કે આપણું પોતાનું અસ્તિત્વ સ્પષ્ટ છે; પરંતુ તેના અસંગત્વ અને વ્યાપકત્વ એ ધર્મો આચ્છાદિત છે ખરા (પ્ર. ૭, સિ. ૬), તેવી જ રીતે જે પ્રમાણે શુક્તિરજતના દૃષ્ટાંતમાં રૂપું એ નામ આપ્યું છે તે પ્રમાણે જીવને 'હું' એવું નામ મળ્યુ છે. જે પ્રમાણે દૃષ્ટાંતમાં આમ સામે છીપ હોવા છતાં આપણે તેને રૂપું કહીએ છીએ તે પ્રમાણે આપણે પોતે આત્મા હોવા છતાં તેને આપણે 'હું' કહીએ છીએ. આ પ્રમાણે જીવમાં ભ્રમનાં બધાં લક્ષણ બરાબર બંધ બેસે છે; તેથી શુક્તિરજત પ્રમાણે અથવા રજ્જુસર્પ પ્રમાણે **ચિદાભાસ (જીવ) આ ભ્રમ જ છે.**

## સિદ્ધાંત-૧૪

### બુદ્ધિનું કર્તૃત્વ આત્મામાં અને આત્માનું જ્ઞાન બુદ્ધિમા ભ્રમથી ભાસે છે, તેથી ચિદાભાસમાં 'હું જાણું છું' એવો પ્રયોગ થાય છે

आत्मनः सच्चिदंशश्च बुद्धेर्वृत्तिरितिद्वयम् ।
संयोज्य चाविवेकेन जानामीति प्रवर्तते ॥

આત્માનો સચ્ચિદશ અને બુદ્ધિની વૃત્તિ એ બેને એકત્ર કરીને અવિવેકથી 'હું જાણું છું' એવા પ્રયોગથી વ્યવહાર કરે છે

–શંકરાચાર્ય

'હું જાણુ છું' એવો પ્રયોગ કેવળ આત્માને વિષે અથવા કેવળ બુદ્ધિને વિષે સભવતો નથી. બુદ્ધિ જડ હોવાથી જ્ઞાન તેનો ધર્મ નથી અને આત્મા અક્રિય હોવાથી તેનામાં કર્તૃત્વ સંભવતું નથી. આથી **બુદ્ધિમાં પડેલું આત્માનું પ્રતિબિંબ એટલે ચિદાભાસ** 'હું જાણું છુ" એમ બોલે છે. પણ તેનું વિવેચન બરાબર ન સમજાવાથી જે પ્રમાણે અરીસામા દેખાતું મુખ–કાચની તખ્તી–તાવ દાનની ઉપાધિને કારણે મલિન અથવા વાકું દેખાય છે; અર્થાત્ અરીસાના કાચના વિકારને લીધે વિકૃત દેખાય છે, તે પ્રમાણે આત્મા 'હુ જાણે છે' એવો વ્યવહાર ઉપાધિને લીધે થાય છે, પણ ખરી રીતે બુદ્ધિને વિષે જ્ઞાન નથી અને આત્માને વિષે કર્તૃત્વ નથી. આ સિદ્ધાંત સુષુપ્તિના દૃષ્ટાંતથી વધુ સ્પષ્ટ થશે નિદ્રામા કર્તૃત્વ અનુભવાતું નથી પણ જ્ઞાનનું અસ્તિત્વ ઊંઘીને ઊઠેલા મનુષ્યના અનુભવ પરથી સિદ્ધ થાય છે. આનું કારણ તે અવસ્થામાનો બુદ્ધિનો વ્યતિરેક તથા આત્માનો અન્વય છે. ( અન્વયવ્યતિરેક પરિભાષા જુઓ. ) આથી સિદ્ધ થાય છે કે બુદ્ધિનું

કર્તવ્ય આત્મામાં અને આત્માનું જ્ઞાન બુદ્ધિમાં ભ્રમથી ભાસે છે; એટલા માટે ચિદાભાસમાં 'હું જાણું છું' એવો પ્રયોગ થાય છે.

## સિદ્ધાંત–૧૫

### સત્–આ જગતભ્રમનું અધિષ્ઠાન છે

सदेव सोम्य इदमग्र आसीत् ।

હે સૌમ્ય! પહેલાં આ સત જ હતું. —શ્રુતિ

અધિષ્ઠાન વિના ભ્રમ થતો નથી (પ્ર. ૭, સિ. ૨). ભ્રમમાં એક સામાન્ય અને એક વિશેષ અંશ હોય છે. દા. ત. એક જ દોરડી વિષે લાકડી, સાપ, પાણીની ધાર વગેરેની ભ્રાંતિ થાય છે. આમાં ઉપરના બે અંશ છે. ઇદમ્ અંશ સામાન્ય અને સર્પાદિક અંશ વિશેષ છે. સામાન્ય ઇદમ્ અંશ વ્યાપક અને અવ્યભિચારી–ન બદલાય તેવો છે અને વિશેષ અંશ (સર્પાદિક) વ્યભિચારી–પરિવર્તનશીલ છે. રજ્જુદર્શક સામાન્ય અંશ ભ્રમ પહેલાં, ભ્રમ હોય ત્યારે અને ભ્રમ ગયા પછી તેમનો તેમ રહે છે તેથી તે સર્પાદિકનું અધિષ્ઠાન છે. આ દૃષ્ટાંત પ્રમાણે સત્ એ જગતનું અધિષ્ઠાન છે, આ વાત આગળની ઉપપત્તિ પરથી બરાબર ધ્યાનમાં આવશે.

સત્ના પ્રકાર બે છે: એક નિરુપાધિક અને બીજું સોપાધિક. આકાશ છે, વાયુ છે, અગ્નિ છે, ઘટ છે. પટ છે એવો જે વ્યવહાર લોકોની વાતચીતમાં જણાય છે, તે પરથી આકાશાદિ પ્રત્યેક ભૂતમાં અને ઘટાદિ પ્રત્યેક પદાર્થમાં સત્ છે એ ચોખ્ખું જણાય છે. આ બધા પદાર્થ એકમેકથી જો કે ભિન્ન દેખાય છે તોપણ તે બધામાં સામાન્ય-

પણે જે એક સત્ દેખાઈ આવે છે તે સામાન્ય એટલે કે નિરુપાધિક સત્ છે (સત્ બ્રહ્મ છે એમ પ્ર. ૬, સિ. ૧૦ માં સિદ્ધ કરેલું છે) અને પ્રત્યેક પદાર્થમાં જે ભિન્ન ભિન્ન દેખાય છે તે વિશેષ એટલે કે સોપાધિક સત્ છે. પ્રત્યેક પદાર્થનું સૂક્ષ્મ નજરે અવલોકનં કરવામાં આવે તો એમ દેખાઈ આવશે કે તેમાં **સત્, નામ** અને **રૂપ** એવા ત્રણ અંશ ભાસે છે, તે પૈકી સત્ અંશ સર્વત્ર અવિચ્છિન્નપણે વ્યાપેલો હોવાથી તે સામાન્ય અંશ છે અને નામ, રૂપ એ પ્રત્યેક પદાર્થમાં ભિન્ન ભિન્ન હોવાથી તે વિશેષ અંશ બને છે. આમાં **સત્તારૂપ** સામાન્ય અંશ ત્રિકાલાબાધિત છે; કારણ કે કે પ્રત્યેક ભાવરૂપ પદાર્થનું કારણ અથવા કાર્ય ભાવરૂપ હોય છે (પ્ર. ૬, સિ. ૨); તેથી પદાર્થ પહેલાં, તેની સ્થિતિ દરમિયાન અને તેના નાશ પછી પણ અસ્તિત્વ તો જેવું ને તેવું જ છે. આ વાત ઘટના દૃષ્ટાંતથી સારી રીતે ધ્યાનમાં આવશે. માટીનો ઘટ પેદા થવા પહેલાં, તેના સ્થિતિકાળમાં અને તેનો નાશ થયા પછી માટી છે તેવી ને તેવી જ છે. અને ઘટનો ગોળાકાર અને ઘટ એ નામ બાદ કરી લઈએ તો બાકી માટી જ રહે છે, તે જ પ્રમાણે તમામ જગતમાંથી નામ–રૂપો બાદ કરી લઈએ તો બાકી અસ્તિત્વ જ કાયમ રહે છે. આ વિષે એવી શંકા થાય છે કે અગ્નિની ઉષ્ણતા જેમ અગ્નિની સાથે જ નાશ પામે છે તેમ જ ઘટાદિ પદાર્થોનું અસ્તિત્વ તે પદાર્થ નષ્ટ થતાં જ નાશ પામે છે. અમુક પદાર્થ નાશ પામતાં તેનું અસ્તિત્વ ગયું એમ કહેવાની પ્રથા પડી ગઈ છે. એવી બધાના અનુભવની વાત હોઈને, તમે પદાર્થનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત કેવી રીતે કહો છો? આ શંકાનું સમાધાન એ છે કે

પદાર્થનો જે ધર્મ હોય છે તે માત્ર પદાર્થ પર આધાર રાખે છે. પણ **અસ્તિત્વ** એ પદાર્થનો **ધર્મ** નથી. પદાર્થનું અસ્તિત્વ એમ કહેવાને બદલે પદાર્થમાં વ્યાપેલું અસ્તિત્વ એમ કહેવું યોગ્ય છે. ઘટમઠાદિ પદાર્થોમાં વ્યાપીને રહેલું આકાશ જેમ તે પદાર્થનો ધર્મ કહેવાય નહિ, તે પ્રમાણે જગતમાંના પ્રત્યેક પદાર્થમાં વ્યાપીને રહેલ સત્ તે તેનો ધર્મ કહેવાય નહિ. અને ઘટના નાશ સાથે જેમ તેમાંના આકાશનો નાશ થતો નથી તેમ પદાર્થ સાથે સત્‌નો નાશ થવો શક્ય નથી; તેથી **સામાન્ય અસ્તિત્વ** (સત્તા) ત્રિકાલાબાધિત એટલે નિત્ય છે અને **નામરૂપ અનિત્ય છે.** માટે **સત્ જગતભ્રમનું અધિષ્ઠાન છે** એમ સિદ્ધ થાય છે.

## ઉપસિદ્ધાંત

### બ્રહ્મ જગતનું અધિષ્ઠાન છે

ઉપરના સિદ્ધાંતમાં સત્ જગતનુ અધિષ્ઠાન છે એમ સિદ્ધ કર્યું. અસ્તિત્વ (સદ્‌રૂપ) એ જ શ્રુતિપ્રતિપાદ્ય બ્રહ્મ છે એમ પ્ર. ૬, સિ. ૧૦ પ્રમાણે સિદ્ધ કરેલું છે. તેથી **બ્રહ્મ જગતનું અધિષ્ઠાન છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૬

### સર્વ પ્રાતિભાસિક પદાર્થ સાક્ષીભાસ્ય છે

**मृण्मयो मानमेयः स्यात् साक्षीभास्यस्तु धीमयः।**

માટીમાંથી બનેલો ઘડો જેમ મનથી કલ્પી શકાય છે તેમ મન સાક્ષીભાસ્ય છે; અર્થાત્ સાક્ષીથી મન કલ્પી શકાય છે એટલે સાક્ષીને મન સાક્ષાત્ ભાસે છે. —પંચદશી

જ્યારે નેત્રને રૂપ દેખાય છે ત્યારે નેત્ર દ્રષ્ટા અને

છે અને રૂપ દશ્ય બને છે. જ્યારે મનને નેત્ર ભાસે છે ત્યારે મન દ્રષ્ટા બને છે અને નેત્ર દશ્ય બને છે અને જ્યારે સાક્ષીને મન ભાસે છે ત્યારે સાક્ષી દ્રષ્ટા બને છે અને મન દશ્ય બને છે. સાક્ષી સર્વનો જોનારો હોવાથી તેનો બીજો કોઈ દ્રષ્ટા નથી. તેનો પણ બીજો કોઈ દ્રષ્ટા કેમ ન હોય એવી શંકા આવશે તો તે દ્રષ્ટાનો પણ પાછો બીજો દ્રષ્ટા, તેનો-વળી પાછો કોઈ બીજો એવા અનંત દ્રષ્ટાઓ કલ્પવા પડશે આથી અનવસ્થાદોષ થશે, આથી સાક્ષી જ છેવટનો દ્રષ્ટા કહ્યા વિના છૂટકો નથી (પ્ર. ૫, સિ. ૨) તેથી રૂપ, નેત્ર અને મન (અંતઃકરણ) આ બધાને પરંપરાથી જોનારો સાક્ષી જ થયો. તોપણ સાક્ષાત્પણે તેને કેવળ મન દેખાય છે. જે પ્રમાણે પ્રધાનને અમલદારો, અમલદારોને તેમના હાથ નીચેના કારકુનો વગેરેની મુલાકાતો થાય છે; પણ રાજાને કેવળ પ્રધાન જ દેખાય છે, તેની નીચેના અમલદારો રાજાની નજરે ચઢતા નથી; તે પ્રમાણે સાક્ષીને કેવલ મન સાક્ષાત્ ભાસે છે, અર્થાત્ સાક્ષીનો સીધો સંપર્ક કેવલ મન સાથે હોય છે. સ્વપ્ન અને રજ્જુસર્પ વગેરે બધા પ્રાતિભાસિક પદાર્થો મનોમય હોવાથી (અ સિ. ત. ૫૪) તેને સીધો જોનારો સાક્ષી છે. આથી **સર્વ પ્રાતિભાસિક પદાર્થ સાક્ષીભાસ્ય છે** તે સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૭

### જગત મિથ્યા એટલે ખોટું છે

वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्।
मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थत.।
चित्त प्रपंचमित्याहु.।

વિકાર કેવળ વાણીને આશ્રયભૂત નામમાત્ર છે. સત્ય તો કેવલ

માટી જ છે. માયામાત્ર આ દ્વૈત છે ને તે પરમાર્થથી અદ્વૈત છે. ચિત્તને પ્રપંચ કહેવામાં આવ્યું છે. –શ્રુતિ

भ्रमेणाहं भ्रमेण त्वं भ्रमेणोपासका जनाः।
भ्रमेणेश्वरभावत्वं भ्रममूलमिदं जगत्॥

ભ્રમથી હું, ભ્રમથી તું. ભ્રમ દ્વારા જ બધા ઉપાસક, ભ્રમથી જ ઈશ્વરભાવ ( અહંકાર ) એમ આ જગતનુ ભ્રમ જ મૂળ છે.

જગત એટલે બધા દૃશ્ય પદાર્થોનો સમુદાય **મિથ્યાત્વ** બે પ્રકારનાં છે: એક **ભાવરૂપ** અને બીજું **અભાવરૂપ** જે પદાર્થ બુદ્ધિને, મનને અને ઇંદ્રિયોને ભાસે છે પરંતુ જેને ત્રૈકાલિક અસ્તિત્વ નથી એટલે જે પદાર્થ ત્રણે કાળમાં ન હોવા છતાં ભાસે છે, તેમાં **ભાવરૂપ** મિથ્યાત્વ હોય છે. દા. ત. રજ્જુસર્પ શુક્તિરજત વગેરે અને જે પદાર્થ કેવળ વાચારંભણમાં ( બોલવામાં ) માત્ર હોય છે એમ લાગે પણ જેનો અર્થ કરીએ તો તે બિલકુલ અસ્તિત્વ વિનાનો અને અત્યંત અભાવરૂપ ઠરે છે. તેનું મિથ્યાત્વ **અભાવરૂપ** સમજવું. દા. ત. વંધ્યાપુત્ર, શશવિષાણ ( સસલાનાં શિંગડાં), ખપુષ્પ ( આકાશકુસુમ ) વગેરે આ પૈકી પહેલું જે ભાવરૂપ મિથ્યાત્વ તે જગતને લાગુ પડે છે તે અમે અહીં સિદ્ધ કરીશું. કારણ કે વંધ્યાપુત્ર છે એમ કોઈ બોલે તો તેને જેમ સ્વવ્યાઘાતદોષ (પરિભાષા જુઓ) આવે છે એવો દોષ 'જગત છે' એ વાક્યમાં નથી. વંધ્યા શબ્દનો અર્થ જ એવો છે કે એવી સ્ત્રીને પુત્ર હોવો જ અશક્ય; તેથી તે શબ્દના અર્થ પરથી જ તેનો અત્યંતાભાવ સિદ્ધ થાય છે. તે પ્રમાણે 'જગત' શબ્દ પરથી જગતનો અત્યંતાભાવ સિદ્ધ થતો નથી; કારણ કે તે આપણને પ્રત્યક્ષ દેખાય છે તેથી તેનું મિથ્યાત્વ જે અમે સિદ્ધ કરી બતાવીશું, તે ‍c

છીએ કે, તમે જગત કોને કહો છો? રૂપરગાદિ ક્ષણેક્ષણ જેના બદલાય છે એવા ગુણસમુદાયને કે તે ગુણ જેના આશ્રયમા રહે છે તે અધિષ્ઠાનને? અધિષ્ઠાનને (અહીં અધિષ્ઠાન એટલે બ્રહ્મ સમજવુ) જો કહેતા હો તો તે ઇંદ્રિયોને અગોચર છે તેથી તેને પદાર્થ અથવા જગત કહી શકાય નહિ. તેથી તે ક્ષણભગુર એવા **ગુણસમુદાયને જ જગત કહેવું જોઈએ;** કારણ કે પ્રત્યેક પદાર્થ જોતી વખતે આપણી ઇંદ્રિયોને જે જે ગોચર થાય છે તે બધુ ગુણોનુ ઓઢણુ જ છે (બ્ર. સિ. ત. ૨૪). દા. ત. પિત્તળનુ એક પવાલુ લઈએ આ વાસણ જેમણે જોયુ નથી તેમને તે સમજાવવુ હોય તો તેના ગુણોનુ વર્ણન આગળ લખ્યા પ્રમાણે કરી બતાવવુ જોઈએ. જેનો રંગ પીળો અને આકાર ગોળ હોય છે, વચમા પોલુ હોય છે અને જે વજનદાર હોય છે એવા વાસણને પવાલું કહે છે. આ વર્ણન સાભળીને તેના મનમા પવાલાની કલ્પના આવે છે. આથી પદાર્થનુ વર્ણન એટલે તેના ગુણનુ વર્ણન અને તેનું જ્ઞાન એટલે તેના ગુણોનુ જ્ઞાન એમ થયુ. આથી **પદાર્થ એટલે ગુણસમુદાય અને આવા પદાર્થોનો જે સમુદાય તે જ જગત.** હવે ગુણ (ઉપાધિ) ક્ષણભગુર છે (પ્ર. ૭, સિ. ૧૦) તેથી જગત પણ ક્ષણભગુર જ થયુ. રજ્જુસર્પાદિક જે પ્રાતિભાસિક પદાર્થો છે તેમની વાત પણ આવી જ છે. મંદ અંધકારમા પડેલી દોરી એકને સર્પ જેવી, બીજાને માળા જેવી, ત્રીજાને જલધારા જેવી દેખાય છે અથવા એક જ માણસને જુદા જુદા વખતે ઉપર કહેલા જુદા જુદા સ્વરૂપે નજરે પડે છે. આ પ્રાતિભાસિક પદાર્થ પણ જુદા જુદા વખતે બદલનારા રૂપરગાદિ ગુણ જ છે. જે

ક્ષણેક્ષણુ બદલાય છે તેને જ અમે મિથ્યા કહીએ છીએ. આથી ક્ષણેક્ષણુ બદલનારા ગુણોના સમુદાયરૂપી જે જગત તે મિથ્યા છે એમ સિદ્ધ થાય છે.

**ઉપપત્તિ બીજી:** અમે ઉપર જગ એટલે ગુણનો સમુદાય અને તે ગુણસમુદાય વ્યભિચારી ( ફેરફાર પામનારો ) છે માટે જગત મિથ્યા છે એમ સિદ્ધ કર્યું. હવે આ જ વાત બીજી રીતે સિદ્ધ કરીએ. જગતમાંના પદાર્થો ગુણ નથી એમ જ માનીને ચાલીએ. આ પદાર્થો ગુણ નથી એમ જ માનીને ચાલીએ તોયે તે સત્ય છે એમ કહી શકાય નહિ. સત્ય એટલે ત્રણે ય કાળમાં જે અબાધિત ( ન બદલાનારું ) હોય છે તે સાધારણ લોકોની માન્યતાથી પણ સંસાર ક્ષણભંગુર છે. જગતમાંના પ્રત્યેક પદાર્થને ઉત્પત્તિ અને નાશ છે. આ વાત એટલી પ્રત્યક્ષ છે કે, તે સિદ્ધ કરવાની આવશ્યકતા નથી આ તો થયું, પણ સૂક્ષ્મ વિચારથી જોતાં પ્રત્યેક પદાર્થ ક્ષણભંગુર છે એ સિદ્ધાંતની અક્ષરશઃ સત્યતા જણાઈ આવશે. ખરી વાત એ છે કે, આપણો દેહ પણ પ્રતિક્ષણ બદલાતો રહે છે. તેમાંનો પ્રત્યેક પરમાણુ પૂર્વક્ષણમાં નાશ પામીને તેના સ્થાને બીજી ક્ષણે નવો પરમાણુ આવે છે. નદીને તટે સંધ્યા કરનાર બ્રાહ્મણને જે પ્રમાણે પહેલા આચમનનું પાણી બીજા આચમનમાં મળતું નથી, તે પ્રમાણે પહેલી ક્ષણે જોયેલા પદાર્થ કરતાં બીજી ક્ષણે જોયેલો પદાર્થ જુદો હોય છે. યુવાનીમાં આપણા જે વાળ સુંવાળા અને કાળા હોય છે તે વૃદ્ધાવસ્થામાં ધોળા થઈ જાય છે. તે પ્રતિક્ષણ પાકતા હોવાથી જ થાય છે. દીવાની જ્યોત સતત તે જ હોય છે એમ લાગે છે તોપણ તેમાંની પ્રત્યેક જ્વાળા પ્રતિક્ષણ બદલાતી હોય છે.

આ બધાં દૃષ્ટાંતો પરથી એમ સિદ્ધ થાય છે કે, જગત આગમાપાયી (ઉત્પત્તિ અને વિનાશશીલ, વ્યભિચારી, પરિવર્તનશીલ) અને ક્ષણભંગુર હોવાથી મિથ્યા છે.

**ઉપપત્તિ ત્રીજી :** જે વસ્તુને પરિચ્છેદ છે તે મિથ્યા હોય છે. પરિચ્છેદ ત્રણ છે : દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ. જગતમાંના પ્રત્યેક પદાર્થને એક પરિચ્છેદ તો હોય જ છે. જેને આકાર છે તેને દેશપરિચ્છેદ હોવો જ જોઈએ અને સાકાર હોય છે તે નાશવંત એટલે મિથ્યા હોવું જ જોઈએ (અ. સિ. ત. ૨). જે પદાર્થ એક કાળમા હોય છે તે જ બીજા કાળમાં નાશ પામે છે, તે જ પ્રમાણે એક દેશમા હોય તો બીજા દેશમા નથી હોતો. દા. ત. ઘટ દેશકાલપરિચ્છિન્ન હોવાથી નાશવંત છે. જે શરૂમાં અને અંતમાં ન હોય પણ વચમાં જ થોડો વખત ભાસે છે તે રજ્જુસર્પ પ્રમાણે મિથ્યા સમજવો (અ. સિ. ત. ૪૮); કારણ કે આવો શિંગડાં-પૂછડા વિનાનો કેવળ મધ્યમાં જ હોનારો પદાર્થ કોઈ પણ સત્ય અધિષ્ઠાન પર ભાસે છે (પ્ર. ૭ સિ. ૨), આને જ ભ્રમ કહે છે. કોઈ કહેશે કે, આકાશ દેશકાલપરિચ્છિન્ન ન હોવાથી સત્ય છે, તેનું સમાધાન એ છે કે, આકાશ સર્વ દેશમાં અને સર્વ કાળમા સમાન હોવા છતા તેને વસ્તુપરિચ્છેદ હોવાથી તેને પણ મિથ્યાત્વ લાગુ પડે છે. વસ્તુના ત્રણ પ્રકાર છે : આ પ્રકાર ભેદત્રય પર આધારિત છે : સજાતીય, વિજાતીય અને સ્વગત એવા ત્રણ ભેદ છે, જેમ કે વૃક્ષ અને વૃક્ષ વચ્ચેનો ભેદ, વૃક્ષ અને પથ્થર વચ્ચેનો ભેદ અને એક જ વૃક્ષમા શાખા, ફળ, ફૂલ એ ભેદ. આ ભેદત્રય પૈકી વિજાતીય ભેદ બતાવનાર વસ્તુનો પરિચ્છેદ આકાશને છે. તે એવી રીતે કે, પૃથ્વી વગેરે ભૂતથી

આકાશ પરિચ્છિન્ન થયુ હોવાથી સર્વત્ર તેની વ્યાપ્તિ છે એમ કહી શકાય નહિ, તેથી તે પણ મિથ્યા છે, એટલા માટે જગત ત્રિવિધ પરિચ્છેદથી મર્યાદિત હોવાથી મિથ્યા છે.

**ઉપપત્તિ ૪થી :** પાછળ બ્રહ્મવિચારના પ્રકરણ છઠ્ઠામાં બ્રહ્મસત્ય, અદ્વિતીય અને એક જ છે એમ સિદ્ધ કર્યું છે, તે સત્ય અને એક જ અને અદ્વિતીય છે તેથી જગત બ્રહ્મથી જુદું હોવાથી સત્ય નથી એમ સહજ સિદ્ધ થાય છે. આથી જગત મિથ્યા છે. વળી બ્રહ્મ નિરવયવ અને વ્યાપક હોવાથી તે સિવાયનો બીજો જગતરૂપી પદાર્થ હોવા માટે અવકાશ રહેતો નથી; તેથી આજના ભૌતિક શાસ્ત્રની દૃષ્ટિએ પણ જગત મિથ્યા છે એમ જ ઠરે છે ( બે વસ્તુ એક જ ઠેકાણે રહી શકે નહિ એવો નિયમ છે).

**ઉપપત્તિ ૫ મી :** બ્રહ્મવિચાર પ્ર. ૬માં જગતનું કારણ સદ્રૂપ બ્રહ્મ છે એમ સિદ્ધ કર્યું છે. કારણ સિવાય કાર્ય અલગ હોઈ શકે નહિ એટલે કે તેને સ્વતંત્ર સત્તા નથી' (અ. સિ. ત. ૨૬). આનો દાખલો ઘટનો છે. આમાં માટી કારણ છે અને ઘટ કાર્ય છે. જેને આપણે ઘટ કહીએ છીએ તેના સ્વરૂપનો વિચાર કરીએ. જે ત્રણે કાળમાં અબાધિત હોય છે તે **સત્ય** અને જે તેવું નથી તે **મિથ્યા** આવી સત્ય અને મિથ્યાની વ્યાખ્યા છે. ઘટ ઉત્પન્ન થયા પહેલાં, ઉત્પત્તિ પછી અને નાશ થયા પછી પણ માટીનું અસ્તિત્વ અબાધિત છે, પણ જેને ઘટ નામ આપ્યું એવો જે પોલો ગોળ આકાર તે શરૂમાં અને અંતમાં નથી, પણ કેવળ મધ્યમાં જ ભાસનારો છે, આથી માટી સત્ય છે અને ઘટ નામનો આકાર મિથ્યા છે. આ દૃષ્ટાંત પ્રમાણે જગત બ્રહ્મનું કાર્ય હોવાથી બ્રહ્મ સિવાય જગતને સ્વતંત્ર સત્તા નથી

(પ્ર. ૩, સિ. ૪૭), આથી **બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે.**

**ઉપપત્તિ ૬ ઠ્ઠી :** જ્યારે પદાર્થની પ્રતીતિ થાય છે એટલા વખત પૂરતો જ તે પદાર્થ છે, અન્ય કાળમાં તે પદાર્થનું બિલકુલ અસ્તિત્વ નથી, આને **દૃષ્ટિસૃષ્ટિવાદ** કહે છે. ભ્રમ વખતે જ્યારે રજ્જુ વિષે સર્પ અથવા છીપ વિષે રૂપું ભાસે છે ત્યારે રજ્જુ વિષે સર્પ કે છીપ વિષે રૂપું કદી હોતું નથી. તે ભાસ કેવળ જોનારની બુદ્ધિને માત્ર કંઈક કારણને લીધે ભાસે છે. રજ્જુ અથવા શુક્તિ વિષે જો સર્પાદિ પદાર્થ ખરેખર હોત તો તે ગમે તે કાળે કોઈ પણ મનુષ્યને તેવા જ જણાયા હોત; પરંતુ એમ થતું નથી આથી બધા પ્રાતિભાસિક પદાર્થોનો ભાસ થવો એ અંતઃકરણનો ગુણ છે ( અ. સિ. ત. ૫૪ ). આ પ્રમાણે જ અંતઃકરણ વગેરે જગતમાંના બધા પદાર્થો એટલે કે પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય આ આખી ત્રિપુટી સ્વપ્ન પ્રમાણે એક જ કાળે ઉત્પન્ન થાય છે. વેદાંતશાસ્ત્ર પ્રમાણે સત્તા ત્રણ પ્રકારની છે (પરિભાષા જુઓ), પણ આ ઉત્પત્તિની દૃષ્ટિએ સત્તાના બે જ પ્રકાર સંભવે છે; એટલે એક પ્રાતિભાસિક દૃષ્ટિ અને બીજી પારમાર્થિક; ત્રીજી જે વ્યાવહારિક દૃષ્ટિ તેની અહીં કલ્પના થઈ શકે નહિ; કારણ કે આ ઉત્પત્તિ પ્રમાણે જગતમાંના તમામ પદાર્થો પ્રાતિભાસિક છે આથી તે કેવળ સાક્ષીને જ ભાસ્ય છે (પ્ર. ૭, સિ. ૧૬). જેને આપણે પદાર્થ કહીએ છીએ તે મનની વ્યાપ્તિ સિવાય આપણને ક્યારેય દેખાતો નથી, આથી બધા પદાર્થો મનોમય છે, અને જે પ્રમાણે માટી વિના ઘટ નથી તે પ્રમાણે મનની વ્યાપ્તિ પહેલાં પદાર્થનું બિલકુલ અસ્તિત્વ નથી એમ કહેવું

જોઈએ. આ વિષે એવી શંકા થઈ શકે કે મનનો સંયોગ થયા પહેલાં ભલે પદાર્થ દેખાય નહિ, પણ મનની બહાર તે પહેલાં હોયા વિના દેખાય જ કેવી રીતે ? અંધારામાં મૂકેલો પદાર્થ જો કે દીવાના પ્રકાશ વિના દેખાતો નથી એ વાત ખરી, પણ દીવો લાવ્યા પહેલાં તે ત્યાં હોય છે તેથી જ દેખાય છે, તે જ પ્રમાણે મનનો પ્રકાશ પડ્યા પહેલાં પદાર્થ હોવો જ જોઈએ, પણ અજ્ઞાત દશામાં તે બિલકુલ હતો જ નહીં એમ તમે કહો છો તે કેવી રીતે ? આનું સમાધાન એ છે કે, દીવાનો પ્રકાશ પદાર્થ પર પડ્યા પહેલાં તે પદાર્થ અન્ય કોઈ પણ પ્રકારે શંકાકારને જ્ઞાન હોવાથી પદાર્થ હોવા વિના દેખાતો નથી એવો નિયમ (અનુમાન) તે ઠરાવી શક્યો; અહીં એવી વાત નથી, મનના પ્રકાશથી પદાર્થ જ્ઞાત થયા પહેલાં તે કોણે જોયો ? કોઈ બીજા માણસે જોયો એવો કદાચ આ પ્રશ્નનો ઉત્તર મળશે, પણ શંકાકારને અમે પૂછીએ છીએ કે, તે બીજા મનુષ્યે જે પદાર્થ જોયો તે મનના જ યોગથી જોયો કે કોઈ બીજા સાધનથી ? કોઈએ જો જોયો હોય તો તે નેત્ર દ્વારા મનથી જ જોયો હોવો જોઈએ, આથી મનનો પ્રકાશ પડ્યા પહેલાં પદાર્થનું અસ્તિત્વ નથી એવો જે અમારો સિદ્ધાંત છે તેને બાધ આવતો નથી. આ સિવાય બીજી વાત એ છે કે, જે બીજા મનુષ્યે તે પદાર્થ જોયો એમ શંકાકાર જે કહે છે તે બીજો મનુષ્ય શકાકાર અને અમારા મન'પ્રકાશથી જ જ્ઞાત થયો. તેથી તે બીજા મનુષ્યે પદાર્થ જોવાના સાક્ષી અજ્ઞાન પદાર્થનું અસ્તિત્વ સિદ્ધ કરવાના કામમાં તદ્દન નિરુપયોગી છે; કારણ કે પદાર્થ પ્રમાણે બધા માણસો પણ અમારી અને શંકાકારની દૃષ્ટિમાં મનોમય છે, તેથી ગમે

તે બાજુથી જોઈએ તોપણ **અજ્ઞાત પદાર્થને અસ્તિત્વ નથી હોતું,** આ જ સિદ્ધાત સાચો ઠરે છે, આથી દૃષ્ટિસૃષ્ટિની આ ઉત્પત્તિથી દ્વૈત મતનુ ખ ડન થઈને **સર્વ જગત મનોમય એટલે મિથ્યા છે** એવો નિર્વિવાદ સિદ્ધાત ઠરે છે.

## સિદ્ધાંત–૧૮

### ખોટાનો નાશ ખોટાથી જ થાય છે; પરંતુ જેનો નાશ થવાનો હોય તે પદાર્થ અને જેનાથી નાશ કરાવવાનો હોય તે પદાર્થ અલબત્ત સમસત્તાક હોવો જોઈએ

( ચોપાઈ )

**समसत्ता भवदु'ख गुरुवेदा । य गुरु वेद करत भवच्छेदा ॥**
**आपसमें'संगसत्ता जिनकी । लखि साधकबाधकता तिनकी ॥**

જે પદાર્થોની પોતપોતામા એક જ જાતની સત્તા હોય છે, તે પોતપોતામા સાધક અને બાધક થઈ શકે છે સાધક એટલે કારણ અને બાધક એટલે નાશક. –વિચારસાગર

**यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जना ।**

અનુભવીઓ કહે છે કે જેવો યક્ષ તેવો બલિ. ખેતરપાલને બાકળાનો બલિ જેવો દેવ તેવુ નૈવેદ્ય

**શંકા :** વેદ, ગુરુ, શાસ્ત્રાદિ સાધનો સત્ય છે કે અસત્ય? સત્ય હોય તો અદ્વૈતહાનિ થાય છે, અસત્ય હોય તો તેનાથી પુરુષાર્થની પ્રાપ્તિ કેવી રીતે થાય?

અને વ્યાઘ્ર વગેરેનો નાશ જાગ્રત અવસ્થાનાં ઔષધ ને શાસ્ત્રાદિકોથી કદી થઈ શકવાનો નથી. તેનો નાશ સ્વપ્નમાંના જ ઔષધથી અથવા સ્વપ્નમાંના શસ્ત્રથી જ થઈ શકે, તેમ જ ચિત્રમાંનો અગ્નિ હોલવવા માટે ચિત્રમાંના જ પાણીની જરૂર રહે છે.

**શંકા :** મિથ્યાનો નાશ મિથ્યા સાધનથી જ થાય છે, એમ જો કહીએ તો મૃગજળથી મિથ્યા જગતમાંની મિથ્યા તૃષાની શાંતિ કેમ થતી નથી?

**સમાધાન :** સત્તા એટલે અસ્તિત્વ. તે ત્રણ પ્રકારની છે : પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક. જે પદાર્થનો બાધ બ્રહ્મજ્ઞાન વિના થાય છે તેની સત્તા પ્રાતિભાસિક છે, જેનો બાધ બ્રહ્મજ્ઞાન વિના થતો નથી તેની સત્તા વ્યાવહારિક છે. દા. ત. રજ્જુસર્પની સત્તા પ્રાતિભાસિક છે. રજ્જુસર્પનો બાધ થવા માટે રજ્જુ( દોરડા )નું જ્ઞાન બસ છે. તેમાં બ્રહ્મજ્ઞાનની જરૂર નથી. આથી રજ્જુસર્પ જેવા ભ્રમથી દેખાનારા પદાર્થો પ્રાતિભાસિક સત્તાના છે, પણ વ્યવહારમાં જે સઘ પદાર્થોને ખરા માનવામાં આવે છે તેમનો બાધ બ્રહ્મજ્ઞાન વિના થતો નથી, તેથી આ બધા પદાર્થ વ્યાવહારિક સત્તાના છે. પારમાર્થિક સત્તાની વસ્તુ એક જ છે. તે વસ્તુ બ્રહ્મ છે; કારણ કે તે વસ્તુ ત્રણેય કાળમાં અબાધિત છે. મનુષ્યની તૃષાનો નાશ મૃગજળથી થતો નથી તેનું કારણ એ જ છે કે, મૃગજળની સત્તા અને તૃષાની સત્તા એ બંને ભિન્ન પ્રકારની છે.

તે બાજુથી જોઈએ તોપણ **અજ્ઞાત પદાર્થને અસ્તિત્વ નથી હોતું,** આ જ સિદ્ધાત સાચો ઠરે છે, આથી દૃષ્ટિસૃષ્ટિની આ ઉત્પત્તિથી દ્વૈત મતનુ ખડન થઈને **સર્વ જગત મનોમય એટલે મિથ્યા છે** એવો નિર્વિવાદ સિદ્ધાત ઠરે છે.

## સિદ્ધાંત–૧૮

### ખોટાનો નાશ ખોટાથી જ થાય છે; પરંતુ જેનો નાશ થવાનો હોય તે પદાર્થ અને જેનાથી નાશ કરાવવાનો હોય તે પદાર્થ અલબત્ત સમસત્તાક હોવો જોઈએ

( ચોપાઈ )

**समसत्ता भवदु'ख गुरुवेदा । य गुरु वेद करत भवच्छेदा ॥**
**आपसमें संगसत्ता जिनकी । लखि साधकबाधकता तिनकी ॥**

જે પદાર્થોની પોતપોતામા એક જ જાતની સત્તા હોય છે, તે પોતપોતામા સાધક અને બાધક થઈ શકે છે સાધક એટલે કારણ અને બાધક એટલે નાશક –વિચારસાગર

**यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जना ।**

અનુભવીઓ કહે છે કે જેવો યક્ષ તેવો બલિ. ખેતરપાલને બાકળાનો બલિ જેવો દેવ તેવુ નૈવેદ્ય

**શંકા :** વેદ, ગુરુ, શાસ્ત્રાદિ સાધનો સત્ય છે કે અસત્ય? સત્ય હોય તો અદ્વૈતહાનિ થાય છે, અસત્ય હોય તો તેનાથી પુરુષાર્થની પ્રાપ્તિ કેવી રીતે થાય?

**સમાધાન :** સસારરૂપ દુ ખ મિથ્યા હોવાથી (પ્ર. ૭, સિ. ૧૭) તેનો નાશ કરવાના સાધન વેદ, ગુરુ, શાસ્ત્રાદિ મિથ્યા જ હોવા જોઈએ; કારણ કે મિથ્યાનો નાશ સત્ય સાધનથી થતો નથી. દા. ત, સ્વપ્નમાના રોગ

અને વ્યાઘ્ર વગેરેનો નાશ જાગ્રત અવસ્થાનાં ઔષધ ને શાસ્ત્રાદિકોથી કદી થઈ શકવાનો નથી. તેનો નાશ સ્વપ્નમાં-ના જ ઔષધથી અથવા સ્વપ્નમાંના શસ્ત્રથી જ થઈ શકે, તેમ જ ચિત્રમાનો અગ્નિ હોલવવા માટે ચિત્રમાંના જ પાણીની જરૂર રહે છે.

**શંકા:** મિથ્યાનો નાશ મિથ્યા સાધનથી જ થાય છે, એમ જો કહીએ તો મૃગજળથી મિથ્યા જગતમાંની મિથ્યા તૃષાની શાંતિ કેમ થતી નથી?

**સમાધાન:** સત્તા એટલે અસ્તિત્વ. તે ત્રણ પ્રકાર-ની છે: પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક. જે પદાર્થનો બાધ બ્રહ્મજ્ઞાન વિના થાય છે તેની સત્તા પ્રાતિ ભાસિક છે, જેનો બાધ બ્રહ્મજ્ઞાન વિના થતો નથી તેની સત્તા વ્યાવહારિક છે. દા. ત. રજ્જુસર્પની સત્તા પ્રાતિ-ભાસિક છે. રજ્જુસર્પનો બાધ થવા માટે રજ્જુ( દોરડા )નું જ્ઞાન બસ છે. તેમાં બ્રહ્મજ્ઞાનની જરૂર નથી. આથી રજ્જુ સર્પ જેવા ભ્રમથી દેખાનારા પદાર્થો પ્રાતિભાસિક સત્તાના છે, પણ વ્યવહારમાં જે સ્પષ્ટ પદાર્થોને ખરા માનવામાં આવે છે તેમનો બાધ બ્રહ્મજ્ઞાન વિના થતો નથી, તેથી આ બધા પદાર્થ વ્યાવહારિક સત્તાના છે. પારમાર્થિક સત્તાની વસ્તુ એક જ છે. તે વસ્તુ બ્રહ્મ છે; કારણ કે તે વસ્તુ ત્રણેય કાળમાં અબાધિત છે. મનુષ્યની તૃષાનો નાશ મૃગ જળથી થતો નથી તેનું કારણ એ જ છે કે, મૃગજળની સત્તા અને તૃષાની સત્તા એ બને ભિન્ન પ્રકારની છે.

**નાશ્ય અને નાશક એક જ સત્તાના હોવા જોઈએ.** સાંસારિક દુઃખ જેમ વ્યાવહારિક છે તેમ ગુરુશાસ્ત્રાદિ સાધન પણ વ્યાવહારિક છે. આથી બંનેની સત્તા એક જ હોવાથી ગુરુશાસ્ત્રાદિ સાધનથી સાંસારિક અથવા વ્યાવહારિક દુઃખનિવૃત્તિ થવામાં કોઈ પણ હરકત નથી. તેથી **ખોટાનો નાશ ખોટાથી જ થાય છે; પરંતુ જેનો નાશ થવાનો હોય તે પદાર્થ અને જેનાથી નાશ કરાવવાનો હોય તે પદાર્થ સમસત્તાક હોવા જોઈએ.** એ સિદ્ધ થાય છે.

# પ્રકરણ ૮

## અજ્ઞાન અને માયાવિચાર

(એકંદર સિદ્ધાંત ૮)

સિ. ૧. અજ્ઞાનને કારણ જ નથી, તે અનાદિ છે.
સિ. ૨. અજ્ઞાન એ ભાવરૂપ અને અનિર્વચનીય છે.
સિ. ૩. માયા અનિર્વચનીય અને ભાવરૂપ તથા અનાદિ છે.
સિ. ૪. માયાનો આશ્રય અને વિષય બ્રહ્મ જ છે.
સિ. ૫. બ્રહ્મનું અદ્વિતીયપણું માયાના કારણે નાશ પામતું નથી.
સિ. ૬. સૃષ્ટિ થવા માટે માયા અને બ્રહ્મ એ બંનેની જરૂરત છે, તોપણ બ્રહ્મને જ શ્રેષ્ઠત્વ આપવું જોઈએ.
સિ. ૭. માયા શંકાત્મક જ છે.
સિ. ૮. માયા ત્રણ રૂપથી જગતના અનુભવમાં આવે છે.

### સિદ્ધાંત–૧

#### અજ્ઞાનને કારણ જ નથી, તે અનાદિ છે

अनाद्यविद्यानिर्वाच्या कारणोपाधिरुच्यते ।

અવિદ્યાના અવયવાર્થથી આરંભીને પ્રતિપાદન કરવા યોગ્ય કારણોપાધિ અનાદિ છે. –શંકરાચાર્ય

अनादिरविवेकोऽयं मूलाविद्येति गम्यताम् ।

જેના મૂળમાં અવિદ્યા રહેલી છે એવો આ અવિવેક અનાદિ છે. –પંચદશી

અજ્ઞાન એટલે અમુક વસ્તુની અથવા બાબતની માહિતી ન હોવી. અમુક વાત માલૂમ ન હોવાનું કારણ શું એવો પ્રશ્ન કરવામાં આવે તો મનુષ્ય તેનો શું ઉત્તર

આપશે? તે કહેશે કે મને ખબર નથી, અથવા તે વાત સમજવાને મેં પ્રયત્ન કર્યો નથી. આ સિવાય ત્રીજા અર્થનો ઉત્તર મળવો અશક્ય છે. તેનો પહેલો ઉત્તર તો ઉત્તર જ નથી; કારણ કે મને ખબર નથી એમ કહેવું અને ઉત્તર ન દેવો એ બન્ને એક જ છે. બીજો ઉત્તર પણ યોગ્ય નથી; કારણ કે અમે એમ પૂછીએ છીએ કે, અજ્ઞાનની નિવૃત્તિ કરવાના પ્રયત્નનો જે અભાવ તે અજ્ઞાન પહેલાનો કે અજ્ઞાન પછીનો? અજ્ઞાન પહેલાં પ્રયત્નનો એ અભાવ સંભવતો નથી અને પછી હોય તો કાર્ય પછી કારણ સંભવતું નથી (અ. સિ. ત. ૩૦). અજ્ઞાનને **કારણ નથી** એમ કહેવું અને તે **અનાદિ** છે એમ કહેવું તે બન્નેનો અર્થ એક જ છે, તેથી **અજ્ઞાનને કારણ જ નથી, તે અનાદિ** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨

**અજ્ઞાન એ ભાવરૂપ અને અનિર્વચનીય છે**

अज्ञानं तु सदसद्भ्यामनिर्वचनीयम् ।
त्रिगुणात्मकं ज्ञानविरोधि भावरूपम् ॥

અજ્ઞાન સત્ અને અસત્‌થી અનિર્વચનીય, ત્રિગુણાત્મક જ્ઞાનનું વિરોધી અને ભાવરૂપ છે.　　　　　—વેદાંતસાર

અજ્ઞાનને જો અભાવરૂપ માનીએ તો તે જ્ઞાનનો અભાવ હોવો જોઈએ. જ્ઞાન બે પ્રકારનાં છે: એક **સ્વરૂપ-જ્ઞાન** અને બીજું **વૃત્તિજ્ઞાન.** સ્વરૂપજ્ઞાન નિત્ય હોવાથી તેનો અભાવ સંભવતો નથી. હવે અજ્ઞાનને અભાવરૂપ માનવાથી તે વૃત્તિજ્ઞાનનો અભાવ હોવો જોઈએ. વૃત્તિજ્ઞાન એટલે વૃત્તિ દ્વારા પદાર્થને વ્યાપીને જે જ્ઞાન થાય છે

તે, જેમ કે ઘટજ્ઞાન. ઘટનું અજ્ઞાન જો અભાવરૂપ માનીએ, તો તે ઘટજ્ઞાનનો અભાવ હોવો જોઈએ, પણ ઘટના અજ્ઞાનસમયે ઘટજ્ઞાન હોઈ શકે નહીં. અને ઘટજ્ઞાન થયા સિવાય તેનો અભાવ કહી શકાય નહીં. તેથી **અજ્ઞાનને ભાવરૂપ** જ કહેવું જોઈએ. વળી તે સિવાય ભ્રમ આ ભાવરૂપ હોઈને અજ્ઞાનનું કાર્ય છે. અને તે અજ્ઞાનનું કાર્ય હોવાથી તેનું ઉપાદાન કારણ જે અજ્ઞાન તે પણ **ભાવરૂપ** જ હોવું જોઈએ (પ્ર. ૬, સિ. ૧). તેથી અજ્ઞાન આ વૃત્તિજ્ઞાનનો અભાવ હોઈ શકે નહીં. બીજી વાત એ છે કે, પદાર્થ ભાવરૂપ થયા વિના તેનો અનુભવ અને નિવૃત્તિ એ બંને વાત સંભવતી નથી. (અ. સિ. ત. ૨૭) પરંતુ અજ્ઞાન બધાના અનુભવમાં આવે છે અને જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે. એટલા માટે જ **અજ્ઞાન—ભાવરૂપ** છે.

હવે આ અજ્ઞાનનુ અનિર્વચનીયત્વ માયા પ્રમાણે જ સિદ્ધ થાય છે; એટલે કે જો તે નથી એમ કહીએ તો તે ભાસે છે અને છે એમ કહીએ તો જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે. તેથી તે સત્ અને અસત બનેથી ભિન્ન છે. આને જ અનિર્વચનીયત્વ કહે છે.

**તેથી અજ્ઞાન એ ભાવરૂપ અને અનિર્વચનીય** છે એ સિદ્ધ થયુ.

## સિદ્ધાંત-૩

**માયા અનિર્વચનીય અને ભાવરૂપ તથા અનાદિ છે**

नासदासीद्विभातत्वान्नो सदासीच्च बाधनात् ।
विद्यादृष्ट्या श्रुतं तुच्छं तस्य नित्यनिवृत्तत: ॥
तुच्छाऽनिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा ।
ભાસમાન હોવાથી અસત્ નહોતું તેમ જ नेह नानास्ति किंचन:

વગેરે નિષેધથી સત્ પણ નહોતું સત્ અને અસતરૂપપણું તો વિરોધીપણાને લીધે અયુક્ત છે તેથી શ્રુતિથી ઉવેખાયેલ છે એમ યુક્તિદષ્ટિથી અજ્ઞાનની અનિર્વચનીયતા દેખાડીને 'तुच्छमिद रूपमस्य–અજ્ઞાનનું (માયાનું) રૂપ તુચ્છ છે,' આની શ્રુતિ છે. જ્ઞાનના અનુભવથી તેનું તુચ્છત્વ અને નિત્યનિવૃત્તિ દેખાડતા કહે છે કે, શ્રુતિના બોધથી 'તુચ્છ' ત્રણે કાળમા અભાવવાળી હોવાથી, યુક્તિબોધથી 'અનિર્વચનીય' અને લૌકિક બોધથી વાસ્તવી આ પ્રમાણે માયા ત્રણ પ્રકારની જાણવી.

–પંચદશી, ચિત્રદીપ

अजामेकां लोहितशुक्लकृष्णाम् ।

સત્ત્વ, રજસ અને તમોગુણયુક્ત અદ્વિતીય માયારૂપ પ્રકૃતિને નમસ્કાર કરીએ છીએ.

–શ્રુતિ

માયા એટલે બ્રહ્મની શક્તિ માટીનું કાર્ય જેમ ઘટ તેમ માયાનુ કાર્ય આ જગત છે તેથી માયા જગતનું ઉપાદાન કારણ છે. [જગતનું ઉપાદાન બ્રહ્મ છે એમ પણ કહેવાય છે પરંતુ તે વિવર્ત ઉપાદાન છે પરિણામી નથી. (પરિભાષા જુઓ.)] માયા અને અજ્ઞાન એ બન્ને શબ્દનો અર્થ એક જ છે પણ **અજ્ઞાન વ્યષ્ટિરૂપ** અને **માયા સમષ્ટિરૂપ** છે; એટલે કે જીવના સંબંધથી તેને અજ્ઞાન કહે છે અને ઈશ્વરના સંબંધથી માયા કહે છે. તે બ્રહ્મની શક્તિ હોવાથી તેને આધીન છે, પરંતુ તેણે જીવને આચ્છાદિત કર્યો હોવાથી જીવ તેને આધીન થયો છે. આ માયા અનિર્વચનીય છે; કારણ કે તેને 'છે' એમ કહીએ તો તે જ્ઞાનથી બાધિત થાય છે અને 'નથી' એમ કહીએ તો જગતરૂપે પ્રત્યક્ષ ભાસે છે, તેમ જ તેને નિત્ય કહીએ તો જ્ઞાનથી તેનો અંત થાય છે અને અનિત્ય કહીએ તો જીવનું અજ્ઞાન હોય ત્યાં સુધી નિત્ય જ છે.

આ માયાને બ્રહ્મથી ભિન્ન કહીએ તો બ્રહ્મથી ભિન્ન તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. જો બ્રહ્મથી અભિન્ન કહીએ તો તે બ્રહ્મની માફક ત્રિકાલાબાધિત નથી. વારુ, જો ઉભયવિધ કહીએ તો સદસત્, નિત્યાનિત્ય, ભિન્નાભિન્ન એવા વિરુદ્ધ ધર્મો એક જ વસ્તુમા હોઈ શકે નહી, આમ કોઈ પણ રીતે તેનુ વર્ણન કરી શકાતું નથી; તેથી **તે અનિર્વચનીય છે** એમ ઠરે છે. હવે તે ભાવરૂપ-સત્તારૂપ કેવી રીતે છે તે જોઈએ. જે વસ્તુ અનુભવમા આવે છે અને જેની નિવૃત્તિ થાય છે તે ભાવરૂપ હોવી જોઈએ એવો નિયમ છે (અ. સિ. ત. ૨૭). માયા પણ આવી જ વસ્તુ હોવાથી તે પણ **ભાવરૂપ** જ છે એમ કહેવુ જોઈએ.

હવે તેનું અનાદિત્વ સિદ્ધ કરીએ. માયા **અનાદિ** છે. તેને જો આદિવાળી માનીએ તો તેનો કોઈ કર્તા અથવા કારણ હોવુ જોઈએ. સંસારમાંથી તેની ઉત્પત્તિ થઈ એમ કહીએ તો તે શકય નથી; કારણ કે સસાર તો એનુ કાર્ય છે. આ જ પ્રમાણે જીવમાથી અથવા ઈશ્વરમાથી આ માયા ઉત્પન્ન થવી શકય નથી; કારણ કે તે બને માયાના જ કાર્યો છે. શુદ્ધ બ્રહ્મને તેનું કારણ કહીએ તો તે અસંગ હોવાથી તે કોઈનું કારણ હોઈ શકે નહીં. માયાનું કાર્ય જે જગત તેમાં બધા કાર્યકારણભાવનો સમાવેશ થાય છે તેથી કાર્યકારણભાવને કારણભૂત એવી જે માયા તે શાસ્ત્રમાથી અથવા કેવી રીતે થઈ એવો પ્રશ્ન જ સંભવતો નથી, આથી માયા **અનાદિ** છે.

આમ સિદ્ધ થાય છે કે, **માયા અનિર્વચનીય અને ભાવરૂપ તથા અનાદિ છે.**

## સિદ્ધાંત–૪

### માયાનો આશ્રય અને વિષય બ્રહ્મ જ છે

स्वाश्रया स्वविषया स्वानुभवगम्या ।

બ્રહ્મ એ માયાનો આશ્રય છે, તેનો જ વિષય છે અને બ્રહ્મથી જ અનુભવગમ્ય છે.　　　　–શંકરાચાર્ય

બ્રહ્મ જેમ સર્વ જગતનો આશ્રય છે તેમ જગતનું કારણ જે માયા તે બ્રહ્મની શક્તિ હોવાથી બ્રહ્મના જ આશ્રયે હોવી જોઈએ. તેનો આશ્રય જીવ હોઈ શકે નહીં; કારણ કે જીવ એ માયાનું કાર્ય છે. જે કાર્ય છે તે કારણનો આશ્રય કેવી રીતે હોય? (અ. સિ. ત. ૩૧) તેથી માયા એ બ્રહ્મનો જ આશ્રય કરીને રહેતી હોય છે એમ કહેવું જોઈએ. બ્રહ્મ જેમ માયાનો **આશ્રય** છે તેમ તે તેનો **વિષય** પણ છે; કારણ કે બ્રહ્મ તેનાથી જ આચ્છાદિત થયેલું છે. દા. ત. અંધકાર જે જગ્યા પર પડેલો હોય છે એટલે કે જે જગ્યાનો આશ્રય કરીને રહેલો હોય છે તે જ અને તેટલી જ જગ્યાને તે ઢાંકી દે છે. શેવાળ જે પાણીના આધારે હોય છે તે જ પાણીને તે ઢાંકી દે છે. તે જ પ્રમાણે માયા પણ જે બ્રહ્મના આધારે રહે છે તે જ બ્રહ્મને ઢાંકી દે છે, માટે **માયાનો આશ્રય અને વિષય બ્રહ્મ જ** છે એમ સિદ્ધ થાય છે,

## સિદ્ધાંત–૫

### બ્રહ્મનું અદ્વિતીયપણું માયાના કારણે નાશ પામતું નથી

सर्वथा शक्तिमात्रस्य न पृथग्गणना क्वचित् ।
शक्तिकार्यं तु नैवास्ति द्वितीयं शक्यते कथम् ॥

શક્તિમાનની શક્તિમાનથી પૃથક્ ગણના ક્યાંય પણ હોતી નથી

અને શક્તિનાં કાર્યો તો ઉત્પન્ન થયેલા નથી તેથી ( સત્‌ના ) દ્વિતીય-પણાની શંકા કેમ થઈ શકે? સર્વથા નહિ.

–પંચદશી, પંચમહાભૂતવિવેક

**माया तेंचि ब्रह्म, ब्रह्म तेंचि माया ।**
**अंग आणि छाया तयापरी ॥**

શરીર અને તેની છાયા પ્રમાણે માયા તે જ બ્રહ્મ અને બ્રહ્મ તે જ માયા. –તુકારામ

બ્રહ્મ છે અને માયા પણ છે એમ શ્રુતિમાં કહ્યું હોવાથી બ્રમ અદ્વિતીય કેવી રીતે હોય? આવી શંકા પ્રથમ દૃષ્ટિએ થાય, પરંતુ વિચાર કરતાં જણાઈ આવશે કે, માયાને કારણે બ્રહ્મનું અદ્વિતીયત્વ તૂટતું નથી; કારણ કે બંનેના 'છે'પણામાં ભેદ છે. બ્રહ્મ ત્રિકાલાબાધિત છે, માયા એવી નથી, તે સત્–અસત્‌થી ભિન્ન એટલે કે અનિર્વચનીય છે ( પ્ર. ૮, સિ. ૩ ) તેથી હોવા છતાં ન હોવા જેવી જ છે, મનુષ્ય અને તેની છાયા, દોરી અને તેના વિષે દેખાતો સર્પ એ જોડકાંમાંના પદાર્થો ખરી રીતે બે નથી, પણ એક ખરો અને બીજો ખોટો છે, એટલે ન હોવા જેવો જ છે તેથી જેમ છાયાથી મનુષ્યનું અને સર્પથી દોરીનું અદ્વિતીયપણું તૂટતું નથી; તે પ્રમાણે માયાને લીધે બ્રહ્મનું અદ્વિતીયપણું જતું નથી. અથવા માયા એ બ્રહ્મની શક્તિ છે. પદાર્થની શક્તિ પદાર્થથી ભિન્ન સ્વતંત્ર અસ્તિત્વથી નથી હોતી ( અ. સિ. ત. ૩૨ ), જેમ અગ્નિની દાહક શક્તિ અગ્નિથી ભિન્ન સ્વતંત્રપણે રહી શકતી નથી તેમ. આથી **માયારૂપ શક્તિથી બ્રહ્મનું અદ્વિતીયપણું છૂટું પડતું નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૬

### સૃષ્ટિ થવા માટે જો કે માયા અને બ્રહ્મ એ બંનેની આવશ્યકતા છે, તોપણ બ્રહ્મને જ શ્રેષ્ઠત્વ આપવું જોઈએ.

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**

મારી ત્રિગુણાત્મિકા માયા મહત્તત્ત્વરૂપ પ્રથમ કાર્યનું વૃદ્ધિજનક કારણ છે, માટે તે 'મહદ્ બ્રહ્મ' કહેવાય છે. તે માયામાં હું મારા પ્રતિબિંબરૂપ ગર્ભને અર્પણ કરું છું. —ભગવદ્ગીતા, ૧૪-૩

**माया लहान ब्रह्म थोर । माया असार ब्रह्म सार ।**
***माया सरति पार । ब्रह्मासि नाहीं ॥***

માયા નાની છે, બ્રહ્મ મહાન છે. માયા અસાર છે, બ્રહ્મ સાર છે. માયાને આદિઅંત હોય છે અને બ્રહ્મને તે નથી. —દાસબોધ, ૬, ૫, ૧૦.

માયાની ઉપાધિ વિના કેવળ બ્રહ્મ સૃષ્ટિનું કારણ બની શકે નહિ. તેથી સોપાધિક બ્રહ્મ જ જગતનું કારણ છે એમ માનવું જોઈએ. અને શ્રુતિમાં પણ એમ જ કહ્યું છે. આથી માયા અધિક કે બ્રહ્મ અધિક એવો પ્રશ્ન લોકો કરે છે. તેનો ઉત્તર એ છે કે બ્રહ્મ સિવાય માયાનું સ્વતંત્ર અસ્તિત્વ નહિ હોવાથી બ્રહ્મને જ શ્રેષ્ઠતા આપવી યોગ્ય છે. આ વાત આગળ આપેલા દૃષ્ટાંત પરથી સારી રીતે ધ્યાનમાં આવશે. પ્રજોત્પાદનના કામમાં પતિ અને પત્ની એ બંનેની આવશ્યકતા હોય છે તો પ્રજોત્પાદનનું શ્રેય પતિને આપવું કે પત્નીને? આ પ્રશ્નનો નિકાલ સૂક્ષ્મ વિચારને અંતે એવો આવે છે કે, તે શ્રેય પતિને જ આપવું યોગ્ય છે; કારણ કે પતિ વિષયી-ભોક્તા અને પત્ની વિષય-ભોગ્ય છે; તેથી પ્રજાની ઉત્પાદક શક્તિ પતિ પાસે જ આવે છે. પત્ની કેવળ ઉપકારણ (સાધન) છે. આમાં એવી શંકા થઈ શકે કે, પ્રજોત્પાદનના કામમાં જેટલી પતિની

આવશ્યકતા છે એટલી જ પત્નીની પણ છે; કારણ કે પત્ની જો ન હોય તો એકલા પતિથી પ્રજોત્પાદન થશે નહિ. આ શંકા કેટલેક અંશે જો કે બરાબર છે તોપણ ધર્મ-શાસ્ત્રની દૃષ્ટિએ વિવાહ કરવો એ પુરુષાધીન હોવાથી તે વિવાહ ન કરે ત્યાં સુધી સ્ત્રીને પત્નીત્વ જ મળતું નથી. આથી અહીં પતિને જ શ્રેષ્ઠત્વ આપવું યોગ્ય છે. આ વાત આગળના દૃષ્ટાંત પરથી આથી ય વધુ સારી રીતે સમજાશે.

કુહાડીની સહાયતા વિના માણસ વૃક્ષાદિ પદાર્થ કાપી શકે નહિ, તોપણ વૃક્ષછેદન ક્રિયામાં શ્રેષ્ઠત્વ મનુષ્યને જ આપવું જોઈએ; કારણ કે મનુષ્ય સચેતન છે અને કુહાડી અચેતન છે. કુહાડી વિના ય મનુષ્ય બીજી ગમે તે રીતે વૃક્ષને કાપી શકશે, પણ મનુષ્યની સહાયતા વિના કુહાડી કંઈ જ કરી શકે નહિ. વળી તે સિવાય કુહાડી મનુષ્યે જ ઉત્પન્ન કરી હોવાથી મનુષ્ય શ્રેષ્ઠ છે એ વાત વિશેષપણે સિદ્ધ થાય છે. તે પ્રમાણે બ્રહ્મની શક્તિ જે માયા તેને બ્રહ્મ-થી વ્યતિરિક્ત જોઈએ તો તે બિલકુલ નહિવત્ ઠરે છે, પણ બ્રહ્મનું અસ્તિત્વ ત્રિકાલાબાધિત છે. તેથી **જગતની ઉત્પત્તિના કામમાં જો કે માયા અને બ્રહ્મ એ બંનેની આવશ્યકતા છે, તોપણ બ્રહ્મને જ શ્રેષ્ઠત્વ આપવું જોઈએ,** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૭

### માયા શંકાત્મક જ છે

विस्मयैकशरीराया मायायाश्चोद्यरूपतः।
अन्वेष्यः परिहारोऽस्या बुद्धिमद्भिः प्रयत्नतः॥

જેનું મુખ્ય સ્વરૂપ આશ્ચર્યકારક છે એવી માયા પ્રશ્નરૂપ જ છે

તેથી તેનો પરિહાર બુદ્ધિમાન મનુષ્યોએ પ્રય નથી જ ખોળવા જેવો છે.
—પંચદશી, ચિત્રદીપ, ૧૩૯

માયા કેવી રીતે પેદા થઈ? આવો પ્રશ્ન હમેશાં કરવામાં આવે છે; પણ આ પ્રશ્નનો ઉત્તર આજ સુધી કોઈ જ આપી શક્યુ નથી અને હજી પણ આ પ્રશ્ન અનંતકાળ સુધી એવો જ રહેશે (પ્ર ૮, સિ. ૩). ઘણાનો એવો મત છે કે, દિવસે દિવસે શાસ્ત્રોની પ્રગતિ થઈ રહી છે તેથી એવો એક દિવસ આપશે કે જ્યારે કોઈક તો આ પ્રશ્નનો ઉત્તર સંતોષકારક રીતે આપવા સમર્થ થશે, પણ વિચાર કરતાં એમ જણાઈ આવશે કે, માયાનો સ્વભાવ જ **સંશયાત્મક** છે. જે પ્રમાણે પાણીનો સ્વભાવ પ્રવાહીપણું, અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા, પથ્થરનો સ્વભાવ કઠિનતા તે પ્રમાણે **સંશયાત્મકતા** એ માયાનો સ્વભાવ જ છે. આ સ્વભાવ જ્યા સુધી મનુષ્યને નિશ્ચયથી સમજાતો નથી ત્યાં સુધી તે તેના કારણની શોધ કરે છે અને તે કારણ જડતું નથી તેથી હતાશ થાય છે. પણ જે વાતથી અજ્ઞ લોકો હતાશ થઈ જાય છે તે જ વાતથી તત્ત્વજ્ઞને સમાધાન થાય છે; કારણ કે **માયાનું સ્વરૂપ સંશયાત્મક જ છે એવો સિદ્ધાંત જ** તેમણે કરાવ્યો છે. કોઈ પણ શંકા ઉત્પન્ન થતાં તે શંકા પર શંકા કરવી યોગ્ય નથી, તેથી તેનુ સમાધાન જ કરવું જોઈએ. માયાનુ કાર્ય જે જગત તેની ઉત્પત્તિ વિષે આજ સુધી ઘણા પંડિતોએ વિચાર કર્યો, તોપણ તેમને તેની ભાળ લાગી નથી. આનું કારણ તેના મિથ્યાત્વનું અજ્ઞાન છે. રજ્જુસર્પની જાતિ કઈ? તેનું વિષ કેટલા પ્રમાણમાં મારક છે? વગેરે બાબતની તપાસ જેમ નિરર્થક-વ્યર્થ છે, તે પ્રમાણે આ શંકાત્મક માયા વિષે પ્રશ્ન કરવા

વ્યર્થ છે. આથી **માયા શંકાત્મક** જ છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૮

**માયા ત્રણ રૂપે જગતના અનુભવમાં આવે છે**

तुच्छाऽनिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा।
ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः ॥

શ્રૌત, યૌક્તિક અને લૌકિક એ ત્રણ પ્રકારના બોધથી માયા ક્રમશ તુચ્છ, અનિર્વચનીય અને વાસ્તવી એવા ત્રણ પ્રકારની છે.

–પંચદશી, ચિત્રદીપ

અહીં માયા એટલે માયાનું કાર્ય જે જગત તે જ સમજવું જોઈએ. જગતને જોવાની દૃષ્ટિ ત્રણ છેઃ વ્યવહાર-દૃષ્ટિ, તર્કદૃષ્ટિ અને જ્ઞાનદૃષ્ટિ. વ્યવહારદૃષ્ટિ એટલે સાધારણ લોકોની દૃષ્ટિ, તર્કદૃષ્ટિ એટલે સાધકબાધક પ્રમાણથી ઊહાપોહ કરનારા વિદ્વાન લોકોની દૃષ્ટિ અને જ્ઞાનદૃષ્ટિ એટલે અદ્વૈત બ્રહ્મનું જેમને દૃઢ જ્ઞાન થયુ છે એવા તત્ત્વવેત્તાઓની દૃષ્ટિ. સાધારણ લોકોની દૃષ્ટિએ આ **જગત સત્ય** છે, કારણ તેમણે તેનો કદી વિચાર કર્યો નહીં હોવાથી જ તે ખોટું લાગવાનું કારણ જ નથી. પંડિત લોકોએ જગતની ઉત્પત્તિ વિષે પુષ્કળ વિચાર કર્યો, પણ તે શ્રુતિને છોડીને પોતાની બુદ્ધિના બળ પર કર્યો હોવાથી તેમને કંઈ જ હાથ ન લાગતા સંશયના ખાબોચિયામાં ડચકાં ખાતાં બેમી રહેવું પડે છે (પ્ર. ૮, સિ. ૭). તેથી આવા લોકોની દૃષ્ટિએ **જગત અનિર્વચનીય** છે. હવે ત્રીજી જે દૃષ્ટિ તે બ્રહ્મજ્ઞાની-ની. તેની દૃષ્ટિથી તો આ જગત મિથ્યા જ હોવાથી તેમને તે તુચ્છ લાગે છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના લોકોની દૃષ્ટિથી **માયા સત્ય અનિર્વચનીય અને તુચ્છ એવા ત્રણ પ્રકારના રૂપથી ભાસે** છે એમ સિદ્ધ થાય છે.

# પ્રકરણ–૯

## ઐકયવિચાર

### ( એકંદર સિદ્ધાંત ૯ )

સિ. ૧. માયોપાધિક બ્રહ્મ જ જગતનો કર્તા છે, તેને જ ઈશ્વર કહે છે.

સિ. ૨. જગતનું નિમિત્તકારણ જે ઈશ્વર તે જ તેનું ઉપાદાનકારણ પણ છે.

સિ. ૩. ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સ્વતંત્ર છે.

સિ. ૪. જીવ એ ઈશ્વરનો અંશ એટલે કે પ્રતિબિંબ છે.

સિ. ૫. જ્ઞાન, અજ્ઞાન અને બંધમોક્ષ એ માત્ર જીવને જ હોય છે, બ્રહ્મને તેનો સ્પર્શ પણ થતો નથી.

સિ. ૬. જીવાત્મા ઈશ્વર જ છે.

સિ. ૭. જીવ બ્રહ્મ જ છે.

સિ. ૮. પ્રત્યગાત્મા ( કૂટસ્થ ) બ્રહ્મ જ છે.

સિ. ૯. આ સર્વ જગત બ્રહ્મરૂપ જ છે.

## સિદ્ધાંત–૧

### માયોપાધિક બ્રહ્મ જ જગતનો કર્તા છે, તેને જ ઈશ્વર કહે છે

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।**

માયાને જ પ્રકૃતિ અર્થાત્ જગતનું ઉપાદાનકારણ જાણવું. માયી એટલે કે માયોપાધિક અંતર્યામી મહેશ્વરને–માયાના અધિષ્ઠાતાને એનું નિમિત્તકારણ જાણવું. –શ્રુતિ

कारणोपाधिरीश्वरः ।

આ જીવ કાર્યોપાધિક ઈશ્વર કારણોપાધિ છે. —શ્રુતિ

બ્રહ્મ જગતનું કારણ છે એમ છઠ્ઠા પ્રકરણના દસમા સિદ્ધાંતથી સિદ્ધ કર્યું છે. કારણના **નિમિત્ત** અને **ઉપાદાન** એવા બે પ્રકાર છે. જે પદાર્થને બનાવે છે તે તે પદાર્થનું નિમિત્તકારણ છે અને જે દ્રવ્યનો તે બને છે તે તેનું ઉપાદાન કારણ છે. દા. ત. એક માટીની પૂતળી છે. તે જે કારીગરે બનાવી તે તેનું નિમિત્તકારણ અને જે માટીથી તે બની તે તેનું ઉપાદાનકારણ સમજવું. નિમિત્તકારણને જ કર્તા કહે છે. હવે જગતનું કારણ બ્રહ્મ છે (પ્ર. ૬, સિ. ૧૦) પરંતુ ઉપરનાં બે પ્રકારનાં કારણો પૈકી બ્રહ્મ જગતનું કયું કારણ છે, તે પ્રશ્નનો વિચાર કરવો યોગ્ય છે. બ્રહ્મસ્વરૂપનો વિચાર કરતાં તે નિર્વિકાર પરિપૂર્ણ અને અક્રિય હોવાથી તેનામાં જગતની ઉત્પત્તિરૂપ ક્રિયા જ સંભવતી નથી. આમ હોવાથી તેણે (જગત) કેવી રીતે બનાવ્યું એવી શંકા ઉત્પન્ન થાય છે. તેનું સમાધાન એ છે કે **કેવળ** બ્રહ્મમાં ક્રિયા સંભવિત નથી, તોપણ **માયા સહિત** જે બ્રહ્મ તેમાં ક્રિયા સંભવે છે; કારણ માયા એ બ્રહ્મની શક્તિ છે. તે શક્તિ દ્વારા બ્રહ્મ આ જગતને ઉત્પન્ન કરે છે એમ કહેવામાં કંઈ હરકત જણાતી નથી. આ માયાને જ સાંખ્યમાં પ્રકૃતિ કહે છે. કોઈ કહેશે કે માયાની શક્તિ દ્વારા બ્રહ્મ જ જગત ઉત્પન્ન કરે છે, એમ કહેવાથી બ્રહ્મ અને શક્તિ એવા બે પદાર્થ થઈને 'एकमेवाद्वितीयम्' એવા શ્રુતિસિદ્ધાંતને બાધ આવે છે. અને તેથી બ્રહ્મની અદ્વૈતહાનિ થાય છે. આ શંકાનો ઉત્તર પ્ર. ૮, સિ. ૬. માં આપ્યો છે. પદાર્થની શક્તિનું પદાર્થને છોડીને જુદું એવું

સ્વતંત્ર અસ્તિત્વ નથી. દા. ત. અગ્નિની દાહક શક્તિ અગ્નિને છોડીને અલગ રહી શકતી નથી. ( બ્ર. સિ. ત. ૩૨ ) તેથી તેનું અસ્તિત્વ જુદું માની શકાય નહીં. અગ્નિનું જે અસ્તિત્વ છે તે જ તેનુ અસ્તિત્વ છે. તેથી માયા બ્રહ્મની શક્તિ હોવાથી તેના યોગે બ્રહ્મના અદ્વિતીયત્વને જરા યે ધક્કો લાગતો નથી. આ વાત અહીં આપેલા લૌકિક દૃષ્ટાંતથી સારી રીતે ધ્યાનમા આવશે. મનુષ્ય જે જે ક્રિયા કરે છે તે કરવામાં પહેલા ઇચ્છાની સહાયતા જોઈએ છે. ઇચ્છા ન હોય તો ક્રિયા થતી નથી. ઇચ્છા આપણી શક્તિ જ છે. આ ઇચ્છાશક્તિ મનુષ્યને છોડીને સ્વતંત્ર રહી શકતી નથી. ઇચ્છાને છોડીને મનુષ્ય થોડો વખત પણ રહી શકશે; પણ મનુષ્યને છોડીને ઇચ્છા રહે એ અશક્ય છે. તેથી તેને સ્વતંત્ર સત્તા–અસ્તિત્વ નથી. તે પ્રમાણે માયા એ પરમેશ્વરની ઇચ્છા જ છે. ઇચ્છા મનની એક વૃત્તિ છે. જે પ્રમાણે સ્વપ્નમા આપણે મનોમય સૃષ્ટિ રચીએ છીએ તે પ્રમાણે ઈશ્વરનું મન જે માયા તેના યોગથી તે આ વિચિત્ર જગતની રચના કરે છે એમ કહેવું યુક્તિ વિરુદ્ધ નથી. તેથી **માયોપાધિક બ્રહ્મ જ જગતનો કર્તા છે, તેને જ ઈશ્વર કહે છે.**

## સિદ્ધાંત–૨

### જગતનું નિમિત્તકારણ જે ઈશ્વર તે જ તેનું ઉપાદાનકારણ પણ છે

तदैक्षत बहुस्यां प्रजायेय ।

તે સતે ઇક્ષણ–દર્શન કર્યું 'હું અનેક પ્રકારથી ઉત્પન્ન થાઉં.'

–શ્રુતિ

यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
यथा सतः पुरुषात्केशलोमानि तथाक्षरात् संभवतीह विश्वम् ।

જેવી રીતે કરોળિયો બીજા કોઈ સાધનની અપેક્ષા ન રાખતાં પોતાના શરીરથી અભિન્ન–જુદા નહીં એવા તંતુઓને પોતે જ રચીને તેમને બહાર ફેલાવે છે ને પછી ફરીથી તેમને ગળી-પણ જાય છે અર્થાત્ પોતાના શરીરમાં સમાવી દે છે; વળી જેવી રીતે પૃથ્વીમાં વનસ્પતિઓ તેનાથી અલગ રહીને જ ઉત્પન્ન થાય છે અને જેવી રીતે જીવિત પુરુષમાંથી એનાથી સર્વથા ભિન્ન વાળ અને રૂંવાડાં ઊગતાં હોય છે, તેવી જ રીતે અવિનાશી પરબ્રહ્મથી સર્વ કાંઈ ઉત્પન્ન થાય છે. –શ્રુતિ

સૃષ્ટિમાં પદાર્થનું નિમિત્તકારણ ઉપાદાનકારણથી જુદું હોય છે, એવો નિયમ નજરે પડે છે. જેમ કે ઘટનું નિમિત્તકારણ કુંભાર અને ઉપાદાનકારણ માટી છે. આમ હોવા છતાં જગતનું નિમિત્તકારણ જે ઈશ્વર તે જ તેનું ઉપાદાનકારણ કેવી રીતે બને, એવી શંકા સહજ થાય. પરંતુ સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં ઉપરના નિયમને વિરોધ આવતો નથી એમ જણાશે. માયા બ્રહ્મથી ભિન્ન નથી એમ પાછળના સિદ્ધાંતમાં સિદ્ધ કર્યું છે અને માયા એ ઇચ્છા અથવા વૃત્તિ છે એમ ઉપર કહ્યું છે. હવે ઉપરના ઘટના ઉદાહરણમાં ઘટમાં બે અંશ છેઃ એક માટી અને બીજો આકાર. જેને આપણે ઘટ કહીએ છીએ તે આકાર કે માટી? બધાં નામ ઉપાધિને આપેલાં હોય છે એમ અમે પાછળ સિદ્ધ કર્યું છે (પ્ર. ૩, સિ. ૩૮), તે પ્રમાણે ઘટ એ નામ આકારનું છે, માટીનું નહીં. હવે આકારસ્વરૂપ જે ઘટ તેનું ઉપાદાન કુંભારની બુદ્ધિ જ છે એમ કહેવું જોઈએ; કારણ કે બધા આકાર કલ્પનાના જ (મનોમય) છે. (પ્ર. ૩, સિ. ૪૯)

માયા એ ઈશ્વરની કલ્પના, બુદ્ધિ અથવા ઇચ્છા છે. તેથી સાકાર એવા જગતનુ ઉપાદાનકારણ માયા છે એમ સિદ્ધ થાય છે. આપણી બુદ્ધિ અને ઈશ્વરની માયા એ બેમાં એટલો જ ભેદ છે કે આપણી કલ્પનાને અથવા બુદ્ધિને ઘટ વગેરે પદાર્થ બતાવવા માટે માટી વગેરે દ્રવ્યની સામગ્રીની જરૂર પડે છે તેવી ઈશ્વરની બુદ્ધિને (માયાને) જુદી સામગ્રીની જરૂર નથી. તેની જે કલ્પના થાય છે તે જ ચિત્રવિચિત્ર એવા જગતરૂપે આપણને ભાસે છે. આ જે માયા અને બુદ્ધિ વચ્ચેનો ભેદ કહ્યો તે પણ આપણા જાગૃત અવસ્થાના સંબંધથી છે; પરંતુ સ્વપ્નનું દૃષ્ટાંત લઈએ તો તે ઈશ્વરની સૃષ્ટિ સાથે રજેરજ મળતું આવે છે. સ્વપ્નમાંના હાથી, ઘોડા, પર્વત, નદીઓ વગેરે પદાર્થનું ઉપાદાન આપણું મન જ છે. તે પ્રમાણે જગતનું ઉપાદાન ઈશ્વરની બુદ્ધિ એટલે માયા જ છે. માયા બ્રહ્મને છોડીને સ્વતંત્ર અસ્તિત્વથી રહી શકતી નથી એમ અમે પાછળના પ્ર. ૯, સિ. ૧. માં સિદ્ધ કર્યું છે. તેથી માયા દ્વારા બ્રહ્મ જ જગતનું ઉપાદાન છે. આ એક અમારી ઉપપત્તિ થઈ; પરંતુ શ્રુતિએ પણ બીજી રીતે આમ જ કહ્યું છે. તે પ્રક્રિયા આવી છે–ઉપાદાનકારણના પ્રકાર બે છે: એક વિવર્ત અને બીજું પરિણામી. (કોઈ કોઈ વાર ઉપાદાન કારણના ત્રણ પ્રકાર માનવામાં આવે છે–આરંભ, પરિણામ, વિવર્ત–પ્ર. ૩, સિ. ૪૭ જુઓ.) રજ્જુ વિષે ભ્રમથી સર્પ ભાસે છે ત્યારે એ રજ્જુ તે સર્પનો વિવર્તોપાદાન છે. અને અજ્ઞાન પરિણામી ઉપાદાન છે; કારણ કે જે સર્પ ભાસે છે તે અજ્ઞાનનું જ પરિણામ છે. આ દૃષ્ટાંત પ્રમાણે બ્રહ્મ એ જગતનું વિવર્તોપાદાન છે અને બ્રહ્મથી અભિન્ન એવી માયા

પરિણામોપાદાન છે. તેથી અહીં પણ નિમિત્ત અને ઉપાદાન એક જ છે. આ વાત આ સિદ્ધાંતના મથાળે આપેલી શ્રુતિ એ કરોળિયા નામના જંતુના દૃષ્ટાંતથી સિદ્ધ કરી છે. જે પ્રમાણે કરોળિયો પોતાના જ શરીરમાંથી રસ લઈને તેનું જાળું બનાવે છે, તે પ્રમાણે ઈશ્વર પોતાનાથી અભિન્ન એવી જે માયાશક્તિ તેના યોગથી આ જગતજાળ બનાવે છે. તેથી ઉપરના શ્રુતિએ કહેલા સાદૃશ્યથી પણ **ઈશ્વરની અભિન્ન નિમિત્તોપાદાનતા** સિદ્ધ થાય છે. તેથી જગતનું **નિમિત્તકારણ જે ઈશ્વર તે જ તેનું ઉપાદાનકારણ પણ** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩

### ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સ્વતંત્ર છે

**एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य।**

આ જગતનો કર્તા સર્વનો ઈશ્વર છે, આ સર્વજ્ઞ છે, આ અંતર્યામી છે ને આ જ બધાનું ઉત્પત્તિસ્થાન છે

જે કાર્યનો જે કર્તા હોય છે તેને તે કાર્યનું અને તેના ઉપાદાનનું સમગ્ર જ્ઞાન હોયા વિના તે કાર્ય તેનાથી થઈ શકે નહીં (અ. સિ. ત. ૩૩). આથી અચિંત્ય, રચનાત્મક અને મનને આશ્ચર્યચકિત કરનાર આ જગત જેણે કર્યું તે સર્વજ્ઞ હોવો જોઈએ. તેમ જ જેમાં અનંત શક્તિવાળા એવા અનેક પદાર્થ છે એવું ચિત્રવિચિત્ર અદ્ભુત જગત જેણે કર્યું તે સર્વશક્તિમાન હોવો જોઈએ. અને જેનામાં સર્વ શક્તિ છે તેના પરતંત્ર હોવાનું કારણ નથી. તેથી તે સ્વતંત્ર છે. આ પ્રમાણે **ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સ્વતંત્ર છે** એમ સિદ્ધ થાય છે.

—અંશ એટલે કે પ્રતિબિંબ છે એમ સિદ્ધ

## સિદ્ધાંત–૫

### જ્ઞાન, અજ્ઞાન અને બંધમોક્ષ એ માત્ર જીવને જ હોય છે, બ્રહ્મને તેનો સ્પર્શ પણ થતો નથી

अज्ञानमावृतिस्तद्वद्विक्षेपश्च परोक्षधीः ।
अपरोक्षमतिः शोकमोक्षस्तृप्तिर्निरंकुशा ॥
सप्तावस्था इमाः संति चिदाभासस्य तास्विमौ ।
बंधमोक्षौ स्थितौ तत्र तिस्रो बंधकृतः स्मृताः ॥

અજ્ઞાન, અસત્ત્વાપાદક અને અભાવાપાદક એમ બે પ્રકારનું આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષબોધ, શોકનાશ અને નિરંકુશ-તૃપ્તિ એ સાત અવસ્થા ચિદાભાસમાં છે, તેમાં બંધ અને મોક્ષસ્થિતિ છે–તેમાં અજ્ઞાન, આવરણ અને વિક્ષેપ એ ત્રણ બંધ–સંસારની કારણભૂત છે —પંચદશી, તૃપ્તિદીપ ૩૩,૩૪

સર્વ ઉપાધિરહિત સચ્ચિદાનંદસ્વરૂપ એવું જે જગતનું અધિષ્ઠાન તે બ્રહ્મ છે, બુદ્ધિમાં પડેલું બ્રહ્મનું અહંસ્ફુરણરૂપ પ્રતિબિંબ છે તેને જીવ કહે છે (પ્ર. ૯, સિ. ૪). જ્ઞાન અને અજ્ઞાન એ બુદ્ધિના ધર્મ છે (અ. સિ. ત. ૩૪), બ્રહ્મના નહિ; કારણ કે બ્રહ્મમાં કોઈ ધર્મ જ નથી. જાગૃતિમાં બુદ્ધિ હોય છે ત્યારે જ માત્ર જ્ઞાન અને અજ્ઞાન અનુભવમાં આવે છે, પણ સુષુપ્તિમાં બુદ્ધિના અભાવે તે અનુભવમાં આવતાં નથી, તેથી તે બુદ્ધિના જ ધર્મ છે એમ કહેવું જોઈએ. મને અમુક બાબતનું જ્ઞાન થયું, અમુક વાત હું જાણતો નથી એવો અહંબુદ્ધિગત અનુભવ મનુષ્યને થાય છે. આ અનુભવ પરથી પણ જ્ઞાન અને અજ્ઞાન એ બ્રહ્મના ધર્મ

નથી એમ સિદ્ધ થાય છે. જ્ઞાન અને અજ્ઞાન એ બુદ્ધિના જ ધર્મ હોવાથી તે ઉપાધિ જીવને પણ છે એમ શાસ્ત્ર કહે છે. આમ જ્ઞાન અને અજ્ઞાન જ્યારે જીવાશ્રિત છે ત્યારે બંધમોક્ષ પણ તેને જ થાય છે એમ કહેવું જોઈએ. બ્રહ્મ કદી બદ્ધ પણ થતું નથી અથવા મુક્ત પણ થતું નથી. તેથી **જ્ઞાન, અજ્ઞાન અને બંધમોક્ષ એ માત્ર જીવને જ હોય છે, બ્રહ્મને તેનો સ્પર્શ પણ થતો નથી.**

## સિદ્ધાંત-૬

### જીવાત્મા ઈશ્વર જ છે

अयमात्मा ब्रह्म । तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ।

આ આત્મા બ્રહ્મ છે, તે રચીને તે તેમાં પ્રવેશી ગયો -શ્રુતિ

જીવનું અને ઈશ્વરનું એક શુદ્ધ અને બીજું અશુદ્ધ એવા બબ્બે રૂપ છે. શુદ્ધ એટલે લક્ષ્ય અને અશુદ્ધ એટલે **વાચ્ય.** આ પૈકી ઉપાધિકલ્પિત જે વાચ્ય અંશ તે બાદ કરીએ તો તો બાકી રહેલું જે શુદ્ધ સ્વરૂપ તે ભિન્ન નથી પણ એક જ છે. દા. ત. કૃષ્ણા નદીનો પ્રવાહ તેના ઉગમ-સ્થાનના ગામ વાઈ પાસે તદ્દન નાનો દેખાય છે. કલ્પના કરો કે ત્યાં મચ્છલીપટ્ટણનો કોઈ અજ્ઞાન છોકરો આવ્યો, તેને કોઈ એમ કહે કે તમારા ગામમાં જે નદી છે તે જ આ. આ સાંભળીને ભૂગોળની માહિતી ન હોવાથી તે છોકરાને ભારે નવાઈ લાગશે. પણ જે મનુષ્યને પ્રવાસનો અનુભવ અને ભૂગોળની માહિતી છે તેના ધ્યાનમાં ઉપરની વાત આવતાં વિલંબ નહિ થાય. આ દૃષ્ટાંતમાં વાઈ અને મચ્છલીપટ્ટણના કિનારા સહિત નદીનાં જે રૂપ તે અશુદ્ધ અથવા વાચ્ય સમજવાં. અને આ બે ગામ બાદ કરીને

ઉગમથી તે મુખ સુધીનુ નદીનું કેવળ જે રૂપ તે શુદ્ધ અથવા લક્ષ્ય છે. અહીં ગામની ઉપાધિને કારણે નદીનાં રૂપો ભલે ભિન્ન દેખાય તોપણ ઉપાધિની કલ્પના બાદ કર્યા પછી બાકી રહેલુ નદીનુ જે શુદ્ધ રૂપ તે એક જ છે. આ દષ્ટાંત પ્રમાણે જીવનું અલ્પસત્ત્વ, અલ્પશક્તિમત્ત્વ, દુઃખિત્વ વગેરે અવિદ્યોપાધિક ગુણ અને ઈશ્વરના સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્વ, આનંદરૂપત્વ વગેરે માયોપાધિક ગુણોને એક બાજુથી બાદ કરી લઈએ તો બાકીનુ જે શુદ્ધ ચૈતન્યરૂપ તે બંનેનુ એક જ છે. આવી જે ઐક્યસિદ્ધિ કરવાની રીત તેને જ વેદાંતશાસ્ત્રમાં જહદજહલ્લક્ષણા (પરિભાષા જુઓ) કહે છે. આથી **જીવાત્મા ઈશ્વર** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૭

### જીવ બ્રહ્મ જ છે

**अयमात्मा ब्रह्म। तत्त्वमसि।**

આ આત્મા બ્રહ્મ છે. અહીં આ શબ્દ વિશ્વ, તૈજસ–પ્રાજ્ઞ અને તુરીયાપણા વડે વિભાગ પામેલાને પ્રત્યગાત્મપણા વડે અભિનયથી શારીરવ્યાપારથી કથન કરે છે.

જે આત્માથી આ સમગ્ર જગત આત્મવાન છે તે જ સત્ સંજ્ઞાવાળું કારણ સત્ય અર્થાત્ પરમાર્થસત્ છે. આથી તે આત્મા જ જગતનુ પ્રત્યક્ સ્વરૂપ સતત્વ એટલે કે યાથાત્મ્ય છે, કારણ કે જેવી રીતે ગો વગેરે શબ્દ બળદ, ગાય વગેરે અર્થમાં રૂઢ છે, તેની જ રીતે ઉપપદરહિત 'આત્મા' શબ્દ પ્રત્યગાત્મામાં રૂઢ છે; આથી હે શ્વેતકેતો! તે સત્ તુ છે.　　—શ્રુતિ

બુદ્ધિમાં પડેલું જે બ્રહ્મનું પ્રતિબિંબ તેને જીવ કહે છે. આંગણામા પાણી ભરીને મૂકી છાડેલા વાસણમાં આકાશમાંના સૂર્યનુ જે પ્રતિબિંબ પડે છે તેને સૂર્યથી

ભિન્ન હોવાનું કહી શકાય નહિ; કારણ કે પ્રતિબિંબનું અસ્તિત્વ બિંબના અસ્તિત્વ પર આધાર રાખે છે, તેથી પ્રતિબિંબ એ બિંબ જ છે. (પ્રતિબિંબનું વિશેષ સ્પષ્ટીકરણ પ્ર. ૯, સિ. ૪ માં જુઓ.) આ ન્યાયે જીવ પણ બ્રહ્મનું પ્રતિબિંબ જ હોવાથી તેનું બ્રહ્મથી વ્યતિરિક્ત સ્વતંત્ર અસ્તિત્વ નથી, તેથી જીવ બ્રહ્મ જ છે. બીજી વાત એ છે કે, બ્રહ્મ અને જગતનું ઐક્ય સિદ્ધ કરવા માટે જે બાધસામાનાધિકરણ્ય હવે પછી આગળ (સિ. ૯ માં) બતાવેલ છે **તે** જીવ બ્રહ્મૈક્યને પણ લાગુ પડે છે. 'જીવ બ્રહ્મ છે' એ વાક્યમાં જીવત્વનો બાધ થઈને કેવળ બ્રહ્મનું ગ્રહણ કરવામાં આવે છે, તેથી બાધસામાનાધિકરણ્ય ન્યાયે **જીવ જ બ્રહ્મ** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૮

### પ્રત્યગાત્મા (કૂટસ્થ) બ્રહ્મ જ છે

**घटे नष्टे यथा व्योम व्योमैव भवति स्वयम् ।**
**तथैवोपाधिविलये ब्रह्मैव ब्रह्मवित्स्वयम् ॥**

ઘટનો નાશ થતાં ઘટાકાશ સ્વયં મહદાકાશ બની જાય છે તેમ ઉપાધિના વિલયથી બ્રહ્મવિદ્ સ્વયં બ્રહ્મ જ બની જાય છે. –શ્રુતિ

અંતઃકરણાવચ્છિન્ન જે ચૈતન્ય તેને **પ્રત્યગાત્મા** અથવા **કૂટસ્થ** એમ કહે છે. અને શુદ્ધ અને વ્યાપક ચૈતન્યને **બ્રહ્મ** કહે છે. જે પ્રમાણે ઘટાકાશ ને મહાકાશ એ બન્ને વચ્ચે ભેદ નથી તે પ્રમાણે પ્રત્યગાત્મા અને બ્રહ્મ ભિન્ન નથી, પણ એક જ છે. શ્રુતિમાં અનેક સ્થાને બ્રહ્મને જ આત્મા કહેલ છે. કોઈ ઠેકાણે 'ब्रह्मैवेदं सर्वम्' તો કોઈ ઠેકાણે 'आत्मैवेदं सर्वम्' કહ્યું છે. આથી **બ્રહ્મ** અને **આત્મા**

એ બન્ને શબ્દોથી દર્શાવેલી વસ્તુ એક જ છે એવું અનુમાન થાય છે.

જો ચિદ્રૂપ આત્માથી બ્રહ્મને ભિન્ન કલ્પીએ તો બ્રહ્મનું બ્રહ્મત્વ જ નહિવત્ થઈ જશે; કારણ આત્મા એક અને બ્રહ્મ એક એમ બે વસ્તુ થવાથી બ્રહ્મને પરિચ્છિન્નતા આવીને 'एकमेवाद्वितीयम्' અને 'सत्यं ज्ञानमनंतम्' એવા જે તેના વિશેષણો અમે પાછળના પ્ર. ૬, સિ. ૧૦ થી સિદ્ધ કર્યા છે તેને વિરોધ આવશે.

બ્રહ્મ શબ્દના ધાત્વર્થ પરથી પણ તેનો અર્થ નિરતિશય (અનંત) મોટી વસ્તુ એવો થાય છે. (બ્રહ્મ એટલે વ્યાપવું-મોટું થવું.) પરંતુ પ્રત્યગાત્મા અનંત છે એમ પહેલા સિદ્ધ કર્યું છે (પ્ર. ૫, સિ. ૧૩). આમ **પ્રત્યગાત્મા કૂટસ્થ એ બ્રહ્મ જ છે** એ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૯

### આ સર્વ જગત બ્રહ્મરૂપ જ છે

सर्वं खल्विदं ब्रह्म ।
ईशावास्यमिदं सर्वम् ।
अधश्चोर्ध्वं प्रसृतं ब्रह्मैवेदम् ।

આ બધું બ્રહ્મ જ છે

સકળ વિશ્વમા જે કંઈ પણ આ ચરાચર જગત જોવામા આવે છે તે બધુ જ પરમેશ્વરથી વ્યાપ્ત છે-હમેશા તેનાથી પરિપૂર્ણ છે.

આ બ્રહ્મ જ ઉપર અને નીચે ફેલાયેલુ છે —શ્રુતિ

કારણથી કાર્ય ભિન્ન નથી હોતું (પ્ર. ૩, સિ. ૪૭). જેમ કે માટીનો ઘટ માટીથી ભિન્ન નથી, સુવર્ણનો દાગીનો સુવર્ણથી ભિન્ન નથી, તે પ્રમાણે બ્રહ્મથી જ જગત થયુ

હોવાથી તે બ્રહ્મથી નિરાળું નથી. જે ભ્રમથી આરોપિત હોય છે તે અધિષ્ઠાનરૂપ જ હોય છે, જેમ કે રજ્જુ વિષે ભ્રમથી જે સર્પ ભાસે છે તે રજ્જુરૂપ જ છે. તે પ્રમાણે ભ્રમથી બ્રહ્મ વિષે જગત ભ્રમથી ભાસતું હોવાથી તે બ્રહ્મરૂપ જ છે. આ વિષે એવી શંકા થાય કે, જગત જો બ્રહ્મરૂપ છે અને બ્રહ્મ જો ત્રિકાલાબાધિત છે તો પછી જગત પણ સત્ય જ હોવું જોઈએ, પરંતુ જગત મિથ્યા છે એવો તમારો જ સિદ્ધાંત છે, તો આ વિરોધનું શું? આનું સમાધાન એ છે કે, અહી બાધસામાનાધિકરણ્ય ન્યાયે જગતની બ્રહ્મરૂપતા સિદ્ધ થાય છે. સામાનાધિકરણ્યના બે પ્રકાર છે: એક મુખ્યસામાનાધિકરણ્ય અને બીજું બાધસામાનાધિકરણ્ય. ઘટાકાશ એ મહાકાશ છે. આ દૃષ્ટાંતમા ઘટાકાશ અને મહાકાશ એ બન્નેનુ અધિકરણ ( આશ્રય ) એક જ હોવાથી અહીં આ બે શબ્દો પૈકી કોઈનો બાધ ન કરતા સામાનાધિકરણ્ય થાય છે તેથી આને મુખ્ય સામાનાધિકરણ્ય કહે છે. પણ આ સર્પ રજ્જુ છે તેમા સર્પનો બાધ કહીને રજ્જુ જ સમજવું પડે છે એટલે કે જેને તમે સર્પ કહેતા હતા તે સર્પ નથી, રજ્જુ જ છે. એમ સર્પનો બાધ કરીને કેવળ રજ્જુ ગ્રહણ કરાય છે, તેથી આને બાધસામાનાધિકરણ્ય કહે છે. તે પ્રમાણે આ સમગ્ર જગત બ્રહ્મ છે. એનો અર્થ એવો થાય છે કે, જેને તમે જગત સમજતા હતા તે જગત નથી, તે કેવળ બ્રહ્મ જ છે એમ જગતનો બાધ કરીને કેવળ બ્રહ્મ જ ગ્રહણ કરવામાં આવે છે તેથી અહીં પણ બાધસામાનાધિકરણ્ય છે. આમ **આ સર્વ** જગત **બ્રહ્મરૂપ** જ છે એમ સિદ્ધ થાય છે.

## પ્રકરણ ૧૦

### સાધનવિચાર

(એકંદર સિદ્ધાંત ૪૨)

સિ. ૧. વિષયની સંગતિ કરતાં તેના વ્યસનવાળા પુરુષની સગતિનું પરિણામ સંગત કરનાર પર વધુ થાય છે.

સિ. ૨. આત્મજ્ઞાન થવા માટે ગુરુની અત્યંત આવશ્યકતા છે.

સિ. ૩. સદ્‌ગુરુના મનના ભાવને જાણીને તેમની આજ્ઞા પાળવી એ જ સેવા છે.

સિ. ૪. ગુરુસેવાનો મહિમા ઈશ્વરસેવા કરતાં વધુ છે.

સિ. ૫. સિદ્ધોના જે લક્ષણ છે તે જ સાધકોનાં સાધનો હોય છે.

સિ. ૬. કેવળ કર્મથી મોક્ષપ્રાપ્તિ થતી નથી

સિ. ૭. મોક્ષ થવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાનના સમુચ્ચયની આવશ્યકતા નથી, એટલુ જ નહિ, પણ એવો સમુચ્ચય અશક્ય છે.

ઉપસિદ્ધાંત : કર્મકાડી મનુષ્યને પણ દેહથી આત્મા ભિન્ન છે એવું જ્ઞાન પરોક્ષ રીતે પણ હોવું જ જોઈએ.

સિ. ૮. નિષ્કામ કર્મ કરવાથી કેવળ ચિત્તની શુદ્ધિ અને પ્રસન્નતા થાય છે, સાક્ષાત્ જ્ઞાન થતું નથી.

સિ. ૯. કર્મ અને ઉપાસના કર્તૃતંત્ર છે અને જ્ઞાન વસ્તુતંત્ર છે.

સિ. ૧૦. પ્રાપ્ત થયેલા જ્ઞાનના રક્ષણ માટે પણ કર્મોપાસનાની આવશ્યકતા નથી.

સિ. ૧૧. નિષ્કામ ભક્તિથી અથવા યોગાભ્યાસથી મન એકાગ્ર અને પ્રસન્ન થાય છે, પરંતુ તેનાથી પ્રત્યક્ષ મોક્ષ મળતો નથી.

સિ. ૧૨. નિર્ગુણ ઉપાસનાથી જ્ઞાન દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે.

સિ. ૧૩. અપરોક્ષ ભ્રાંતિજ્ઞાન અને સમ્યક્ પરોક્ષજ્ઞાન એ એકબીજાની આડે આવતાં નથી.

સિ. ૧૪. નિર્ગુણોપાસકની બ્રહ્મતા અને સગુણોપાસકનો ઉપાસ્ય દેવ નષ્ટ થવાની ભીતિ છે.

સિ. ૧૫. મૂર્તિપૂજા નિરાકારની ઉપાસના કરતાં સામાન્ય સાધકને માટે વધુ ઉપયોગી છે.

સિ. ૧૬. પ્રત્યેક પુરાણમાં પ્રતિપાદન કરેલા દેવ કરતાં ઇતર દેવને તે તે પુરાણમાં ઊતરતા દરજ્જાના માનવામાં આવેલા દેખાય છે, તોપણ તેટલા પરથી તેમની યોગ્યતા પ્રતિપાદિત દેવ કરતાં ઓછી થતી નથી.

સિ. ૧૭. કારણબ્રહ્મ પૂજ્ય અને કાર્યબ્રહ્મ ત્યાજ્ય એ જ સકળ પુરાણોનો અભિપ્રાય છે.

સિ. ૧૮. પરોક્ષજ્ઞાન થવા માટે કેવળ શ્રદ્ધા બસ છે, પરંતુ અપરોક્ષજ્ઞાન થવા માટે વિચારની અને ગુરુની આવશ્યકતા રહે છે.

ઉપસિદ્ધાંત : શ્રદ્ધા જ બધા ધર્મોનો પાયો છે.

સિ. ૧૯. પરોક્ષજ્ઞાન વિના અપરોક્ષજ્ઞાન થતું નથી.

સિ. ૨૦. હોય તે વસ્તુની પ્રાપ્તિ અને ન હોય એવી વસ્તુની નિવૃત્તિ કરવાની આવશ્યકતા ઉપસ્થિત થતાં તે

કર્મથી કદી થવાની નથી, તે થવા માટે જ્ઞાન જ જોઈએ.

સિ. ૨૧. આત્મજ્ઞાન થયા વિના મોક્ષપ્રાપ્તિ થતી નથી.

સિ. ૨૨. 'अहं ब्रह्म' એવું જ્ઞાન ચિદાભાસને જ થાય છે.

સિ. ૨૩. સ્વરૂપજ્ઞાનનો (સામાન્ય ચૈતન્યનો) અજ્ઞાન સાથે વિરોધ નથી; પરંતુ વૃત્તિજ્ઞાન માત્ર અજ્ઞાનનું નાશક છે.

સિ. ૨૪. આત્મા જો કે બુદ્ધિ વગેરેને અજ્ઞેય છે તોપણ તે સ્વયંપ્રકાશ હોવાથી તેનુ જ્ઞાન સૂક્ષ્મ બુદ્ધિની સહાયતાથી જ થાય છે.

સિ. ૨૫. વ્યતિરેકબોધ વિના અન્વયબોધ થતો નથી અને અન્વયબોધ વિના જ્ઞાનમા પૂર્ણતા આવતી નથી.

સિ. ૨૬. શ્રવણ વિના મનન થતું નથી, મનન વિના નિદિધ્યાસ થતો નથી અને નિદિધ્યાસ વિના જ્ઞાન થતું નથી.

સિ. ૨૭. મન ક્ષણિક અને ધારાવાહિક છે તેથી સર્વ ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ છે.

સિ. ૨૮. મન એકસમયાવચ્છેદથી એક જ વખતે બે પદાર્થને વ્યાપી શકે નહિ.

સિ. ૨૯. નામસ્મરણ આ એક યોગ જ છે.

સિ. ૩૦. પ્રત્યેક મનુષ્ય પોતાને ન કળાતાં 'હું બ્રહ્મ છું' એવી ઉપાસના કરે છે.

સિ. ૩૧. આત્મજ્ઞાન થવા માટે લયચિંતનનો ઘણો ઉપયોગ છે.

સિ. ૩૨ મનોનાશથી વાસનાક્ષય થાય છે અને વાસનાક્ષયથી મનોનાશ થાય છે.

સિ. ૩૩. આત્મજ્ઞાનથી મનોનાશ સુલભ થાય છે અને મનોનાશથી આત્મજ્ઞાન સુલભ થાય છે.

સિ. ૩૪. વાસનાક્ષયથી આત્મજ્ઞાન સુલભ થાય છે અને આત્મજ્ઞાનથી વાસનાક્ષય સહેલાઈથી થાય છે.

સિ. ૩૫. કલ્પનાઓને બારીકાઈથી જોવામાં આવે તો તે નાશ પામે છે (આને જ જ્ઞાનયોગ કહે છે).

સિ. ૩૬. ષડ્રિપુઓનું નિરીક્ષણ કરવું એ જ તેમના પર વિજય છે.

સિ. ૩૭. બે કલ્પના અથવા અવસ્થા એમની વચ્ચેનો જે અવકાશ અથવા સંધિ તે જ આત્મસ્વરૂપ.

સિ. ૩૮. જે નિદ્રા જરૂર હોય ત્યારે શનૈઃ શનૈઃ લઈ શકાય તે જ યોગીની સમાધિ છે અને આવી ક્રમિક નિદ્રા સંપાદન કરવાનો જે અભ્યાસ તે જ યોગાભ્યાસ.

સિ. ૩૯. જીવસૃષ્ટિ જ આપણા દુઃખ માટે કારણભૂત છે, પરંતુ ઈશસૃષ્ટિ તેવી નથી.
ઉપસિદ્ધાંત: જીવસૃષ્ટિનો અત્યંત ત્યાગ એ જીવન્મુક્તિનું લક્ષણ અને સાધન છે.

સિ. ૪૦. ગુણમાં દોષ જોવાની દૃષ્ટિ એ જ દોષ અને એવી દૃષ્ટિ ન હોવી (સમદૃષ્ટિ) એ જ ગુણ.

સિ. ૪૧. સાધકે અશાસ્ત્રીય જીવસૃષ્ટિનો પ્રથમ ત્યાગ કરીને તે પછી જ શાસ્ત્રીય જીવસૃષ્ટિનો ત્યાગ કરવો યોગ્ય છે.

સિ. ૪૨. બ્રહ્મના અભ્યાસ માટે દેશકાલ વગેરેનો નિયમ નથી. તે ગમે ત્યારે, ગમે તે સ્થિતિમાં કરીએ તોપણ ચાલે.

## સિદ્ધાંત-૧

### વિષયની સંગતિ કરતા તેના વ્યસનવાળા પુરુષની સંગતિનું પરિણામ સંગત કરનાર પર વધુ થાય છે

**महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां संगिसंगम् ।**

મહાપુરુષોની સેવાને મુક્તિનુ દ્વાર કહેવામા આવ્યું છે; સ્ત્રીઓના સોબતીઓના સંગને તમનુ (અજ્ઞાનનુ) દ્વાર કહ્યું છે. —ભાગવત

**महानुभावसंपर्कात्संसारार्णवलंघने ।**
**युक्तिः संप्राप्यते राम दृढा नौरिव नाविकात् ॥**

નાવિકની મદદથી મજબૂત હોડી વડે જેમ નદી પાર કરાય છે, તેમ મહાપુરુષની સોબતથી સંસારરૂપી સમુદ્ર ઓળંગી શકાય છે. અર્થાત્ મહાન માણસોની સંગતિ સંસારસાગર તરવા માટે યુક્તિરૂપે છે.

કોઈ પણ વિષય, પછી તે પારમાર્થિક હોય કે સાંસારિક, સારો હોય કે ખરાબ, તેનો સંસર્ગ મનુષ્યને ગમે એટલો હોય તોપણ તેનું સારું કે ખરાબ પરિણામ સંસર્ગ કરનારા મનુષ્ય પર થવાની ખાસ ભીતિ હોતી નથી. પરંતુ તે વિષયનું જેને વ્યસન હોય તેની સંગતિનુ પરિણામ—તેની અસર મનુષ્ય પર તત્કાળ થાય છે. દા. ત. કેવળ સ્ત્રીઓની સંગત મનુષ્યને માટે ખાસ બાધક નથી પરંતુ સ્ત્રૈણ મનુષ્યની સંગત થોડીવાર માટે યે જો થઈ ગઈ તો તેનાથી સંગત કરનારને સ્ત્રીવિષયનુ વ્યસન લાગુ પડે છે; કારણ કે સ્ત્રીના સાક્ષાત્-પ્રત્યક્ષ સંસર્ગથી બંનેના મનમાં પાપવાસના જાગે તોયે તે અમલમાં મૂકવાની હિંમત સ્ત્રીલંપટ એવા મધ્યસ્થીની મદદ વિના થતી નથી; પરંતુ એવા વ્યસનવાળા પુરુષની સંગત થોડી પણ લાગતાં તે પોતાના સોબતીને તે વ્યસનમાં ખેંચવાનો અનેક પ્રકારની વાતોથી, વિષયસુખની પ્રશંસા

કરીને દુષ્ટ કર્મ તરફ સોબતીના મનને વાળે છે. અહીં આ વિષય સચેતન હોવાથી આ નિયમને થોડો પણ અપવાદ આવવાનો સંભવ છે; પરંતુ અફીણ, દારૂ, ભાંગ વગેરે કેફી પદાર્થોની બાબતમાં ઉપરનો નિયમ અચૂક લાગુ પડે છે. દારૂ, અફીણ વગેરે કેફી પદાર્થો મૂકયા હોય એવા સ્થાને મનુષ્ય તેની વ્યવસ્થા કે વહીવટ કરવામાં ચાહે તેટલો રોકાયેલો રહે તોપણ તેને તે વ્યસન લાગુ પડવાની જરાયે ભીતિ નથી. પરંતુ જો કોઈ દારૂડિયો, અફીણી કે ગંજેરીની સોબત લાગુ પડી જાય તો તેની સંગતથી બગડવામાં વિલંબ લાગતો નથી. આ વાતની પ્રતીતિ જગતમાં હમેશાં થાય છે. આ તો ખરાબ વિષયોની વાત થઈ પરંતુ આ નિયમ કેવળ ત્યાજ્ય એવા હલકા વિષયને જ લાગુ પડે છે એમ નથી, તે ગ્રાહ્ય એવા પારમાર્થિક વિષયને પણ એવી જ રીતે લાગુ પડે છે. પુસ્તકો વગેરે પરમાર્થનાં સાધનો કોઈ મનુષ્યના ઘરમાં હોવા છતાં તે વિષયમાં નિષ્ણાત એવા પુરુષનો સંગ થયા વિના તેમનો કંઈ જ ઉપયોગ થતો નથી, પરંતુ એવો કોઈ જ્ઞાની પુરુષ અથવા સાધુ ઘેર આવી ચડે તો તેને તે પુસ્તકાદિ સાધનોનો ઉપયોગ કરવાનો ચસકો લાગીને તે પરમાર્થના માર્ગે વળે છે. હવે પરમાર્થનો મુખ્ય વિષય જે ઈશ્વર તેનું જ ઉદાહરણ આપણે લઈએ, એટલે તે પરથી આ વાત સારી રીતે ધ્યાનમાં આવશે. ઈશ્વર જગતમાં—સર્વત્ર વ્યાપક છે એ વાત શાસ્ત્રમાં અને લોકોમાં પ્રસિદ્ધ છે. જે જગતમાં વ્યાપીને રહેલો છે તે આપણા શરીરની અંદર અને બહાર વ્યાપીને રહેલો હોવો જ જોઈએ. આમ હોવાથી પુણ્યકર્મવશાત્ સાધુ પુરુષનો ભેટો થયા વિના આપણને તેની ખબર જ

પડતી નથી. પરંતુ આવા અધ્યાત્મવ્યસની સત્પુરુષનો ભેટો થતાં જ તરત તેઓ આપણને ઈશ્વરનો પરિચય કરાવી આપે છે. આ પરથી ઉપરની પ્રતિજ્ઞામાં કહ્યા પ્રમાણે **વિષયની સંગતિ કરતાં તેના વ્યસનવાળા પુરુષની સંગતિનું પરિણામ સંગત કરનાર પર વધુ થાય** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨

**આત્મજ્ઞાન થવા માટે ગુરુની અત્યંત આવશ્યકતા છે**

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । आचार्यवान्पुरुषो वेद।**

( તેને પરબ્રહ્મ ) જાણવા માટે તે જિજ્ઞાસુએ ગુરુ પાસે જવું. આચાર્યવાન પુરુષ જ 'સત્' ને જાણે છે.　　　　–શ્રુતિ

**ऐक्यपरैः श्रुतिवाक्यैरात्मा शश्वत् प्रकाशमानोऽपि।**
**दैशिकदयाविहीनैरपरोक्षयितुं न शक्यते पुरुषैः ॥**

અભેદદર્શક શ્રુતિવાક્યોથી આત્મા હંમેશાં બનાવવામાં આવ્યો હોવા છતાંય દયારહિત ઉપદેશકોથી તે પ્રત્યક્ષ કરી શકાતો નથી.
　　　　–શંકરાચાર્ય

કોઈ પણ વિદ્યા પ્રાપ્ત કરવા માટે ગુરુની આવશ્યકતા છે. વિદ્યા એટલે જ્ઞાન, જ્ઞાન એટલે ન જાણેલા પદાર્થને જાણવો. તે જણાવવા માટે બીજો મનુષ્ય જોઈએ. મનુષ્ય જન્મ્યા પછી થોડો કાળ જતાં ન જતાં જ તેને ગુરુની જરૂર પડે છે. આવો પ્રથમ ગુરુ એટલે માતા. માનું શિક્ષણ જો આપણને ન મળતું હોત તો આપણને બોલતાંય આવડતું નહોત. ભાષા વિના કેવળ ગ્રંથજ્ઞાન જ નહિ પણ તે સિવાય બીજા કોઈ પ્રકારનું વ્યવહારજ્ઞાન આપણને થવાનું શક્ય નથી. મનુષ્યના કાને જન્મથી જ કોઈ બીજા માણસનો

શબ્દ પડવા દેવામાં ન આવે તો તેને ગાંડાની હોસ્પિટલમાં મોકલવો પડે. સ્વભાષાને માતૃભાષા કહેવાની અંગ્રેજી ભાષામાં રૂઢિ છે, આનું કારણ એ છે કે માતાના શિક્ષણથી જ આપણને આપણી સ્વભાષાઓ બોલતાં આવડે છે, આથી માતા એ આપણા સૌનો મૂળ ગુરુ છે. न मातुः परदैवतम् । માતા જેવું બીજું કોઈ પરમ ભાગ્ય નથી, એ વાક્યનું પણ આ જ રહસ્ય છે. પ્રથમ માની શાળામાં તૈયાર થયા પછી મનુષ્ય પિતાની શાળામાં પ્રવેશ કરે છે; પિતા પછી વિદ્યાગુરુ અને તે પછી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા ગુરુ. એની પાસેથી મેળવેલા શિક્ષણથી પ્રાણી જન્મ વગેરે બધાં દુઃખોથી મુક્ત બને છે, તેથી તેને સદ્‌ગુરુ કહે છે. જે પ્રમાણે અજાણ્યા પ્રદેશમાં પ્રવાસ કરતાં ભોમિયાની સહાયતાની જરૂર ડગલેપગલે રહે છે, તે પ્રમાણે મનુષ્ય ગમે એટલો બુદ્ધિમાન હોય તોપણ ગુરુની સહાયતા વિના તેને વિદ્યા પ્રાપ્ત થવી શકય નથી, આ સર્વાનુભૂત વાત છે. કોઈ કહેશે કે ગ્રંથ પરથી જ્ઞાન થવું શકય છે તો પછી ગુરુ જ શા માટે જોઈએ? આનો ઉત્તર એ છે કે ગ્રંથ પણ ગુરુનિર્મિત જ હોવાથી તે પરોક્ષ ગુરુ જ છે. વળી કેવળ ગ્રંથથી કામ સરતું નથી, તે શીખવવા માટે તેને જાણનાર મનુષ્યની થોડી પણ આવશ્યકતા રહે છે, તેથી ગ્રંથ દ્વારા થયેલું જ્ઞાન પણ ગુરુ વિના થયુ એમ કહી શકાય નહિ, અને બીજી વાત એ છે કે પુસ્તકનું જ્ઞાન સંશયરહિત હોતું નથી. 'संशयात्मा विनश्यति' એ ન્યાયે જે સંશયયુક્ત જ્ઞાન તે અજ્ઞાન કરતાંય ખરાબ છે. સંશયના નાશ માટે પ્રત્યક્ષ ગુરુ જ જોઈએ. એ ઉપરાંત અજ્ઞાન વગેરે જે પોતાના દોષ તે બીજા કોઈના દેખાડ્યા વિના પોતાને જણાતા નથી, આ પ્રમાણે સર્વ

સાધારણ વિદ્યામાં જો ગુરુની આવશ્યકતા, છે તો પછી બ્રહ્મ જ્ઞાન જેવી ગહન વિદ્યા જાણવા માટે તેની કેટલી બધી આવશ્યકતા છે તે કહેવાની જરૂર નથી. આ કારણથી **આત્મજ્ઞાન થવા માટે ગુરુની અત્યંત આવશ્યક્તા** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩

### સદ્ગુરુના મનના ભાવને જાણીને તેમની આજ્ઞા પાળવી એ જ સેવા છે

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**

તે જ્ઞાનને તું પ્રણામથી, યોગ્યાયોગ્યની પૂછપરછ–ચોકસાઈ અને સેવાથી જાણ મર્મને જાણનારા તે જ્ઞાનીજનો (તને તે) જ્ઞાનનો (બ્રહ્મનો) ઉપદેશ કરશે.　　　　–ભગવદ્ગીતા, ૪,૩૪

**गुरुचें वचन प्रतिपाळण । हें मुख्य परमार्थाचें लक्षण ॥**
ગુરુના વચનનુ પ્રતિપાલન એ જ પરમાર્થનું મુખ્ય લક્ષણ છે
　　　　–દાસબોધ

**सद्गुरु आज्ञा वचन पाळण, सेवा या नांय ।**
સદ્ગુરની આજ્ઞાના વચનનુ પાલન એ જ સેવા.
　　　　–શિવરામ સ્વામી

(ખેડૂત વગેરે) લોકોમાં વેતન આપીને રાખેલો નોકર માલિકની નોકરી કરે છે. નોકરી એટલે તેના ઘરનાં ઝાડવું-વાળવું વગેરે કામ કરવાં, ગાય–ભેંસ–ઘોડા વગેરે જાનવરોને ચારાપાણી નીરવાં ને તેમની માવજત લેવી: બજારમા જઈને ધાન્યાદિ પદાર્થો લાવવા એટલે કે માલિક જે કંઈ કહે તે તે કામ કરવાં આને જ વ્યવહારમા

સેવા કહેવાનો રિવાજ પડેલો છે, પણ શાસ્ત્રમાં જેને ગુરુ-શુશ્રૂષા કહેવામાં આવી છે તેનો પ્રકાર આવો નથી; કારણ કે ઉપર કહેલો નોકર પગાર લઈને કામ કરનારો હોવાથી કેવળ કહેવામાં આવે એટલું કરનારો હોય છે, તેમાં કોઈ પ્રામાણિક હોય તો કહ્યા કરતાં વધુ કામ પણ કરશે, પણ ગુરુસેવાની બાબતમાં તેમ નથી. અહીં ગુરુના ઘરમાં ઝાડવા-વાળવાનાં કામ કરવાં કે તેમના શરીરને સુખ આપનારી પગચંપી વગેરે ક્રિયાઓ કરવી એ સેવા નથી. અમે જે લૌકિક સેવા કહી તેનું ફળ વેતન અથવા ઘણું થાય તો માલિક પાસેથી કંઈ બક્ષિસ મળે, આથી વધુ કંઈ નહિ. પરંતુ ગુરુસેવાનું ફળ સર્વ સાંસારિક દુઃખની નિવૃત્તિ એટલે મોક્ષ છે, તેથી અહીં કેવળ શરીરને કષ્ટ આપવું તે સેવા નથી, જેનાથી સદ્‌ગુરુનું મન પ્રસન્ન થાય અને તેની પાસેથી આપણને ઉપદેશનો લાભ મળે એવી રીતનું વર્તન કરવું જોઈએ; સ્વામીનું મન પ્રસન્ન કરનાર સેવકને માટે એક જ ઉપાય છે, તે એ કે હમેશાં તેના મનની ઇચ્છા જાણવા તરફ લક્ષ આપીને તે પ્રમાણે વર્તવું. ઘણાખરા શિષ્યો એવા હોય છે કે, તે સદ્‌ગુરુના મનની ઇચ્છા તરફ લક્ષ ન આપતાં કેવળ પોતાની ઇચ્છા પ્રમાણે ગુરુસેવા કરવામાં પ્રવૃત્ત રહે છે, એટલે સદ્‌ગુરુના ગમાઅણગમાને ન જોતાં પોતાને જે સારો લાગે તે પદાર્થ ગુરુને અર્પણ કરે છે. ગુરુના પગ દાબવાની ધૂન મનમાં આવતાં જ તેમના પગ પકડીને પરાણે દાબવા લાગી જાય છે. આમ કરવાથી સદ્‌ગુરુ આપણા પર ફીદા થઈ જશે એમ તેમને લાગે છે. પણ આ તેમની ભૂલ છે; કારણ કે માનવી સ્વભાવ જ એવો છે કે, ઇચ્છા વિરુદ્ધ વર્તવાથી મનની પ્રસન્નતા થતી નથી,

એટલું જ નહિ પણ કોઈ કોઈ વાર એવા વર્તનથી તે નાખુશ થવાનો પણ સંભવ છે. કોઈ સાહેબની મુલાકાતે જવાનું હોય તો તેની તબિયત કેવી છે, તેનું મન કયા વખતે પ્રસન્ન હોય છે વગેરે બાબતોની તેના નોકર પાસેથી બરાબર માહિતી મેળવીને પછી તેની મુલાકાતે અધિકારીઓ જતા હોય છે અને તે મુલાકાત પણ શા માટે ? કોઈ તુચ્છ ફળ એટલે નોકરી, બઢતી વગેરે મેળવવા માટે. આમ છે તો જે મહાપુરુષ પાસેથી મોક્ષ જેવો પુરુષાર્થ મેળવવાનો છે તેની મરજી આપણે કેટલી સાચવવી જોઈએ ? આ કામ ખૂબ નાજુક અને ચતુરાઈનુ છે. આ કામમાં શિષ્યનો પ્રમાદ થવાનુ એક કારણ છે. તે એ કે ગુરુની સેવા અને દેવની સેવાને તે એક જ સમજે છે, પણ તેમા ઘણી ભિન્નતા છે. ઈશ્વરસેવા કેવળ ભક્તની ભક્તિ પર આધારિત હોય છે. પોતાના મનને જે યોગ્ય લાગે તે પદાર્થ ભક્તિપૂર્વક અર્પણ કરવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે, કારણ કે ઈશ્વર આપણે આપણી ભાવનાનો જ કરેલો છે, તેથી તેની સેવા પણ આપણી ભાવના પર જ અવલંબીને રહેવી જોઈએ; કારણ કે ઈશ્વરના મનની ઇચ્છાને જાણવાનો બીજો માર્ગ જ નથી. પણ સદ્‌ગુરુની સેવાની વાત એવી નથી. અહીં કેવળ

પૂરતી નથી. તેની પ્રાપ્તિ માટે તેણે તેમની પ્રસન્નતા જ સંપાદન કરવી જોઈએ; તેમના કોમળ એવા પ્રસન્ન હૃદયમાંથી મુખ દ્વારા નીકળનારા શબ્દો કેવળ રામબાણ હોય છે. તેનાથી તત્કાળ બોધ થઈને શિષ્ય કૃતકૃત્ય બને છે, આથી સાધારણ મનુષ્યની સેવા અથવા ઈશ્વરસેવાથી સદ્‌ગુરુની સેવા જુદી છે. અને તે સેવા એટલે **તેમના મનના ભાવને સમજીને તે પ્રમાણે વર્તન કરવું** એ જ છે.

આ વિષે એવી શંકા થશે કે, સદ્‌ગુરુના મનને સમજવું કેવી રીતે? સાધારણ મનુષ્યમાં રાગદ્વેષ હોવાથી તેનાં ચિહ્નો ચહેરા પર નજરે પડવાનો સંભવ છે. એવી વાત સદ્‌ગુરુની નથી. 'मुखकांतिर्न नश्यति'–મુખની કાંતિ નષ્ટ થતી નથી–મુખનો ભાવ બદલાતો નથી વગેરે વાક્ય પરથી તેમના મનને સમજવાનો માર્ગ નથી. આ શંકાનું સમાધાન એ છે કે, જો કે આ વાત સામાન્યપણે ખરી છે તોપણ તેમના મનની મુખ્ય ઇચ્છા સમજવી ખાસ મુશ્કેલ નથી. ગુરુના મનની મુખ્ય ઇચ્છા એટલે શિષ્યનું કલ્યાણ. તે કલ્યાણ તેમણે કહેલી સાધનાનો એકનિષ્ઠ અભ્યાસ કરવામાં જ છે. આના કરતાં તેમને બીજી કોઈ વાત વધુ પ્રિય નથી. અભ્યાસ કરનારો વિદ્યાર્થી જેટલો શિક્ષકને ગમે છે એટલો ઘરના કામમાં હોશિયાર પણ મૂર્ખ વિદ્યાર્થી ગમતો નથી, **આથી સદ્‌ગુરુના મનના ભાવને જાણીને તેમની આજ્ઞા પાળવી એ જ સેવા** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૪

### ગુરુસેવાનો મહિમા ઈશ્વરસેવા કરતા વધુ છે

शिवक्रोधाद्गुरुस्त्राता गुरुक्रोधाच्छिवो नहि ।

શિવના ક્રોધથી ગુરુ બચાવે છે, પણ ગુરુના ક્રોધથી શિવ પણ બચાવી શકતા નથી　　　—ગુરુગીતા

જે વસ્તુ ધર્મ-અધર્મની ઉત્પત્તિ દ્વારા ફળ આપે છે તે અદૃષ્ટફળનો હેતુ છે અને જે વસ્તુ સાક્ષાત્ ફળ આપે છે તે દૃષ્ટફળનો હેતુ છે ઇશ્વરની સેવા કરવાથી ધર્મની ઉત્પત્તિ થઈને કેવળ ચિત્તશુદ્ધિ થાય છે પણ ગુરુસેવા એવી નથી, તે કરવાથી ચિત્તશુદ્ધિ તો થાય જ છે, પણ તે સિવાય તેના યોગથી સદ્‌ગુરુનુ મન સંતુષ્ટ થઈને તેમની પાસેથી ઉપદેશ દ્વારા શિષ્યને આત્મજ્ઞાનરૂપ દૃષ્ટફળની પણ પ્રાપ્તિ થાય છે, **આમ સદ્‌ગુરુસેવાથી બે ફળની પ્રાપ્તિ થાય છે; તેથી તે સેવાનો મહિમા ઈશ્વરસેવા કરતાં અધિક છે** એમ સિદ્ધ થાય છે

## સિદ્ધાંત-૫

### સિદ્ધોનાં જે લક્ષણ તે જ સાધકોના સાધનો હોય છે

सिद्धस्य लक्षणानि साधकस्य साधनानि भवन्ति ।

સિદ્ધના લક્ષણો સાધકના સાધનો હોય છે　　　—શ્રીધર

શમદમાદિ જે પરમાર્થના સાધનો છે તેનો ઉદ્દેશ એ છે કે, આત્મજ્ઞાન થવા માટે બુદ્ધિ શુદ્ધ અને એકાગ્ર થાય નિષ્કામ કર્માનુષ્ઠાનથી બુદ્ધિ શુદ્ધ થાય છે અને ઉપાસના અને વૈરાગ્યના યોગથી તે એકાગ્ર થાય છે આવા પ્રકારની બુદ્ધિ થયા પછી સાક્ષાત્કાર થવામા વાર લાગતી નથી પણ

શાસ્ત્રમાં આ સાધનપરંપરાનો જે ક્રમ કહ્યો છે તે શાસ્ત્રકારોએ ઉપર કહેલી પ્રતિજ્ઞાના તત્ત્વ પર જ ઠરાવ્યો છે. વેદાંતજ્ઞાનની પૂર્વાપર પરંપરાનો વિચાર કરતાં એમ દેખાઈ આવશે કે, ઘણા પ્રાચીન કાળમાં જેમને ગુરુ પાસેથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ તે સાધકની બુદ્ધિ જન્મતઃ શુદ્ધ અને એકાગ્ર હોવાથી પ્રચલિત સાધનોની ખાસ જરૂર તેમને નહોતી. મહાવાક્યોનો ઉપદેશ અને વેદાંતનું કેટલુંક શ્રવણ થતાં જ તેમને સાક્ષાત્કાર થતો હતો. આવા પુરુષોમાં રહેલાં વૈરાગ્યાદિ લક્ષણો પરથી જ શાસ્ત્રકારોએ સાધનક્રમ નક્કી કર્યો છે. જ્ઞાનનું પરિણામ જેમ મન પર થાય છે તેમ મનનું પરિણામ બાહ્ય ક્રિયા પર થાય છે. આ નિયમ પરથી શાસ્ત્રકારોને એવી કલ્પના આવી હશે કે, બાહ્ય આચરણ અમુક પ્રકારનું હોય તો તે પ્રમાણે મનની શુદ્ધિ કે એકાગ્રતા થશે અને તે પરથી જ્ઞાનને સહાયતા થશે. અને આ કલ્પના પરથી સિદ્ધના બાહ્ય આચરણનું અનુકરણ કરનાર સાધકને તેમની અંતઃસ્થિતિ એટલે ચિત્તશુદ્ધિ અને એકાગ્રતા તેમ તેનું પરિણામ એટલે આત્મજ્ઞાન એ પ્રાપ્ત થાય છે, આવો સિદ્ધાંત સહજ જ નીકળ્યો એમ અનુમાન થાય છે.

લક્ષણ પરથી સાધનોનો નિયમ કેવી રીતે ઠરાવ્યો તે નીચેના દૃષ્ટાંત પરથી સમજાશે : શરીર નિશ્ચેષ્ટ પડવું, આંખ બંધ રહેવી વગેરે લક્ષણો ગાઢ નિદ્રામાં પડેલા મનુષ્યમાં હોય છે, તેથી જ કોઈ મનુષ્યની કોઈવાર નિદ્રા તૂટી જાય અને પુનઃ આવે નહિ ત્યારે ઉપરનાં લક્ષણોને અનુસરીને કંઈ ન બોલતાં પથારીમાં આંખો મીંચીને પડવાથી ઊંઘ જલદી આવી જાય છે, આ વાત અનુભવસિદ્ધ છે. અહીં ગાઢ સુષુપ્તિમાં પડેલા મનુષ્યનું જે સહજ લક્ષણ આંખો

મીંચીને પડવું, તે જ નિદ્રાની ઇચ્છાવાળા પુરુષને માટે નિદ્રા આવવાનું સાધન બન્યું; તે પ્રમાણે જ્ઞાની પુરુષોનાં જે અમાનિત્વાદિ સ્વાભાવિક લક્ષણો તે જ મુમુક્ષુ માટે જ્ઞાનનાં સાધનો બની જાય છે. સાધુસંગતિનો આટલો મહિમા શાસ્ત્રોએ કહ્યો છે તેના મૂળમાં આ જ તત્ત્વ છે, આથી **સિદ્ધનાં જે લક્ષણો તે જ સાધકનાં સાધનો છે એમ સિદ્ધ થાય છે.**

## સિદ્ધાંત–૬

### કેવળ કર્મથી મોક્ષપ્રાપ્તિ થતી નથી

**न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः।**
**नास्त्यकृतः कृतेन।**
**प्लवा ह्येते ह्यदृढा यज्ञरूपाः।**

કર્મથી પ્રજાથી કે ધનથી અમૃતત્વ પ્રાપ્ત થતું નથી, પણ તે ત્યાગથી પ્રાપ્ત થાય છે

સંસારમાં કરાતાં કર્મોથી અકૃત સ્વતઃસિદ્ધ પરમેશ્વર મળી શકતો નથી.

નિશ્ચય જ આ યજ્ઞરૂપ નૌકાઓ અદૃઢ એટલે કે અસ્થિર છે.
–શ્રુતિ

કર્મનાં ફળ પાંચ છે: સંસ્કાર (ગુણોત્પાદક અથવા દોષદૂરીકરણ), વિકાર, ઉત્પત્તિ, નાશ અને પ્રાપ્તિ. મોક્ષ એટલે અજ્ઞાનનિવૃત્તિ અથવા સ્વરૂપાવસ્થિતિ. તેથી મોક્ષ ઉપરના પાંચ પૈકીના કોઈ પણ વર્ગમાં આવતો નથી એમ જ કહેવું પડશે. એ એવી રીતે કે, અજ્ઞાનનિવૃત્તિથી થતા કાર્યમાં 'પ્રાપ્તિ' નથી; કારણ કે આત્મા કદી જ અપ્રાપ્ત નથી તેથી મોક્ષ એ પ્રાપ્તિરૂપ ફળમાં ગણાય નહિ. અહીં એવી શંકા

થાય છે કે, અજ્ઞાનનિવૃત્તિરૂપ જે મોક્ષ તે ઉપરના પાંચ પૈકી નાશરૂપ ફળના વર્ગમાં આવી શકે તેથી તેને કર્મનું જ ફળ શા માટે ન કહ્યો? તેનું સમાધાન એ છે કે, અજ્ઞાનનિવૃત્તિ એટલે ખરી રીતે જે વસ્તુ નથી તેની નિવૃત્તિ તેથી અજ્ઞાનનિવૃત્તિ એ જ્ઞાનનું ફળ છે–કાર્યનું નહિ. આ વાત અમે આગળ આ જ સિદ્ધાંતમાં કહી છે. હવે જો મોક્ષને 'સંસ્કાર' કહીએ તો તે પણ આત્માને સંભવતો નથી; કારણ કે સ્વતઃસિદ્ધ અદ્વિતીય વસ્તુને સંસ્કાર કેમ સંભવે? તેમ જ આત્મા અનાદિ, અનંત અને અવિકારી છે અને મોક્ષ આત્મરૂપ જ છે તેથી તેને 'ઉત્પત્તિ,' 'નાશ' અને 'વિકાર' સંભવતાં નથી. વળી અજ્ઞાનથી થતાં જે કર્મ (કર્મ એટલે વેદોક્ત કર્મ) અજ્ઞાનનાં વિરોધી ન હોવાથી તે અજ્ઞાનને દૂર કરી શકે નહિ, **તેથી કેવળ કર્મથી મોક્ષપ્રાપ્તિ થતી નથી.** (કર્મ અજ્ઞાનનું કાર્ય છે; કારણ કે સર્વ જગત જ અજ્ઞાનનું કાર્ય છે. આ વિષે એવી શંકા થશે કે, જ્ઞાન પણ અજ્ઞાનનું કાર્ય હોવાથી તે અજ્ઞાનને કેવી રીતે દૂર કરે છે? આનો ઉત્તર એ છે કે, વૃત્તિ માત્ર અજ્ઞાનનું કાર્ય છે. પરંતુ તેટલા પરથી તેનાથી પ્રતિફલિત જ્ઞાન પણ અજ્ઞાનનું કાર્ય હોઈ શકે નહિ તેથી આ શંકા બરાબર નથી.)

બીજી વાત એ છે કે, મોક્ષ એટલે સંસારબંધ નષ્ટ થવો. બંધ મિથ્યા છે. મિથ્યા પદાર્થની નિવૃત્તિ થવા માટે અધિષ્ઠાનનું જ્ઞાન જ જોઈએ. દા. ત. રજ્જુસર્પ લાકડીથી મારવાથી મરતો નથી. તેને મારવા માટે રજ્જુનું જ્ઞાન જ જોઈએ. તે પ્રમાણે આત્માના અજ્ઞાનથી પ્રત્યયમાં આવનારો જે બંધ તેની નિવૃત્તિ થવા માટે આત્મજ્ઞાન

જોઈએ. તેમાં કર્મ ઉપયોગી થતું નથી. વળી મોક્ષ એટલે બ્રહ્મરૂપતા અથવા સ્વરૂપાવસ્થિતિ. તેથી તે સત્ય અને નિત્ય છે. યજ્ઞાદિ કર્મોનાં ફળ અનિત્ય હોય છે, તેથી કર્મથી મોક્ષ થાય છે એમ કહેવાથી મોક્ષ પણ અનિત્ય બનશે. આ વિષે બીજી શંકા અને તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

**શંકા :** કામ્યકર્મના ત્યાગથી સ્વર્ગપ્રાપ્તિ ટાળી શકાય છે તેવી જ રીતે નિષિદ્ધ કર્મોના ત્યાગથી નરક પણ ટાળી શકાય છે. આમ પૂર્વનાં અનેક જન્મોનાં એકઠાં થયેલાં પાપોનો નાશ કરવા માટે નિત્યકર્માનુષ્ઠાન અને પ્રાયશ્ચિત્ત બસ છે. બાકી રહેલાં જે પ્રારબ્ધ કર્મ તેમનો તો ભોગથી ક્ષય થાય જ છે; તેથી ઉપર કહ્યા પ્રમાણે દેહના અંત સુધી આચરણ કર્યું હોય તો પુનર્જન્મને માટે કારણભૂત એવાં કર્મોનો ક્ષય થવો જ જોઈએ. એવો ક્ષય થયા પછી વિદેહકૈવલ્યરૂપ મોક્ષ થવામાં કોઈજ વિઘ્ન જણાતું નથી અને જો આમ છે તો પછી તમારું જ્ઞાન શા માટે જોઈએ?

ઉપરની શંકાનું ક્રમશઃ **સમાધાન :** નિષ્કામ વિહિત કર્મ તદ્દન યથાયોગ્ય અને શાસ્ત્રીય રીતે સાંગોપાંગ કરવાં અને નિષિદ્ધ કર્મો તદ્દન છોડી દેવાં એ બન્ને વાત શક્ય નથી; કારણ કે કર્મવિધિ અતિશય મુશ્કેલ હોવાથી અત્યંત કર્મનિષ્ઠ પુરુષ પણ અચૂકપણે યથોક્તવિધિ કર્મ કરી શકે નહિ, ગમે એટલો વૈરાગ્ય હોય તોપણ કર્મનિષ્ઠના મનમાં સૂક્ષ્મ ઇચ્છા હોવાથી તેના દ્વારા કોઈક વખતે તો કામ્યકર્મ થાય છે જ, તેમ જ કાયા, વાચા, મનથી સૂક્ષ્મ કીડી, પતંગ વગેરે પ્રાણીઓની હિંસાથી થનારાં નિષિદ્ધ કર્મ કોઈ ને કોઈવાર થાય જ છે, તેમ જ અનંત જન્મનાં અનંત પાપ હોવાથી એક જન્મના નિત્ય કર્માનુષ્ઠાનથી અથવા પ્રાયશ્ચિત્તથી તેમનો

ક્ષય થવો અસાધ્ય છે. કદાચિત્ તેનાથી પાપનો ક્ષય થાય છે એમ ક્ષણભર કબૂલ કરીએ તોપણ એવા અનુષ્ઠાનથી પુનર્જન્મ આપનાર પુણ્યકર્મનો ક્ષય કેવી રીતે થાય? (પુણ્ય પણ પાપની માફક જ મોક્ષનો પ્રતિબંધ કરનાર છે.) કારણ કે સુકૃત્યથી સુકૃત્યનો ક્ષય કદી થાય ખરો? વળી નિત્યકર્માનુષ્ઠાન પ્રત્યવાયપરિહારાર્થ (કર્મ ન કરવાથી થતા દોષના નિરાકરણ માટે) હોય છે તેથી તેનાથી પાપ-ક્ષય જ થાય છે એમ કહેવું બરાબર નથી. હવે ભોગથી પ્રારબ્ધક્ષય થાય છે એવું જે શંકાકારે કહ્યું તે પણ સંશયાસ્પદ છે; કારણ કે બ્રહ્મહત્યા જેવા ભયંકર પાતક અને કાર્તિકસ્વામીના દર્શન જેવા પુણ્યકર્મ આગળનાં કેટલાક જન્મો માટે કારણભૂત બને છે (કાર્તિકસ્વામીનાં દર્શનથી આગળના સાત જન્મ સુધી બ્રાહ્મણનો અવતાર મળે છે એમ શાસ્ત્ર કહે છે.) તેનાં પ્રમાણો છે, તેથી ઉપરની શંકા બરાબર નથી, માટે સિદ્ધ થાય છે કે કેવળ **કર્મથી મોક્ષપ્રાપ્તિ થતી નથી.**

## ઉપસિદ્ધાંત

**યોગ અને ઉપાસનાથી પણ મોક્ષપ્રાપ્તિ થતી નથી**

કારણ કે પાતંજલ યોગ અને ભક્તિનો સમાવેશ પણ કર્મોમાં જ થાય છે, તેથી **યોગ અને ભક્તિથી** પણ **સાક્ષાત્ મોક્ષપ્રાપ્તિ થતી નથી,** એ સહજ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૭

### મોક્ષ થવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાનના સમુચ્ચયની જરૂર નથી એટલું જ નહિ પણ એવો સમુચ્ચય અશક્ય છે

ज्ञानं कर्मणि न स्याज्ज्ञाने कर्मेदमपि तथा न स्यात् ।
कथमनयोरुभयोस्तत्तपनतमो वत्स समुच्चयो घटते ॥

કર્મમા જ્ઞાનનો સમુચ્ચય થતો નથી અને જ્ઞાનમા કર્મનો સમુચ્ચય થતો નથી. પ્રકાશ અને અંધકારનો સમુચ્ચય થતો નથી તેમ કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય ભલા કઈ રીતે સંભવે ?

—સ્વાત્મનિરૂપણ, શ્લોક ૬૯

કર્મ અને ઉપાસના એ બેના પીઠબળ વિના કેવળ જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ થતી નથી એમ સમુચ્ચયવાદીઓ ( કર્મ અને ઉપાસનાના યોગથી મોક્ષ થાય છે એમ પ્રતિપાદન કરનારા ) કહે છે, પણ આ મત બરાબર નથી; કારણ કે અંધકાર દીવાથી દૂર થાય છે તોપણ તેને દૂર કરવામાં કેવળ પ્રકાશ જ પૂરતો છે; તેલ, વાટ વગેરેની જરૂર નથી. તે પ્રમાણે અજ્ઞાનરૂપ બંધનો નાશ કરવા માટે કેવળ જ્ઞાન જ બસ છે, કર્મ અને ઉપાસનાની જરૂરત નથી. એટલું જ નહિ પણ ઉપરનો સમુચ્ચય શક્ય જ નથી; કારણ કે મનુષ્ય દ્વારા વેદોક્ત કર્મ થવામાં 'હું બ્રાહ્મણ', 'હું ગૃહસ્થ' એવું વર્ણાશ્રમનું અભિમાન જરૂરી છે. અને તે અભિમાન ગયા વિના મનુષ્યને આત્મજ્ઞાન થતું જ નથી, તેમ જ ઉપાસનામાં ઉપાસ્ય ઈશ્વર, ઉપાસક જીવ એવા ભેદજ્ઞાનની જરૂર રહે છે, પણ જ્ઞાન થવામાં તે જ ભેદજ્ઞાન પ્રતિબંધક બને છે. આ પ્રમાણે જ્ઞાનને માટે જે વાતની જરૂરત છે તે વાત કર્મ અને ઉપાસનામાં પ્રતિબંધક છે. અને કર્મ–

ઉપાસનામાં જે વાતની જરૂરત છે તે વાત જ્ઞાનની આડે આવનારી છે. તેથી કર્મોપાસના અને જ્ઞાન એ બંનેનું એકત્ર થવાનું સંભવતું જ નથી. આથી **મોક્ષ થવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાનના સમુચ્ચયની જરૂર નથી, એટલું જ નહિ, પણ એવો સમુચ્ચય જ અશક્ય** છે એમ સિદ્ધ થાય છે.

## ઉપસિદ્ધાંત

### કર્મકાંડી મનુષ્યને પણ દેહથી આત્મા ભિન્ન છે એવું જ્ઞાન પરોક્ષ રીતે પણ હોવું જ જોઈએ

દેહથી આત્મા ભિન્ન છે એવું જ્ઞાન કર્મકાંડીને ન હોય તો તેનાથી કર્મ થાય જ નહિ; કારણ કે એ જે કર્મ કરે છે તે આગળના જન્મમાં કંઈ પણ ફળ મળે તે માટે કરે છે, તેથી મરણ પછી જો જન્મ લેવાનો છે તો તે લેવાતા દેહથી આત્મા નિરાળો છે એવું પરોક્ષ જ્ઞાન પણ હોવું જ જોઈએ, આ જ વિદ્યમાન દેહ સહિત કોઈ પરલોકમાં જઈ શકતું નથી. હવે જ્ઞાનીનું આત્મજ્ઞાન અને કર્મકાંડીનું આત્મજ્ઞાન તેમાં એટલો જ ભેદ છે કે, 'હું પુણ્ય-પાપનો કર્તા અને તેમનાં ફળનો ભોક્તા છું' એમ કર્મકાંડી સમજે છે; જ્યારે જ્ઞાની પુરુષ 'હું અકર્તા અને અભોક્તા છું' એમ સમજે છે; કારણ કે 'હું કર્તા અને ભોક્તા છું' એમ સમજ્યા વિના કર્મકાંડીને કર્મનો અધિકાર જ મળતો નથી, આથી **કર્મકાંડી મનુષ્યને પણ દેહથી આત્મા ભિન્ન છે એનું જ્ઞાન પરોક્ષ રીતે પણ હોવું જ જોઈએ** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૮

### નિષ્કામ કર્મ કરવાથી કેવળ ચિત્તની શુદ્ધિ અને પ્રસન્નતા થાય છે, સાક્ષાત્ જ્ઞાન થતું નથી

कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽत्मशुद्धये ॥

નિષ્કામ કર્મયોગીઓ કેવળ ઇંદ્રિય, મન, બુદ્ધિ (અને) શરીર દ્વારા, ફલની ઇચ્છાનો ત્યાગ કરીને, અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કર્યા કરે છે.
–ભગવદ્‌ગીતા ૫–૧૧

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।

કર્મ ચિત્તની શુદ્ધિ માટે છે–વસ્તુની ઉપલબ્ધિ માટે નહિ.
–વિવેકચૂડામણિ

મનુષ્યનું મન ત્રિગુણાત્મક* (સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી યુક્ત) છે, રજ અને તમ એ મનમાંના મળ છે. ચિત્તનાં રજ–તમ ઓછાં થઈને જ્યારે સત્વગુણની વૃદ્ધિ થાય છે ત્યારે તેને જ **ચિત્તશુદ્ધિ** કહે છે. આ ચિત્તશુદ્ધિ નિષ્કામ કર્મથી થાય છે; કારણ કે નિષિદ્ધ કર્મ કરવાથી ચિત્તમાંના તમોગુણની વૃદ્ધિ થઈને ચિત્ત મલિન

* ફલેચ્છા છોડીને કર્મ કરવાથી મનુષ્યની વૃત્તિ હમેશા સંતુષ્ટ હોય છે આ તત્ત્વ અંગ્રેજી ગ્રંથકાર કાર્લાઇલના અહીં આપેલા ગણિતશાસ્ત્રના દાખલાથી સ્પષ્ટ કર્યું છે કર્મ–ફલેચ્છા આ અપૂર્ણાંક મનુષ્યના સમાધાનનો દર્શક છે. અપૂર્ણાંકની કિંમત છેદ સાથે વ્યસ્ત પ્રમાણથી હોય છે, એવો નિયમ છે, તેથી ફલેચ્છારૂપી છેદ જેમ જેમ ઓછો થતો જશે તેમ તેમ સમાધાનરૂપી અપૂર્ણાંકની કિંમત વધતી જાય છે, આથી જો આ છેદ શૂન્ય થઈ જાય તો આ અપૂર્ણાંકની કિંમત અનંત થશે આનો અર્થ કર્મ ઉત્તમ પ્રકારે કરીને ફલેચ્છાનો સંપૂર્ણપણે ત્યાગ કરવાથી માનવીનું સમાધાન અખંડ રહેશે. ગીતામાના કર્મયોગનુ રહસ્ય આ જ છે.

થાય છે અને કામ્યકર્મ કરવાથી આગળના ફળની અભિલાષાથી ચિત્તમાનો રજોગુણ વધીને તે કલુષિત થાય છે, જે પ્રમાણે કાદવિયા અને અસ્થિર પાણીમાં પ્રતિબિંબ સ્પષ્ટ દેખાતું નથી તે પ્રમાણે તમોગુણથી મલિન થયેલા અને રજોગુણથી ચંચળ થયેલા ચિત્તમા કોઈ પણ વિચારની છબી બરાબર ઊઠતી નથી. નિષ્કામ કર્મ નિષિદ્ધ પણ નથી અને કામ્ય પણ નથી, તેથી આવા કર્મથી ચિત્તના રજતમરૂપ મળ સાફ થઈને તે સ્વચ્છ દર્પણ પ્રમાણે શુદ્ધ અને સ્થિર થવાથી જ્ઞાનગ્રહણ માટે યોગ્ય અને શાંત થાય છે. પરંતુ વિચાર વિના જ્ઞાન થતું નથી તેથી **નિષ્કામ કર્મ કરવાથી કેવળ ચિત્તની શુદ્ધિ અને પ્રસન્નતા થાય છે સાક્ષાત્ જ્ઞાન થતું નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૯

### કર્મ અને ઉપાસના કર્તૃતંત્ર છે અને જ્ઞાન વસ્તુતંત્ર છે

वस्तुतंत्रो भवेद्बोधः कर्तृतंत्रमुपासनम् ।

બોધ વસ્તુતંત્રને આધીન છે અને ઉપાસના કર્તૃતંત્રને આધીન છે. –પંચદશી, ધ્યાનદીપ ૭૪

કર્મ કર્તૃતંત્ર હોય છે એટલે કે તે કર્તાને આધીન હોય છે, કારણ કે કર્તાને જેવી ઇચ્છા થશે તે પ્રમાણે તે સારાં કે ખરાબ કર્મ કરશે, પરંતુ જ્ઞાનની વાત એવી નથી. જ્ઞાન વસ્તુતંત્ર છે એટલે તે જ્ઞાતાને આધીન નથી, જે પદાર્થ જાણવાનો હોય તેને આધીન તે છે. કોઈ પદાર્થ મનુષ્યની નજરે પડે અથવા શબ્દ કાને પડે એટલે તેની ઇચ્છા ન હોય તોયે તેને તેનું જ્ઞાન થાય છે, આ વાત આગળ આપેલા દૃષ્ટાંતથી ધ્યાનમાં આવશે. ગણેશચતુર્થીના

દિવસે ચંદ્ર જોવો નહિ એવું શાસ્ત્ર છે તેથી તે દિવસે સાંજે ચંદ્ર નજરે ન પડે તે માટે હિંદુ લોકો નીચે મોં રાખીને ચાલે છે, પરંતુ એકાદ વાર શરતચૂકથી ચંદ્ર તરફ નજર ગઈ કે આંખના સંયોગથી તેની ઇચ્છા વિરુદ્ધ ચંદ્ર દેખાઈ જાય છે અને તેનું જ્ઞાન થાય છે; કારણ કે તે ચંદ્રરૂપ વસ્તુના સન્નિકર્ષને સ્વાધીન છે, આથી તે વસ્તુતંત્ર છે; પરંતુ ઉપાસના અથવા કર્મ મનુષ્યને આધીન હોવાથી તે ગમે ત્યારે અને ઇચ્છામાં આવે તેવી રીતે કરી શકાય છે. દા.ત. એક બાણ છે, જેમાં વિષ્ણુની ભાવના કરીએ તો તે વિષ્ણુ બનીને ફળ આપે છે, શિવની ભાવના કરીએ તો તે શિવ બનીને ફળ આપે છે. 'भावे हि विद्यते देवः' (દેવ ભાવનામાં જ છે) એમ કહેલું છે તેથી કર્મ અથવા ઉપાસના મનુષ્યની ભાવના પર અવલંબેલાં છે, તેથી સિદ્ધ થાય છે કે, **કર્મ અને ઉપાસના કર્તૃતંત્ર છે અને જ્ઞાન વસ્તુતંત્ર છે.**

## સિદ્ધાંત–૧૦

### પ્રાપ્ત થયેલા જ્ઞાનના રક્ષણ માટે પણ કર્મોપાસનાની જરૂર નથી

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥**

જ્ઞાની પુરુષને આ લોકમા કોઈ પણ જાતનાં શુભ કર્મો વડે, સ્વર્ગાદિ અર્થનું પ્રયોજન નથી. વળી તેને કોઈ વિરુદ્ધ કર્મના આચરણથી પણ નરકાદિ અર્થ પ્રાપ્ત થતો નથી, તેમ જ તે પુરુષને સર્વ ભૂતોની સાથે કોઈ પણ જાતના પ્રયોજનનો સંબંધ નથી.

–ભગવદ્‌ગીતા, ૩–૧૮

કર્મથી ચિત્તનો મળ નાશ પામે છે, ચિત્તશુદ્ધિ થાય

છે અને ઉપાસનાથી ચિત્તની ચંચળતા દૂર થાય છે. રાગદ્વેષરૂપી મળ અને ચિત્તની ચંચળતા આ બે વાતો જ્ઞાનનો પ્રતિબંધ કરે છે તેથી તેમનો નાશ કરવા માટે અનુક્રમે કર્મ અને ઉપાસનાની જરૂરત છે. પરંતુ એક વાર તેમની સહાયતાથી જ્ઞાન થયા પછી તેમની આવશ્યકતા રહેતી નથી, તેથી જો કદાચ પહેલાની ટેવને લીધે જ્ઞાની પુરુષોએ કર્મોપાસના* કર્યાનું જણાય તોપણ તેના વિના જ્ઞાનીનું કામ અટકતું નથી, આ વાત વિસરવી નહિ જોઈએ. વધુ શું કહેવું, પણ જ્ઞાન થયા પછી મનુષ્ય જો કર્મોપાસનામાં ગૂંથાયેલો રહે તો તે જ્ઞાનને અપકવ કહેવું જોઈએ અને અપકવ હશે તો તે પણ કર્મોપાસનાથી નાશ જ પામશે, તો પછી જ્ઞાનરક્ષણ તો દૂર જ રહ્યું. આ અપકવ જ્ઞાનની વાત થઈ. દૃઢ જ્ઞાનની બાબતમાં તો જ્ઞાનીને સમગ્ર વિશ્વ આત્મરૂપ જ ભાસતું હોવાથી કર્મોપાસનાની ગંધ સુદ્ધાં તેનામાં સંભવતી નથી. આથી **પ્રાપ્ત થયેલા જ્ઞાનના રક્ષણ માટે પણ કર્મોપાસનાની આવશ્યકતા નથી** એમ સિદ્ધ થાય છે.

---

* ખરી રીતે ઉત્તમ જિજ્ઞાસુને પણ તે શ્રવણ-મનનમાં લીન હોવાથી કર્મોપાસનાની ખાસ જરૂર નથી.

જે મુમુક્ષુને વિષયલંપટતા હોવાથી શ્રવણ-મનન પણ ગમતાં નથી તેને માટે નિષ્કામ કર્મ અને ઉપાસનાની આવશ્યકતા છે.

જે શ્રદ્ધાળુ એવા સંસારી પુરુષને વિષયોની આસક્તિ છે અને જ્ઞાનમા અપ્રીતિ છે તેણે મુમુક્ષા પેદા થવા માટે, સકામ કર્મો કરવા. કારણ કે સકામ કર્મ ન કરતા એકદમ નિષ્કામ કર્મ કરવા તરફ મનની પ્રવૃત્તિ થતી નથી.

## સિદ્ધાંત–૧૧

### નિષ્કામ ભક્તિથી અથવા યોગાભ્યાસથી મન એકાગ્ર અને પ્રસન્ન થાય છે; પરંતુ તેનાથી સાક્ષાત મોક્ષ મળતો નથી

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥**

મારામા જ તું તારા (સંકલ્પવિકલ્પવાળા) મનને તથા તારી (નિશ્ચયવાળી) બુદ્ધિને સ્થાપી દે. એમ કરવાથી તારું શરીર પડી ગયા પછી તું માગ સ્વરૂપે મારામા જ નિવાસ કરીશ; અર્થાત્ મને જ પ્રાપ્ત થઈશ એમા (કંઈ) સંશય નથી.

–ભગવદ્ગીતા, ૧૨–૮

કોઈ વિષયનો નાદ લાગે એટલે તેના સિવાયનો બીજો કોઈ વિષય મનને ગમતો નથી. આ બધાના અનુભવની વાત છે. પછી તે વિષય માનસિક હોય કે પ્રત્યક્ષ હોય. દા. ત. કામી પુરુષને કોઈ સ્ત્રીનો નાદ લાગે એટલે ધ્યાનમાં, મનમાં, સ્વપ્નમાં તેને તે જ દેખાય છે. અને તે તે આનંદમા ડૂબી જાય છે. તેના સિવાય તેને બીજું કંઈ દેખાતું નથી. પણ તેનો આ આનંદ ટકતો નથી; કારણ કે સ્ત્રી વગેરે વિષય દુષ્ટ, જડ અને અનિત્ય હોવાથી તેમના ધ્યાનથી થનારી એકાગ્રતા અને પ્રસન્નતા લાંબા સમય સુધી ટકતી નથી. પણ ઈશ્વરની વાત એવી નથી; કારણ કે તે દોષરહિત, સર્વગુણસંપન્ન, નિત્ય અને સચ્ચિદાનંદરૂપ છે એવી ભાવના હોવાથી તેના ધ્યાનથી થનારી એકાગ્રતા અને પ્રસન્નતા ચિરસ્થાયી હોય છે. આ ધ્યાન અથવા આ ભક્તિ સકામ હશે તો ચિત્ત રજતમાત્મક બનીને તેની પ્રસન્નતા અને એકાગ્રતા નાશ પામશે;

કારણ કે સકામ ભક્તિ અને વિષયપ્રીતિ એ બંને એક જ છે. આથી ચિત્ત એકાગ્ર અને પ્રસન્ન થાય તે માટે નિષ્કામ ભક્તિ જ જોઈએ. યોગાભ્યાસનું ફળ પણ આ જ છે. 'योगश्चित्तवृत्तिनिरोधः' એ પતંજલિના સૂત્ર પરથી પણ ચિત્તનિરોધથી વધુ તેનું ફળ નથી. ચિત્તનિરોધની જ્ઞાનમાં જરૂર હોય તોપણ તેનાથી સાક્ષાત્ મોક્ષ થતો નથી, મોક્ષ માટે આત્મજ્ઞાન જ જોઈએ. તે કર્મથી થતું નથી એમ પ્ર. ૧૦, સિ. ૬માં સિદ્ધ કર્યું છે. વળી ભક્તિ, ઉપાસના અને યોગ માનસિક કર્મો જ છે તેથી તેમનાથી સાક્ષાત્ મોક્ષ મળવો અશક્ય છે એ સહજ સિદ્ધ થાય છે **તેથી નિષ્કામ ભક્તિથી અથવા યોગાભ્યાસથી મન એકાગ્ર અને પ્રસન્ન થાય છે, પણ તેનાથી સાક્ષાત્ મોક્ષ મળતો નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૧૨

### નિર્ગુણ ઉપાસનાથી જ્ઞાન દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે

स्वयं भ्रमोऽपि संवादी यथा सम्यक् फलप्रदः ।
ब्रह्मतत्त्वोपासनाऽपि तथा मुक्तिफलप्रदा ॥

જેમ સંવાદી–સફળ પ્રવૃત્તિજનક જ્ઞાન પોતે ભ્રમ હોવા છતાં સમ્યક્ પ્રકારે ફળ આપે છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ મુક્તિ-રૂપ ફળ અપાવે છે.　　　　—પંચદશી, ધ્યાનદીપ, ૧૩

પ્ર. ૭, સિ. ૭ પ્રમાણે સંવાદી ભ્રમથી પ્રવૃત્ત થયેલા પુરુષને ઇષ્ટાર્થ લાભ થાય છે–ઇચ્છિત લાભ મળે છે તે પ્રમાણે 'अहं ब्रह्मास्मि–હું બ્રહ્મ છું' એવી ઉપાસના કરી હોય તો જ્ઞાન પ્રાપ્ત થઈને મોક્ષપ્રાપ્તિ થાય છે, જે ભ્રાન્તિજ્ઞાનથી કાકતાલીય ન્યાયે ઇષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે તે ભ્રાંતિજ્ઞાનને

સંવાદી ભ્રમ કહે છે, બ્રહ્મનુ અપરોક્ષ જ્ઞાન ન થતા ગુરુ મુખથી સાભળીને મનથી કરેલી 'હુ બ્રહ્મ' એવી જે ભાવના તે ખરું જ્ઞાન નથી, તોપણ ઉપાસક અજાણતાં બ્રહ્મ જ હોવાથી કેટલાક દિવસોના અભ્યાસથી તે ઉપાસના જ્ઞાનરૂપ ફળ આપે છે, દા. ત. મંદ અંધકારમા ઝાડનુ ઠૂંઠું ડરપોક મનુષ્યને માણુસ જેવું કે ચોર જેવું લાગે છે, તે ચોર નથી, પણ ઠૂંઠુ જ છે એમ તેનો મિત્ર કહે તે પછી આ ઠૂંઠું જ છે એવી ભાવના કરતાં કરતા તેનો ભ્રમ નાશ પામીને ઠૂંઠું જ તેને દેખાવા લાગે છે. તે પ્રમાણે ઉપર કહ્યું તેમ 'અહં બ્રહ્માસ્મિ' એવી ઉપાસના લાબા સમય સુધી કરી હોય તો ગુરુકૃપાથી જ્ઞાન થઈને મોક્ષપ્રાપ્તિ થાય છે; આથી પ્રતિજ્ઞામાં કહ્યા પ્રમાણે **નિર્ગુણ ઉપાસનાથી જ્ઞાન દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે,** એમ સિદ્ધ થયુ.

## સિદ્ધાંત-૧૩

### અપરોક્ષ ભ્રાંતિજ્ઞાન અને સમ્યક્ પરોક્ષજ્ઞાન એ એકબીજાની આડે આવતાં નથી

अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्धयनुत् ।

અપરોક્ષ દ્વૈતનો પરોક્ષ અદ્વૈત જ્ઞાન સાથે વિરોધ હોવાથી શ્રદ્ધાવાન પુરુષને શાસ્ત્રથી પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થવાથી બ્રહ્મમાન સુવિજ્ઞેય બને છે
　　　　　　　　　　　　　　　　　　　　　　　　　—પંચદશી

અપરોક્ષ ભ્રાંતિજ્ઞાન અને અપરોક્ષ સમ્યક્જ્ઞાન (યથાર્થ-જ્ઞાન) આ બે વચ્ચે જેવો વિરોધ છે એવો અપરોક્ષ ભ્રાંતિ જ્ઞાન અને પરોક્ષ સમ્યક્જ્ઞાન એ બેની વચ્ચે વિરોધ નથી. દા. ત. મૂર્તિ દ્વારા શાસ્ત્રથી જે ઇશ્વરજ્ઞાન થાય છે તે પરોક્ષ છે અને તેમા જે પાષાણબુદ્ધિ હોય છે તે અપરોક્ષજ્ઞાન

છે. પાષાણુની મૂર્તિ આંખ સામે પ્રત્યક્ષ દેખાતી હોવા છતાં શાસ્ત્રના આધારે તે વિષ્ણુ અથવા શિવ છે એમ સમજવા-મા પાષાણબુદ્ધિ આડે આવતી નથી; કારણ કે શિવની અથવા વિષ્ણુની ભાવના શાસ્ત્રવાક્યથી થઈ છે. આ વાત રજ્જુસર્પના દષ્ટાંતથી સારી રીતે ધ્યાનમાં આવશે. આ દષ્ટાતમાં રજ્જુનુ અપરોક્ષજ્ઞાન થયા પછી સર્પભ્રાંતિ એક ક્ષણુ પણુ રહેતી નથી. પરંતુ રજ્જુસર્પ દેખાવા છતાં તે સર્પ નથી, રજ્જુ છે એવુ આપ્તવાક્ય સાંભળીને જો તે રજ્જુ છે એવી આપણે ભાવના કરીએ તો તે સર્પભ્રાંતિ તે ભાવનાનો પ્રતિબંધ કરી શકે નહિ; કારણ કે અહીં સર્પભ્રાન્તિ પ્રત્યક્ષ છે અને રજ્જુજ્ઞાન કેવળ પરોક્ષ એટલે આપ્તવાક્યથી થયેલું છે. તેથી તેમનો પરસ્પર વિરોધ નથી. **આથી અપરોક્ષ ભ્રાંતજ્ઞાન અને સમ્યક્ પરોક્ષ-જ્ઞાન એ એકબીજાની આડે આવતાં નથી.**

## ઉપસિદ્ધાંત

ઉપરના સિદ્ધાંતથી એમ સિદ્ધ થાય છે કે, 'હું દેહ છું' એવી જે અપરોક્ષ ભ્રાતિ તે 'હુ બ્રહ્મ છું' એવા પરોક્ષ જ્ઞાનનો બાધ કરતી નથી અને આવી ભાવનાનો અભ્યાસ કરવાથી નિષ્કામ પુણ્ય પરિપાક થઈને ગુરુકૃપાથી જ્ઞાન થાય છે.

## સિદ્ધાંત–૧૪

### નિર્ગુણોપાસકની બ્રહ્મતા અને સગુણોપાસકનો ઉપાસ્ય દેવ નષ્ટ થવાની ભીતિ છે

ध्यानोपादानकं यत्तद्ध्यानाभावे विलीयते ।

ધ્યાન જેનું ઉપાદાન હોય એવી વસ્તુ તે ધ્યાનનો અભાવ થતા વિલય પામે છે. —પંચદશી, ધ્યાનદીપ, ૧૧૭

ઉપાસકને 'હું બ્રહ્મ' એમ જે લાગે છે અથવા ઉપાસ્ય દેવનું દર્શન થાય છે તે તેના ધ્યાન પર આધારિત હોવાથી ધ્યાન છૂટતા જ નહિવત્ બની જાય છે; કારણ કે તે બ્રહ્મ પણું અથવા દેવદર્શન તે તેના મને કરેલું (ધ્યાનથી કરેલું) હોય છે (પ્ર. ૧૦, સિ. ૯). પણ જ્ઞાનની વાત આવી નથી. 'હું બ્રહ્મ છું' એવું એક વાર જ્ઞાન થયુ એટલે ફરી કદી નાશ પામતું નથી; કારણ કે તે વસ્તુતંત્ર છે. તે ધ્યાન પ્રમાણે મન પર અવલંબેલું નથી. જ્ઞાનીનું બ્રહ્મપણું મૂળમાં જ સિદ્ધ થયેલ જ્ઞાનના યોગથી માત્ર પ્રકાશિત થાય છે, તે ઉપાસકના બ્રહ્મપણાની માફક નવીન બનતું નથી. આથી **નિર્ગુણોપાસકની બ્રહ્મતા અને સગુણોપાસકનો ઉપાસ્ય દેવ નષ્ટ થવાની ભીતિ છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૫

### મૂર્તિપૂજા નિરાકારની ઉપાસના કરતાં સામાન્ય સાધકને માટે વધુ ઉપયોગી છે

मूर्तिध्यानें तन्मयस्थिति । एक्यत्वें राहे निश्चळ वृत्ति ।
याचि नांवें मुख्य भक्ति । उठलिया पुढती नमावें हरि ॥

મૂર્તિધ્યાનમાં તલ્લીન સ્થિતિ રહીને ઐક્યત્યમાં વૃત્તિ અ઼ચળ રહે તે જ મુખ્ય ભક્તિ. ઊઠતાં પહેલા હરિને નમન કરવું.

—એકનાથી ભાગવત, સ્કંધ ૧૧

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।
भावे हि विद्यते देवो तस्माद्भावो हि कारणम् ॥

લાકડામાં, પાષણમાં કે માટીમા દેવ નથી, દેવ તો ભાવનામાં છે તેથી ભાવના જ કારણ છે. —સ્મૃતિ

ઉપાસના એ એક ચિત્તશુદ્ધિનું અને એકાગ્રતાનું અને તે દ્વારા મોક્ષનું સાધન છે. આપણા હિંદુ ધર્મમાં મોક્ષ-પ્રાપ્તિનાં જે અનેક સાધનો છે તે અધિકાર પ્રમાણે કહેલાં છે, તેથી જ શિક્ષણક્રમના સંબંધમાં હિંદુ ધર્મની રચના અન્ય ધર્મો કરતાં ભિન્ન અને શ્રેષ્ઠ છે. પહેલાં આપણા લોકોનાં સંસ્કૃત ભાષાના અધ્યયનનો 'अथ प्रजानामधिपः प्रभाते' એ રઘુવંશમાંના શ્લોકથી આરંભ થતો હતો. પરંતુ હમણાં ક્રમિક પુસ્તકો થયાં ત્યારથી તે વખતનૂ ચાર વર્ષનું અધ્યયન અત્યારે એક વર્ષમાં જ થઈ શકે છે. આ લાભ ક્રમિક શિક્ષણનું ફળ છે. ધર્મશિક્ષણની વાત પણ આવી જ છે. ભાષાના અધ્યયનમાં નૂતન વિદ્યાર્થીને જેમ પહેલું પુસ્તક તેમ ધર્મશિક્ષણમાં મૂર્તિપૂજા એ આરંભનુ સાધન છે. સામાન્ય સાધકને આવું સુલભ સાધન ન કહેતાં જો એક-

દમ નિરાકારની ઉપાસના કહીએ તો ઉપર કહ્યા પ્રમાણે જૂની પદ્ધતિના વિદ્યાર્થીને એકદમ રઘુવંશના 'અથ પ્રજાનામ્' જેવો કઠિન શ્લોક ભણવા માટે બેસાડવાથી જે દોષ આવે તે દોષ અહીં આવશે. તેથી નિરાકારની ઉપાસના ઉચ્ચ હોવા છતાં પ્રતિમાપૂજારૂપ પગથિયા પર પગ મૂકીને જ ઉપરની ભૂમિકા પર જવું જોઈએ. આથી મોક્ષપ્રાપ્તિનુ સાધન સાધકની યોગ્યતાનું પ્રમાણ ન જોતાં સૌ કોઈને એકસરખું કહેવામાં ઔચિત્ય નથી. આ તત્ત્વ તરફ નજર કરીને જ આપણા પ્રાચીન ભગવદ્‌ભક્તોએ ભાષાના અભ્યાસમાં જેમ પહેલું પુસ્તક તેમ મંદ સાધકને માટે મૂર્તિપૂજાનું સાધન સ્વાનુભવ પરથી કહી રાખ્યુ છે. આમ મથાળે આપેલું એકનાથ મહારાજનુ વચન સાક્ષી પૂરે છે. આમ ઉપરના તત્ત્વ તરફ દુર્લક્ષ કરીને મૂર્તિપૂજા તદ્દન ત્યાજ્ય છે એવું એકદમ નિશ્ચિત વિધાન કરવું એ સાહસ છે. આ વિષે વિરુદ્ધ પક્ષનું કહેવું એવું છે કે, મૂર્તિપૂજાનું સાધન અધિકારપરત્વે કહ્યું હોય તો યે તેનાથી મંદાધિકારીને પણ ઇચ્છિત ફળની પ્રાપ્તિ થતી નથી. તેઓ મૂર્તિપૂજા વિષે જે આક્ષેપો કરે છે તે નીચે પ્રમાણે છે.*

૧. મૂર્તિપૂજાથી પરમેશ્વરને લઘુત્વ આવે છે અને મૂર્તિના સ્વરૂપ પ્રમાણે ઉપાસકના અંતઃકરણની વૃત્તિ સંકુચિત થાય છે અને તેનામાં (મૂર્તિમાં) સ્ત્રીપુરુષનો આરોપ કરવાથી પરમેશ્વરની વિડંબના થાય છે.
૨. સામાન્ય લોકોને તેની આવશ્યકતા છે એમ કહીએ તો હિંદુઓથી ઇતર વિજાતીય ધર્મના લોકોને તેની જરૂર કેમ જણાતી નથી?

* ડૉ. ભાંડારકરના ધર્મ વિષેના લેખ અને વ્યાખ્યાનો પા. ૧૬૧.

૩. તુકારામ નામદેવ જેવા સત્પુરુષ પ્રતિમાપૂજનથી પરમાર્થનો આરંભ કરીને પરમપદ સુધી પહોંચેલા છે એ કબૂલ છે; પરંતુ આવા પુરુષો ઘણા થોડા છે.

ઉપરના આક્ષેપોના ક્રમશઃ ઉત્તરો નીચે આપ્યા છે:

૧. 'મૂર્તિપૂજાથી (પછી તે મૂર્તિ દેવની હોય કે દેવીની હોય) પરમેશ્વરને લઘુત્વ અર્પે છે વગેરે'નો અર્થ ઉપાસકના અંતઃકરણમાં પરમેશ્વર બાબત લઘુત્વ ભાવના થાય છે. લઘુ અથવા ઉચ્ચ ભાવના સમગ્રપણે ઉપાસકના અંતઃકરણની સ્થિતિ પર આધાર રાખે છે. જે મોરોપંતની કવિતા કેટલાક આધુનિક વિદ્વાનોને વેવલી લાગે છે તે જ કવિતા વાંચીને આનંદાશ્રુ કાઢનારા એવા પુષ્કળ રસિક લોકો છે. તે જ પ્રમાણે જે સુંદર મૂર્તિની ઉપાસનાથી સમાજવાળાના અંતઃકરણને જડતા આવે છે અને તેમની વૃત્તિ સંકોચાય છે તે જ મૂર્તિ તરફ જોઈને તુકારામ જેવા સમાજને પણ માન્ય એવા ભગવદ્ભક્તના નેત્રમાથી પ્રેમાશ્રુ વહીને તેની 'देहभाव द्वारपला । तुय पाहतां विठ्ठला ॥' હે વિઠ્ઠલ! તને જોતાં દેહભાવ હરાઈ ગયો. એવી સ્થિતિ થાય છે. સારાંશ, દેવ કાષ્ઠમાં પણ નથી, પાષાણમાં પણ નથી–તે કેવળ ભાવનામાં છે.

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृन्मये।
भावे हि विद्यते देवो तस्माद्भावो हि कारणम् ॥

૨. હિંદુઓથી ઇતર વિજાતીય ધર્મવાળા લોકોને મૂર્તિપૂજાની જરૂર જણાતી નથી. 'જરૂર જણાતી નથી'એનો અર્થ શો? હિંદુ લોકોને માંસાહારની જરૂર પડતી નથી એટલે તે આહારનું સેવન કર્યા વિના પણ તેમનું

પ્રાણરક્ષણ અને શારીરિક શક્તિ એ ફળો તેમને મુશ્કેલી વિના મળે છે. આવો જ ઉપરના આક્ષેપનો અર્થ કરવો શું ? આવો જઅર્થ હોય તો અમે એમ પૂછીએ છીએ કે, મૂર્તિપૂજા વિના પણ હિંદુધર્મથી ઇતર વિજાતીય ધર્મ વાળા લોકોને અંતઃકરણની ઉન્નતિરૂપ ફળ પ્રાપ્ત થયું છે એમ આક્ષેપક નિઃસંશય બતાવી શકશે કે ? અમારા મતે એમ સિદ્ધ કરી શકાય એમ નથી. કદાચ શકય છે એમ ક્ષણભર માનીએ તો એટલા માત્રથી મૂર્તિ-પૂજાને નિરુપયોગી ઠરાવી શકાય નહિ. આ ઉપાસકની વાત થઈ. હવે ઉપરના ધર્મોના સંસ્થાપકોને તે તે ધર્મમાં મૂર્તિપૂજાને સ્થાન આપવાની જરૂર કેમ લાગી નહિ એવું જો આક્ષેપ કરનારને કહેવાનું હોય તો તેનો ઉત્તર એ છે કે, તેમણે મૂર્તિપૂજાને પોતાના ધર્મમાંથી દૂર રાખી તે તે ધર્મવ્યવસ્થાનો ગુણ નથી, પણ દોષ જ છે (ખામી જ છે) એમ અમે કહીએ છીએ.

૩. 'તુકારામ, નામદેવ જેવા મહાપુરુષ પ્રતિમાપૂજાથી પરમાર્થનો આરંભ કરીને પરમપદને પહોંચ્યા એ ખરું છે; પરંતુ એવો પુરુષ વિરલ.' આનો ઉત્તર તદ્દન સહેલો છે. ખરી રીતે આ આક્ષેપ નથી, ઊલટું તે પ્રતિમા-પૂજાની આવશ્યકતાની અને ઉપયુક્તતાની મોટે ભાગે કબૂલાત જછે એટલું જ નહિ, પણ 'પરંતુ આવો પુરુષ વિરલ' એ વિધાન પણ યથાર્થ અને વસ્તુસ્થિતિ પ્રમાણે નથી; કારણ કે હિંદુસ્તાનના મોટા ભાગના પ્રસિદ્ધ સાધુ-ઓઅને ભગવદ્‌ભક્તો આરંભમાં મૂર્તિપૂજક જ હતા તેની ઇતિહાસ અને તેમના ગ્રંથ સાક્ષી આપે છે. ફળ પરથી બીજ ઓળખવું જોઈએ. મૂર્તિપૂજાને જો પાપાત્મક

માનીએ તો એવી પાપાત્મક ઉપાસનાથી તુકારામ જેવા સત્પુરુષ કેવી રીતે નીપજ્યા ?

વળી જો નિરાકાર પરમેશ્વર મૂર્તિપૂજાપક્ષને માન્ય ન હોત તો સમાજવાળાના મનને નવીનતા આવીને તે થોડો પણ શોભત. પણ આ કલ્પના નવીન નથી અને તે અમને માન્ય છે; એટલું જ નહિ પણ અમારું ખરું ધ્યેય આનાથીય ઉચ્ચ છે. તે એટલે સુધી કે હાલમાં સમાજના મંદિરમાં જે ઉપાસના થાય છે તે પણ અમારા ઉચ્ચતમ ધ્યેયની દૃષ્ટિએ ઘણી જ નીચી કક્ષાની ઠરે છે.

पामराणां व्यवहृतेर्वरं कर्माद्यनुष्ठितिः ।
ततोऽपि सगुणोपास्तिर्निर्गुणोपासनं ततः ॥
यावद्विज्ञानसामीप्यं तावत् श्रैष्ठ्यं विवर्धते ।

પામર પુરુષોના વ્યવહાર કરતાં કર્માદિકનું અનુષ્ઠાન કરવું શ્રેષ્ઠ છે, તેના કરતાં પણ સગુણોપાસના શ્રેષ્ઠ છે અને તેના કરતાં નિર્ગુણોપાસના શ્રેષ્ઠ છે. જેટલું વિજ્ઞાન સાથે સામીપ્ય તેટલે અંશે શ્રેષ્ઠતા વધે છે.
—પંચદશી

આ શ્રીમદ્ વિદ્યારણ્યના વચન પરથી સગુણોપાસના (મૂર્તિપૂજા) અને નિર્ગુણોપાસના એ સાધકની સોપાન-પરંપરામાં જરૂરી એવી પાયરીઓ છે. તેથી **સામાન્ય સાધક માટે મૂર્તિપૂજા નિરાકારની ઉપાસના કરતાં અધિક સુલભ અને ઉપયોગી છે** એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૬

### પ્રત્યેક પુરાણે પ્રતિપાદન કરેલા દેવ કરતાં ઇતર દેવને જે તે પુરાણમાં નીચા દરજ્જાના માન્યા હોય એમ લાગે છે તોપણ એટલા પરથી તેમની યોગ્યતા પ્રતિપાદિત દેવ કરતાં ઓછી થતી નથી

विष्णोर्नाभेः समुद्भूतो वेधाः कमलजस्ततः ।
विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥
एवमन्ये स्वस्वपक्षाभिमानेनान्यथाऽन्यथा ।
मंत्रार्थवादकल्पादीनाश्रित्य प्रतिपेदिरे ॥

કમળમાંથી ઉત્પન્ન થયેલા વેધા-બ્રહ્મા-વિષ્ણુની નાભિમાંથી ઉદ્ભવ્યા એટલે બ્રહ્માનો ઉદ્ભવ કરનાર જે વિષ્ણુ એ જ ઈશ્વર છે એ જ પ્રમાણે અન્ય લોકો જુદા જુદા પ્રકારે સમજી બેઠા છે; કેમ કે મંત્ર, અર્થવાદ અને કલ્પ વગેરેમાં તેમને એવા અવલંબન મળે છે-પોતપોતાના મનના અભિમાનથી ભિન્ન ભિન્ન પ્રકારે ઈશ્વરસ્વરૂપનું વર્ણન કરે છે. —પંચદશી, ચિત્રદીપ, ૧૧૭,૧૨૦

બધાં પુરાણોનાં કર્તા વ્યાસ છે. તેમણે પ્રત્યેક પુરાણમાં શિવાદિ પંચાયતન પૈકી એક એક દેવને શ્રેષ્ઠ માનીને તેના કરતા ઇતર દેવ ઓછી યોગ્યતાના માન્યા છે. દા. ત. સ્કંદ-પુરાણમાં શિવ જ જગતના કર્તા છે એમ કહીને તેને જ ઈશ્વરત્વ આપીને બાકીના દેવ તેમના દાસ છે એવું વર્ણન કર્યું છે, તેમ જ પદ્મપુરાણમાં વિષ્ણુને જ મુખ્ય ઈશ્વરત્વ આપ્યું છે. આથી પુરાણપ્રતિપાદ્ય દેવ કરતાં ઇતર દેવ ઓછા દરજ્જાના છે એવો વ્યાસનો અભિપ્રાય નથી એ સ્પષ્ટ છે; કારણ કે વ્યાસનો અભિપ્રાય જો એવો હોત તો તેમણે કોઈ એક જ દેવને ઈશ્વરત્વ આપીને તેનુ જ મહત્ત્વ પ્રત્યેક પુરાણમાં સમાન રીતે ગણ્યું હોત. તેથી કોઈ પુરાણમાં જ્યારે મુખ્ય માનેલા

દેવ કરતાં અન્ય દેવોની કનિષ્ઠતા દેખાઈ આવે છે ત્યારે ઇતર દેવોની ઉપાસના ત્યાજ્ય છે એમ સમજવું નહિ. તે મુખ્ય માનેલા દેવ તરફ શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરવાની પ્રવૃત્તિ ઉપાસક કરે તેથી જ અન્ય દેવોને ગૌણત્વ આપેલુ હોય છે; કારણ કે પુરાણપ્રતિપાદ્ય મુખ્ય દેવ માત્ર ગ્રાહ્ય અને અન્ય દેવ ત્યાજ્ય છે, એવો જો તે નિંદાનો અર્થ કરીએ તો પંચાયતન પૈકી તમામ દેવોની ઉપાસના ત્યાજ્ય ગણવી પડશે. આથી પ્રત્યેક પુરાણમાં મુખ્ય માનેલા દેવ કરતાં અન્ય દેવની જે નિંદા તે બીજા અર્થમા મુખ્ય માનેલા દેવની સ્તુતિ છે એમ માનવુ યોગ્ય ે આ વાત અહીં આપેલા વૈદિક દૃષ્ટાંત પરથી સ્પષ્ટ ધ્યાનમાં આવશે વેદમા અગ્નિહોમના બે કાળ કહેલા છે. એક સૂર્યોદય પહેલા અને બીજો સૂર્યોદય પછી. ઉદયકાળ કહેતી વખતે અનુદયકાળનો નિષેધ અને અનુદયકાળ કહેતાં ઉદયકાળનો નિષેધ કરેલો દેખાય છે, તો જો આવા નિષેધ અર્થ—તેનો સર્વથા ત્યાગ કરવો એવો કરીએ તો બંને કાળનો ત્યાગ કરવો પડશે. તેથી પુરાણમાં જે દેવનુ પ્રતિપાદન કર્યું હોય તે સિવાયના અન્ય દેવોની નિંદા તે ઉપાસનાના ત્યાગને માટે નથી. તે નિંદા મુખ્ય દેવની સ્તુતિ માટે છે. **તેથી પ્રત્યેક પુરાણમાં પ્રતિપાદન કરેલા દેવ કરતાં ઇતર દેવને જે તે પુરાણમાં નીચા દરજ્જાના માન્યા હોય એમ લાગે છે, તોપણ એટલા પરથી તેમની યોગ્યતા પ્રતિપાદિત દેવ કરતાં ઓછી થતી નથી.**

## સિદ્ધાંત–૧૭

### કારણબ્રહ્મ પૂજ્ય અને કાર્યબ્રહ્મ ત્યાજ્ય એ જ સકળ પુરાણોનો અભિપ્રાય છે

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयमिन्द्रः स्वयं शिवः ।

(મનુષ્ય) પોતે જ બ્રહ્મા પોતે જ વિષ્ણુ, પોતે જ ઇન્દ્ર અને પોતે જ શિવ છે　　　　—શ્રુતિ

કારણબ્રહ્મ એટલે માયાવચ્છિન્ન ચૈતન્ય આ સમગ્ર જગતનું કારણ છે. તે જ સત્યકામ, સત્યસંકલ્પ, સર્વજ્ઞ, સ્વતંત્ર, સર્વનું પ્રેરક અને કૃપાળુ એવો ઈશ્વર છે. કાર્યબ્રહ્મ એટલે માયાકાર્યવિશિષ્ટ ચેતન્ય (જીવકોટિ પૈકી). જે પુરાણમાં જે દેવ સર્વોત્તમ માન્યો હોય તે દેવ ત્યાં કારણ-બ્રહ્મસ્થાને હોય છે અને અન્ય દેવ કાર્યબ્રહ્મસ્થાને સમજવા. વિષ્ણુ, શિવ, ગણેશ, દેવી, સૂર્ય આ પાંચ દેવની ઉપાસના ખાસ કરીને લોકોમા નજરે પડે છે. આ પાંચેય નામ કોઈ ઠેકાણે કારણબ્રહ્મ અને કોઈ ઠેકાણે કાર્યબ્રહ્મ પ્રસંગાનુરૂપ બનેલ છે. દા. ત. વૈષ્ણવ ગ્રંથમાં વિષ્ણુ મુખ્ય ઈશ્વર અને શિવ તેનો સેવક એવું વર્ણન કર્યું હોય છે. ત્યાં તેના અભિપ્રાયે વિષ્ણુ કારણબ્રહ્મસ્થાને અને શિવ કાર્યબ્રહ્મસ્થાને એમ સમજવું જોઈએ. તે જ પ્રમાણે સ્કંદ-પુરાણાદિક શૈવ ગ્રંથમાં શિવમહેશાદિ કારણબ્રહ્મબોધક છે અને વિષ્ણુ આદિ અન્ય ચાર નામ કાર્યબ્રહ્મબોધક સમજવાં જોઈએ. તેથી ત્યાં કારણબ્રહ્મની સ્તુતિ અને કાર્યબ્રહ્મની નિંદા જણાય છે. આ પ્રમાણે જ ગણેશપુરાણ, દેવીભાગવત વગેરે સર્વ પુરાણોની બાબતમાં સમજવું. આ વાત અહીં આપેલા લૌકિક દૃષ્ટાંત પરથી સારી રીતે ધ્યાન

માં આવશે. અત્યારના લોકોમાં જે સભા ભરાય છે તેમાં એક અધ્યક્ષ અને અન્ય સભાસદ હોય છે. તેમાં અમુક જ અધ્યક્ષ અને અમુક જ સભ્યો એવો નિયમ નથી. સર્વાનુમતે જેને પ્રમુખ નીમવામાં આવે છે તે મુખ્ય અને બાકીના તેના હાથ નીચેના અને તેના હુકમમાં સૌએ રહેવાનું એવો નિયમ હોય છે. તે પ્રમાણે જે પુરાણમાં પંચાયતન પૈકી જે દેવ કારણબ્રહ્મસ્થાને હોય છે તે તે ઉપાસકદષ્ટિએ મુખ્ય જગતકર્તા ઈશ્વર છે અને બાકીના ચાર દેવ તેને આધીન એટલે કાર્યબ્રહ્મસ્થાનાપન્ન સમજવા એવો જ વ્યાસનો અભિપ્રાય છે. આવો અભિપ્રાય ગ્રહણ ન કરીએ તો પ્ર. ૧૦, સિ. ૧૬માં કહેલા ન્યાયે તમામ દેવ ત્યાજ્ય બનશે. આથી તે તે પ્રસંગે અને તે તે ઉપાસકદષ્ટિથી **કારણબ્રહ્મ પૂજ્ય અને કાર્યબ્રહ્મ ત્યાજ્ય એ જ સકળ પુરાણોનો અભિપ્રાય** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૮

**પરોક્ષ જ્ઞાન થવા માટે કેવળ શ્રદ્ધા બસ છે, પરંતુ અપરોક્ષ જ્ઞાન માટે વિચારની અને ગુરુની આવશ્યકતા રહે છે**

परोक्षज्ञानमश्रद्धा प्रतिबध्नाति नेतरत् ।
अविचाराऽपरोक्षस्य ज्ञानस्य प्रतिबंधकः ॥

પરોક્ષ જ્ઞાનનો અશ્રદ્ધા પ્રતિબંધ કરે છે એટલે કે અવિશ્વાસ પરોક્ષ જ્ઞાન થવા દેતો નથી અને અવિચાર અપરોક્ષ જ્ઞાનનો પ્રતિબંધક છે. —પંચદશી, ધ્યાનદીપ ૩૧

**પરોક્ષજ્ઞાન** એટલે શબ્દપ્રમાણ–આપ્તવાક્યથી થનારું જ્ઞાન. 'સ્વર્ગ છે' એ શ્રુતિમાંનું વાક્ય સાંભળવાથી લોકોને સ્વર્ગનું જ્ઞાન થાય છે, પરંતુ શ્રુતિ, શાસ્ત્ર અથવા ગુરુના

પર વિશ્વાસ ન હોય તો માત્ર વાક્ય સાંભળવાથી જ્ઞાન થતું નથી. **અપરોક્ષજ્ઞાન** એટલે પ્રત્યક્ષ અનુભવ. આ અનુભવ માત્ર શ્રદ્ધાથી થઈ શકે નહિ. તેને માટે પોતાના વિચારની અને ગુરુની આવશ્યકતા છે (પ્ર. ૧૦, સિ. ૨). એકલો વિચાર હોવાથી પણ ચાલતું નથી, કારણ કે ગમે તેટલો વિચાર કરીએ તોપણ મનુષ્યનો સંશય જતો નથી. સ્વતંત્ર વિચાર કરનાર ઘણા માણસો સંશયના વહેળામાં ડબકાં ખાતા હોય છે. તે સંશય દૂર થવામાં યોગ્ય ગુરુનો બોધ અથવા સંમતિ જોઈએ. તેથી **પરોક્ષજ્ઞાન થવા માટે કેવળ શ્રદ્ધા પૂરતી છે, પરંતુ અપરોક્ષજ્ઞાન માટે વિચારની અને ગુરુની આવશ્યકતા** છે એમ સિદ્ધ થાય છે.

## ઉપસિદ્ધાંત

### શ્રદ્ધા જ સર્વ ધર્મનો પાયો છે

ઉપરના ૧૮મા સિદ્ધાંત પરથી એવું અનુમાન નીકળે છે કે, સર્વ ધર્મનો પાયો શ્રદ્ધા જ છે; કારણ કે વેદની સહાયતા વિના ધર્મપ્રવૃત્તિ થતી નથી અને **શ્રદ્ધા** વિના વેદજ્ઞાન થવાનો સંભવ નથી, તેથી **શ્રદ્ધા જ સર્વ ધર્મનો પાયો** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૧૯

### પરોક્ષજ્ઞાન સિવાય અપરોક્ષજ્ઞાન થતું નથી

परोक्षज्ञानतो नश्येदसत्त्वाऽऽवृत्तिहेतुता।
अपरोक्षज्ञाननाश्या ह्यभानाऽऽवृत्तिहेतुता॥

'કૂટસ્થ છે' એવા પ્રકારના પરોક્ષજ્ઞાનથી અજ્ઞાનના અસત્વ આવરણનું કારણ દૂર થાય છે અને 'કૂટસ્થ છું' એવા પ્રત્યક્ષ અર્થાત્ અપરોક્ષ જ્ઞાનથી તો કૂટસ્થનો ભાસ થતો નથી એવા પ્રકારના આવરણની હેતુના નાશ પામે છે.

આ પ્રતિજ્ઞા પરથી પરોક્ષજ્ઞાનનું મહત્ત્વ કેટલું છે, તે સમજવા જેવું છે. કોઈ માણસ વેદાંતનું પુસ્તક વાચવા માંડે તો એવા વાચનના શાબ્દિક જ્ઞાનથી શું વ ળવાનું છે? એમ લોકો તરફથી આક્ષેપ થવા માડે છે, પરંતુ લોકોને જેટલું અનુભવજ્ઞાન આજ સુધીમા થયું છે તે બધું પહેલાં શ્રદ્ધાયુક્ત બુદ્ધિથી શાસ્ત્રો વાંચીને અને વિચાર કરીને જ થયેલું છે. ધારો કે કોઈ એક રોગીને કોઈ પ્રસિદ્ધ વૈદ્યે કોઈ વનસ્પતિનું સેવન કરવાનું કહ્યું, પણ જો તેના વચન પર તેનો વિશ્વાસ નહિ હોય તો તે ઔષધનું સેવન કરવા તે તૈયાર જ નહિ થાય. ઔષધ લેવામાં જ ન આવે તો તેનો ગુણ ધ્યાનમાં કેવી રીતે આવે? તેવી જ રીતે રસાયન-શાસ્ત્રમાં કહેલા પ્રયોગો ખોટા છે એમ કહીને વિદ્યાર્થી તે પ્રયોગો કરી ન જુએ તો તેનો અનુભવ તેને કેવી રીતે થાય? ભૂગોળનો અભ્યાસ કોલંબસે કર્યો ન હોત અથવા ભૂગોળ પર વિશ્વાસ રાખ્યો ન હોત તો તે પ્રવાસ માટે તૈયાર જ ન થયો હોત અને અમેરિકા તેને જડી આવ્યો ન હોત. આ દૃષ્ટાંતો પરથી એમ સિદ્ધ થાય છે કે વિશ્વાસ વિના

આપ્તવાક્ય ખરાં લાગતાં નથી. વાક્ય ખરું લાગ્યા વિના પ્રવૃત્તિ થતી નથી અને પ્રવૃત્તિ વિના અનુભવ અશક્ય છે. આથી એમ સિદ્ધ થાય છે કે **પરોક્ષજ્ઞાન થયા વિના અપરોક્ષજ્ઞાન થતું નથી.**

## સિદ્ધાંત-૨૦

**હોય તે વસ્તુની પ્રાપ્તિ અને ન હોય એવી વસ્તુની નિવૃત્તિ કરવાનું ઉપસ્થિત થતાં તે કર્મથી કદી થવાની નથી, તે થવા માટે જ્ઞાન જ જોઈએ**

**परिहृतावाप्तयोर्बोधाद्धानप्राप्ती न कर्मणा ।**
**मोहमात्रान्तरायत्वात्क्रियया ते न सिद्धयतः ॥**

પરિહાર કરાયેલી–એક બાજુ મૂકી છંડાયેલી વસ્તુની પ્રાપ્તિ, ત્યજાયેલી કે ખોવાયેલી વસ્તુનું જ્ઞાન થવાથી થાય છે. તેના માટેની શોધખોળ કરવાના કર્મથી તે વસ્તુ જડી આવતી નથી તેના વિસ્મરણ માટે કેવળ અજ્ઞાન અથવા વિસ્મૃતિનો જ અંતરાય હોય છે તેથી શોધવાની ક્રિયાથી વસ્તુનું ખોવાવું કે તેની પ્રાપ્તિનાં કાર્યો અજ્ઞાન દૂર થયા વિના સિદ્ધ થતા નથી. —નૈષ્કર્મ્યસિદ્ધિ, ૧,૩૪

કોઈ પદાર્થ હોવા છતાં 'નથી' અને ન હોવા છતાં 'છે' એવો ભાસ અજ્ઞાનથી થવાનો સંભવ છે, અને તે અજ્ઞાન નષ્ટ થતાં જ નવીન ઇષ્ટપ્રાપ્તિથી અથવા અનિષ્ટ દૂર થવાથી જેવો આનંદ થવો જોઈએ એવો જ આનંદ મનુષ્યને થાય છે, આ વાત આગળના દૃષ્ટાંત પરથી સારી રીતે ધ્યાનમાં આવશે.

ધારો કે કોઈ એક સ્ત્રીએ કામકાજની ઉતાવળમાં કામના દબાણથી નાકની વાળી કાઢીને ગળામાં પહેરેલી કંઠીમાં ભરાવી. કામ પૂરું થયા પછી બહાર જવાનો વખત

આવ્યો ત્યારે પોતાના દાગીના મૂકવાની પેટી વગેરે ઠેકાણે હાથમાં ફાનસ લઈ આખા ઘરમાં તેણે વાળી ગોતવા માંડી પણ તે જડી નહિ; દેખીતું જ છે કે વાળી જો ખરેખર જ ખોવાઈ હોત તો તે કદાચ શોધવાથી મળી આવી હોત, પણ જ્યાં વસ્તુ ખોવાઈ જ નથી અને પોતાના ગળામાં પહેરેલી કંઠીમાં જ છે ત્યાં ગમે તેટલી શોધખોળ કરવાથી શું વળે ? આ પ્રમાણે તે બાઈ નથ ગોતતાં ગોતતાં થાકી ગયા પછી છેવટે નિસાસો નાખી ચિંતા કરતી બેઠી. એટલામાં ઘરની નોકરાણીની નજર બાઈના ગળા પર પડી. તેણે કહ્યું : 'બાઈ, નથ તો ગળામાંની કંઠીમાં ઘાલી છે અને તમે બહાર શું શોધો છો?' તેના આ શબ્દો સાંભળતાં જ બાઈએ પોતાના ગળામાં હાથ નાખી જોતાં વાળી મળી આવી. આ પ્રાપ્તિ જ્ઞાનથી થઈ. આ જ પ્રતિજ્ઞામાં કહેલી વાત 'હોય તે વસ્તુની પ્રાપ્તિ 'છે' આવા પ્રકારની પ્રાપ્તિ થવા માટે જ્ઞાન જ જોઈએ. તે કર્મથી કદી જ થનાર નથી. બે પ્રતિજ્ઞામાં કહેલી ન હોય એવી વસ્તુની નિવૃત્તિ માટે એક દૃષ્ટાંત લઈએ. કોઈ માણસને પોતાની પ્રકૃતિ સારી હોવા છતાં પોતાને રોગ થયો છે એમ લાગ્યુ. આથી તે ચિંતામાં ક્ષીણ થવાથી તેણે પુષ્કળ ઔષધોપચાર કર્યા. આ બધા વ્યર્થ જવાથી તેણે કોઈ વિદ્વાન વૈદ્યની સહાયતા લીધી. તે વૈદ્યે તેને સારી રીતે તપાસ્યા પછી કહ્યું કે તને કંઈ જ રોગ થયો નથી. નકામો ગમે તે કલ્પના કરીને રોગ થયો છે એમ કહે છે એ તારો ભ્રમ છે. વૈદ્યે તેને આવી ખાતરી કરી આપી તેથી તે માણસ ફરીથી પહેલાંની જેમ હૃષ્ટપુષ્ટ થઈ ગયો. આ જ 'ન હોય એવી વસ્તુની નિવૃત્તિ' થઈ સમજો કે તે વિદ્વાન વૈદ્યની મુલાકાત ન લેતાં તેણે એમ જ હજારે

ઔષધો લીધાં હોત તોપણ તેનાથી રોગ દૂર ન થતાં કદાચ તે મરી પણ ગયો હોત. આથી **હોય તે વસ્તુની પ્રાપ્તિ અને ન હોય એવી વસ્તુની નિવૃત્તિ કરવાનું ઉપસ્થિત થતાં તે કર્મથી કદી થવાની નથી તે થવા માટે જ્ઞાન જ જોઈએ.**

## સિદ્ધાંત-૨૧

**આત્મજ્ઞાન થયા વિના મોક્ષપ્રાપ્તિ થતી નથી**

**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय**

તે પરમાત્માને જ જાણીને અધિકારી મૃત્યુને તરી જાય છે. પરમપદની પ્રાપ્તિ માટે અન્ય સાધન વિદ્યમાન નથી. —શ્રુતિ

**ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिंडिमः ।**

કેવલ જ્ઞાનથી જ મોક્ષ થાય છે. એમ શાસ્ત્રોમાં નગારા પીટીને કહેવામા આવ્યું છે. —પંચદશી

મોક્ષ અપ્રાપ્ત હોઈને નવીન જ પ્રાપ્ત થાય છે એમ જો માનીએ તો ચાલુ પ્રકરણના છઠ્ઠા સિદ્ધાંતમાં કર્મનાં જે પાંચ ફળ કહ્યાં તે પૈકી જ મોક્ષ પણ એક ફળ ગણાઈને તે કર્મનુ ફળ લેખાશે. પરંતુ મોક્ષ અપ્રાપ્ય છે જ નહિ, કારણ કે સ્વરૂપસ્થિતિ જ, મોક્ષ છે એવું તેનું લક્ષણ છે. એટલે તે સદૈવ પ્રાપ્ત હોવા છતાં કેવળ અજ્ઞાનને કારણે અપ્રાપ્ત હોય એવો લાગે છે એમ કહેવું જોઈએ. આથી પ્ર. ૧૦, સિ. ૨૦માં કહ્યા પ્રમાણે તે જ્ઞાનથી જ એટલે કે અજ્ઞાનનિવૃત્તિથી જ પ્રાપ્ત થવો જોઈએ; કારણ કે અજ્ઞાનથી થતા અનર્થ દૂર કરવા માટે જ્ઞાન વિના બીજો ઉપાય જ નથી. રોગ ન હોવા છતા કોઈ માણસને રોગની ભ્રાંતિ થાય તો પાછલા સિદ્ધાંતમા કહ્યા પ્રમાણે તેને "તને રોગ

થયો નથી' એવી ખાતરી કરાવી આપવી જોઈએ એ જ ઉત્તમ ઔષધ. તે વિના તેની રોગભ્રાંતિ દૂર ન કરતાં તેને હજારો ઔષધ આપ્યા કરીએ તોપણ તેનો રોગ કેવી રીતે મટી શકશે? આથી સ્વરૂપજ્ઞાનબંધથી મુક્ત થવા માટે આત્મજ્ઞાન સિવાય બીજો ઉપાય જ નથી. આત્મજ્ઞાન વિના દુઃખની અત્યંત નિવૃત્તિ થતી નથી એમ પ્ર. ૩, સિ. ૧૫માં સિદ્ધ કર્યું છે. દુઃખની અત્યંત નિવૃત્તિ એટલે જ મોક્ષ. આમ **આત્મજ્ઞાન વિના મોક્ષપ્રાપ્તિ થતી નથી** એ વાત સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૨

'अहं ब्रह्म' એવું જ્ઞાન ચિદાભાસને જ થાય છે

ज्ञानिताज्ञानिते त्वात्माभासस्यैव न चात्मनः ।

જ્ઞાનીપણું અને અજ્ઞાનીપણું તો આત્માના આભાસને જ છે, આત્માને નથી —પંચદશી, તૃપ્તિદીપ

'હું બ્રહ્મ છું' એવું જે જ્ઞાન થાય છે, તે કોને થાય છે? એવો એક પ્રશ્ન અહીં થાય છે. તે જ્ઞાન કૂટસ્થને થાય કે દેહને થાય છે કે ચિદાભાસને? જો તે કૂટસ્થને થાય છે એમ કહીએ તો તે નિર્વિકાર (પ્ર. ૫, ઉ. સિ ૧૭) અને સ્વતઃ જ્ઞાનરૂપ હોવાથી તેને જ્ઞાન થવું સંભવતું નથી. દેહ તો જડ તરીકે જાણીતો જ છે એટલે તેને પણ જ્ઞાન સંભવે નહિ. તેથી બાકી રહેતો જે ચિદાભાસ તેને અથવા સાભાસ-બુદ્ધિને જ તે જ્ઞાન થાય છે એમ કહેવું જોઈએ. પરંતુ પ્ર ૭, સિ. ૧૩ પ્રમાણે ચિદાભાસ એ ભ્રમ જ હોવાથી તે બ્રહ્મથી ભિન્ન છે. આમ છે તો તેને થયેલું 'હું બ્રહ્મ'-એવું જ્ઞાન પણ

ભ્રમરૂપ જ કહેવું જોઈએ; કારણ કે રજ્જુથી ભિન્ન જે સર્પ તેને રજ્જુ કહેવામાં જેવી ભ્રાંતિ છે તેમ ચિદાભાસને 'હું બ્રહ્મ' એવું થયેલું જ્ઞાન યથાર્થ કહી શકાય નહિ. તેથી તેનાથી થયેલો મોક્ષ પણ ખોટો જ થયો. આ શંકાનું સમાધાન એ છે કે 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ચિદાભાસને જ થાય છે તોપણ ચિદાભાસ એમ સમજે છે કે કૂટસ્થ (બ્રહ્મ) અને પોતે મળીને જ પોતાનું સ્વરૂપ છે. અને આવું સંયુક્ત સ્વરૂપ જ 'અહં' શબ્દથી દર્શાવાય છે. આ સંયુક્ત સ્વરૂપમાં જે કૂટસ્થ છે તે તેનાથી ભિન્ન નથી. આ જે કૂટસ્થ અને બ્રહ્મનું ઐક્ય તેને મુખ્ય સામાનાધિકરણ્ય (પરિભાષા જુઓ) એવું નામ વેદાંત શાસ્ત્રમાં આપેલું છે. પરંતુ 'અહં' શબ્દથી દર્શાવેલું જે સંયુક્ત રૂપ તેમાં ચિદાભાસનું બ્રહ્મ સાથે ઐક્ય કરવું હોય તો ચિદાભાસનું સ્વરૂપ બાધિત કરીને કરવું જોઈએ. આ બાધસામાનાધિકરણ્ય (પ્ર. ૯, સિ. ૯ જુઓ) છે. જે પ્રમાણે અરીસામાં દેખાનારું મુખ બિંબ થી થયેલું મુખ છે એમ કહેવાથી પ્રતિબિંબિત મુખ બાધિત થાય અથવા આ સર્પ નથી, રજ્જુ જ છે એમ કહેવાથી સર્પ બાધિત થાય છે, તે પ્રમાણે બાધસામાનાધિકરણ્ય ન્યાયે (પ્ર. ૯, સિ. ૯) ઉપરના સંયુક્ત રૂપ પૈકી ચિદાભાસનું રૂપ બાધિત થઈને કેવળ બ્રહ્મસ્વરૂપ જ બાકી રહે છે. તેથી આ સંયુક્ત રૂપ પૈકી કૂટસ્થનો જે બ્રહ્મ સાથેનો અભેદ તે મુખ્ય અભેદ છે અને ચિદાભાસ સાથેનો અભેદ તે બાધપૂર્વક અભેદ છે. આ પરથી પ્રતિજ્ઞામાં કહ્યા પ્રમાણે **'અહં બ્રહ્મ' એવું જ્ઞાન ચિદાભાસને જ થાય છે** એમ સિદ્ધ થયું.

## સિદ્ધાંત–૨૩

### સ્વરૂપજ્ઞાન( સામાન્ય ચૈતન્ય )નો અજ્ઞાન સાથે વિરોધ નથી, પરંતુ વૃત્તિજ્ઞાન માત્ર અજ્ઞાનનો નાશક છે

तच्चेद्विरोधि केनेयमावृतिर्ह्यनुभूयताम्।
विवेकस्तु विरोध्यस्यास्तत्त्वज्ञानिनि दृश्यताम्॥

તે, અવિદ્યા તથા આવરણનું સાધનભૂત ફૂટસ્થ ચૈતન્ય, જો અવિદ્યા તથા આવરણનું વિરોધી હોય તો આ આવૃત્તિનો અનુભવ કોણ કરે? વિવેક અવિદ્યાનો વિરોધી છે જ; આ વિવેક અને અવિદ્યાનું વિરોધીપણું તત્ત્વજ્ઞાન પુરુષમાં જોઈ લેવું.

–પંચદશી, ચિત્રદીપ

આત્મા અથવા બ્રહ્મ સ્વયંપ્રકાશ છે એમ આ પહેલાં ઘણી વાર સિદ્ધ કરેલું છે, તો પછી આવા આત્મામાં અજ્ઞાન આવ્યું ક્યાંથી? જ્યાં જ્ઞાનનો પ્રકાશ છે ત્યાં અજ્ઞાનતમનો પ્રવેશ કેવી રીતે થયો? એવી શંકા સહજ પેદા થાય; પરંતુ થોડો સૂક્ષ્મ વિચાર કરતાં આત્મા અને અજ્ઞાન વચ્ચે વિરોધ નથી એ જણાઈ આવશે. નિદ્રામાંથી જાગેલો મનુષ્ય પોતાના નિદ્રાસુખનો અને તે અવસ્થામાંના અજ્ઞાનનો અનુભવ કરે છે. આથી સુષુપ્તિમાં આત્માનુભવ અને અજ્ઞાન એ બે વસ્તુ એકત્ર હોઈ શકે છે એમ થયું. તે બન્ને વચ્ચે વિરોધ હોય તો તેમનો એકત્ર વાસ થયો નહોત એટલુ જ નહિ પણ આત્મપ્રકાશ અજ્ઞાનનો સાધક છે, બાધક નથી; કારણ કે એમ ન હોત તો 'મેં આટલો વખત કંઈ જાણ્યુ નહિ' એવો સ્વાનુભવ સુષુપ્તિમાંથી ઊઠેલો મનુષ્ય કરે છે તે પ્રકટ થયો ન હોત. આ નિદ્રામાનો અનુભવ થયો, જાગ્રતિમાં પણ એવી જ પ્રતીતિ થાય છે. 'હું કોણ છું? મને કંઈ સમજાતું નથી' આવો પોતાનો અજ્ઞાનનો

અનુભવ મનુષ્ય જાગ્રત અવસ્થામા પ્રકટ કરે છે, તો પછી જ્ઞાન અને અજ્ઞાન એ બે વચ્ચે પ્રકાશ અને અંધકાર જેટલો વિરોધ જે શાસ્ત્રમાં અને લૌકિકમાં અનુભવમાં આવે છે તેનુ કારણુ શું? આવો પ્રશ્ન કોઈ કરે તો તેનો ઉત્તર એ છે કે જ્ઞાનના બે પ્રકાર છે : એક **સ્વરૂપજ્ઞાન** અને બીજું **વૃત્તિજ્ઞાન.** ઘટજ્ઞાન, પટજ્ઞાન એ **વૃત્તિજ્ઞાન** અને કેવળ જ્ઞપ્તિરૂપ જે આત્મા તે જ **સ્વરૂપજ્ઞાન.** પહેલાને **વિશેષ ચૈતન્ય** અને બીજાને **સામાન્ય ચૈતન્ય** તરીકે શાસ્ત્રમા ઓળખવામા આવે છે. જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે એવો જે નિયમ છે તે વૃત્તિજ્ઞાન વિષે છે, તે સ્વરૂપજ્ઞાનને લાગુ પડતો નથી. આ વાત અહીં આપેલા દષ્ટાંત પરથી સારી રીતે ધ્યાનમાં આવશે. કાષ્ઠમાં રહેલો અગ્નિ તે કાષ્ઠને બાળતો નથી અને અંધકારનો નાશ પણુ કરતો નથી; પરંતુ તે જ લાકડાનાં મંથનથી પેદા કરેલો અગ્નિ તે કાષ્ઠને બાળવા સમર્થ થાય છે અને વાટના આશ્રયથી અંધકારનો પણુ નાશ કરે છે, તેમ જ સૂર્યના પ્રકાશમાં ઘાસ, કપાસ વગેરે જ્વાલાગ્રાહી પદાર્થ રાખ્યા હોય તોયે તે દગ્ધ થતા નથી, પરંતુ તે જ સૂર્યપ્રકાશ સૂર્યકાંતમાથી (બિલોરી કાચમાંથી) પ્રતિબિંબિત થાય તો અગ્નિરૂપે તે પદાર્થને બાળી નાખે છે, અથવા એકલી આંખથી સૂક્ષ્મ પદાર્થ દેખાય નહિ તો તે સૂક્ષ્મદર્શકથી તે જ આંખથી દેખાય છે; તે પ્રમાણે આત્માના સામાન્ય પ્રકાશથી અજ્ઞાનનો નાશ ન થાય તોપણુ તે જ આત્મચૈતન્ય વૃત્તિમાં પ્રવિષ્ટ (પ્રતિબિંબિત) થતાં અજ્ઞાનનો નાશ થાય છે, તેથી **વૃત્તિજ્ઞાન માત્ર અજ્ઞાનનું નાશક છે, પરંતુ સ્વરૂપજ્ઞાન સાથે તેનો વિરોધ નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૨૪

### આત્મા જો કે બુદ્ધિ વગેરેને અજ્ઞેય છે તોપણ તે સ્વયંપ્રકાશ હોવાથી તેનું જ્ઞાન સૂક્ષ્મ બુદ્ધિની સહાયતાથી જ થાય છે

**मनसैवेदमाप्तव्यम् ।**

આ આત્મતત્ત્વ કેવલ મનથી જ જાણી શકાય છે. શ્રુતિ

**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभि ।**

આ આત્મા કેવળ સૂક્ષ્મ તત્ત્વોને જોનારા પુરુષોથી જ પોતાની તીવ્ર અને સૂક્ષ્મ બુદ્ધિથી જ જોઈ શકાય છે. -શ્રુતિ

**ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।**

અજ્ઞાનનો નાશ થવા માટે બ્રહ્મા વૃત્તિવ્યાપ્તિની આવશ્યકતા હોય છે. -પંચદશી

જગતમાં એવો એક સામાન્ય નિયમ જણાય છે કે જે ઇદ્રિયને જે પદાર્થ અગોચર હોય છે અથવા જે સાધનથી જે વાત અસાધ્ય હોય છે, તે પદાર્થની અગોચરતા અને તે વાતની અસાધ્યતા તે ઇદ્રિયથી અને સાધનથી જ જાણી શકાય છે (પ્ર. ૨, સિ. ૬). દા. ત અમુક પદાર્થ નેત્રને અગોચર છે એટલે દેખાવો અશક્ય છે એ વાત નેત્ર સિવાય કદી સમજાશે નહિ. તેમ જ હીરો દાંતથી તોડવાનુ અશક્ય છે એ વાત દાંત વિના સમજવાનો ઉપાય નથી. આ નિયમ પ્રમાણે શ્રુતિમા આત્મા અવાઙ્મનસગોચર ( વાણી કે મનથી ન સમજાય એવો) કહ્યો છે તોપણ એવા આત્માનુ જ્ઞાન થવા માટે બુદ્ધિની જ આવશ્યકતા છે. તે સિવાય વળી પદાર્થજ્ઞાન વિષે એવો નિયમ છે કે, ચિદાભાસ સહિત બુદ્ધિ પદાર્થને વ્યાપે નહિ ત્યા સુધી પદાર્થનું જ્ઞાન થતું નથી. કેવળ બુદ્ધિથી વ્યાપ્તિ

એટલે પદાર્થાકાર થવું, આવી વૃત્તિવ્યાપ્તિથી પદાર્થનું આવરણ માત્ર નષ્ટ થાય છે. પરંતુ જ્ઞાન થવા માટે આટલાથી બસ થતું નથી. તેને માટે ચિદાભાસના પ્રકાશની આવશ્યકતા રહે છે; કારણ કે બુદ્ધિ જડ છે. પદાર્થજ્ઞાનના સંબંધમાં આવો સામાન્ય નિયમ છે. આ નિયમ આત્મજ્ઞાનને પણ લાગુ પડે છે; પણ બંને વચ્ચે થોડો ભેદ છે. કોઈ પણ બાહ્ય પદાર્થમાં જેવી ઇદંવૃત્તિ જ્ઞાન વખતે વ્યાપે છે તે સાત્વિક અહંવૃત્તિ આત્માને પણ વ્યાપે છે; પરંતુ આત્મજ્ઞાનને ચિદાભાસની અપેક્ષા નથી. તેને ફક્ત અહંવૃત્તિની વ્યાપ્તિ બસ છે. આનું કારણ એ છે કે આત્મા સ્વયંપ્રકાશ હોવાથી એટલે કે નિત્ય સ્ફુરતો હોવાથી તેને બતાવવા માટે અન્ય પ્રકાશની જરૂર નથી. તેથી વૃત્તિમાં ચિદાભાસ હોય તો યે તે બ્રહ્મપ્રકાશમાં લોપ પામીને નિષ્ફળ ઠરે છે. અંધકારમાંના ઘટાદિ પદાર્થો જોવા માટે આંખ અને દીવો એ બે સાધનોની ખાસ જરૂર છે; પરંતુ કેવળ દીવો જ જોવો હોય તો એકલી આંખનું સાધન બસ છે. તે પ્રમાણે આત્મજ્ઞાન થવા માટે કેવળ બુદ્ધિની જ આવશ્યકતા છે. આ જ વાત આગળ આપેલા દૃષ્ટાંતથી વધુ સ્પષ્ટ થશે. એક સફેદ કાગળ પર લાલ શાહીથી ચિત્ર કાઢવાનું છે. લાલ શાહી તૈયાર કરવા માટે પાણી અને લાલ રંગ, એમ બે પદાર્થ જોઈએ. કેવળ લાલ રંગથી ચિત્ર કાઢી શકાય નહિ અને એકલા પાણીથી સ્પષ્ટ દેખાય નહિ. તે પ્રમાણે બુદ્ધિ વિના આકાર થતો નથી અને ચિદાભાસ વિના તે સ્પષ્ટ દેખાતો નથી. તે જ ચિત્ર તે જ શાહીથી લાલ કાગળ પર દોરવાનું હોય તો કેવળ પાણીથી પણ કામ ચાલે, તેમા લાલ રંગનો ઉપયોગ થતો નથી. તે પ્રમાણે આત્મજ્ઞાન થવા માટે એકલી વૃત્તિ બસ

છે, તેમાના ચિદાભાસનો ઉપયોગ થતો નથી. આ વિષે એવી શંકા-થશે કે બુદ્ધિ પદાર્થાકાર થયા વિના પદાર્થનું જ્ઞાન થતું નથી. આ વાત સાકાર પદાર્થ વિષે સંભવનીય છે; પરંતુ બ્રહ્મ નિરાકાર છે. તેથી એવા નિરાકાર બ્રહ્મને બુદ્ધિ કેવી રીતે વ્યાપી શકે? આ શંકાનું સમાધાન એ છે કે બ્રહ્મ નિરાકાર હોવાથી તે બુદ્ધિ માટે અવ્યાપ્ય છે એ વાત સાચી છે, પરંતુ શરૂઆતમાં કહેલા નિયમ પ્રમાણે બ્રહ્મ બુદ્ધિ માટે અવિષય છે એ વાત સમજવા માટે બુદ્ધિની જ આવશ્યકતા છે અને બ્રહ્મનું અનંતત્વ બુદ્ધિને સમજાય તેને જ બ્રહ્મસાક્ષાત્કાર કહે છે. આનું રહસ્ય એ છે કે બ્રહ્મ અનંત અવાઙ્મનસગોચર છે એમ ગુરુમુખથી સાંભળીને અને જાતે વિચાર કરીને બુદ્ધિ એટલે અહંવૃત્તિ બ્રહ્મને વ્યાપવા જાય છે અને તેનું અનંતત્વ તેને સમજાય ત્યાં સુધી વ્યાપતી વ્યાપતી છેવટે લવણોદકન્યાયે (મીઠું જેમ પાણીમાં ઓગળી જાય તેમ) સ્વરૂપમાં લીન થાય છે. અને આ રીતે થયેલો બુદ્ધિનો લય આત્મપ્રકાશથી પ્રકાશિત થાય છે એ જ બ્રહ્મસાક્ષાત્કાર છે. **તેથી આત્મા જો કે અજ્ઞેય છે તોપણ તેનું જ્ઞાન બુદ્ધિની સહાયતાથી જ થાય છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૨૫

### વ્યતિરેકબોધ વિના અન્વયબોધ થતો નથી અને અન્વયબોધ વિના જ્ઞાનમાં પૂર્ણતા આવતી નથી

प्रपंच वक सांडाचा । मग परमार्थ मांडावा ।
पैलें नसेंच त्या सदवा । एक असकाचि परब्रह्म ॥

પ્રથમ સર્વ જગદ્‌વ્યવહારરૂપ સંસારરૂપી પ્રપંચનો ત્યાગ કરવો. ત્યાર પછી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં પ્રવૃત્ત થવું. સંસારરૂપ

પ્રપંચમાં જેઓ પડ્યા નથી તેઓ હંમેશા સંપૂર્ણપણે કેવળ પરબ્રહ્મરૂપ છે.
—એકનાથ

આત્માનાત્મવિચાર અને ભ્રમવિચાર પ્રકરણોમાં આત્મા સત્ય અને અહંકારાદિ સર્વ જગત મિથ્યા છે એમ અમે સિદ્ધ કર્યું છે. પરંતુ જ્યાં સુધી આપણાથી પૃથક્ એવું આ મિથ્યા જગત દેખાય છે ત્યા સુધી મનુષ્યને પૂર્ણ સંતોષ થતો નથી; કારણ કે હું એક દ્રષ્ટા અને આ સર્વ જગત દૃશ્ય એવી ભેદદ્રષ્ટિ બાકી જ રહે છે. જ્યાં ભેદ છે ત્યાં દુઃખ હોવું જ જોઈએ (બ્ર. સિ. ત. ૪૬). તેથી આ ભેદ જાય ત્યાં સુધી બ્રહ્મજ્ઞાનને પૂર્ણતા આવતી નથી. દ્રષ્ટા અને દૃશ્યનું જે ઐક્ય એટલે કે 'સર્વ જગત હું જ છું' એવી જે દ્રષ્ટિ તેને જ **અન્વયબોધ** કહે છે. પરંતુ આ અન્વયબોધ ચૈતન્યરૂપ એવો આત્મા જે દ્રષ્ટા છે તેનાથી જડ પદાર્થો ભિન્ન છે એવો **વ્યતિરેકબોધ** થયા વિના સારી રીતે ધ્યાનમાં આવતો નથી. આ વિષે એવી શંકા આવી શકે કે આ વ્યતિરેકબોધ થયા પહેલાં એટલે અજ્ઞાન દશામાં દ્રષ્ટા અને દૃશ્યનો અભેદ બધા લોકોને માલૂમ છે જ, તો પછી તે બંનેનું પૃથક્કરણ કરીને ફરીથી ઐક્ય કરવાનો દ્રાવિડી પ્રાણાયામ શા માટે કરવો? આનો ઉત્તર એ છે કે અજ્ઞાન દશામાં જે ઐક્ય છે તેમા અને ઉપરના અન્વયબોધના ઐક્યમાં ઘણું અંતર છે. અજ્ઞાન દશામા આત્મદર્શન જરાયે નથી હોતું અને સર્વ કંઈ જડ જ ભાસતું હોય છે. પરંતુ અન્વયબોધમાં જડ જરાયે ભાસતું નથી અને જ્ઞાનીની દ્રષ્ટિમાં સર્વ કંઈ આત્મા દેખાય છે. દા. ત. નાનાં બાળકોની રમત મા લાકડાના હાથીમાં બાળકની દ્રષ્ટિએ બાળકને કેવળ

હાથી જ દેખાય છે—લાકડું દેખાતું નથી. પરંતુ પ્રૌઢ મનુષ્યને તેમાંનું લાકડું અને હાથીનો આકાર એ બંનેનું પૃથક્કરણ સમજાવાથી આકાર ખોટો છે અને બધું લાકડું જ છે એવું જ્ઞાન થાય છે. તે પ્રમાણે અજ્ઞાન દશામાં સર્વ જગત જડ જ દેખાય છે—આત્મા બિલકુલ દેખાતો નથી. આગળ ઉપર આત્માનાત્મવિવેક થઈને અનાત્મ છે જ નહિ. જે કંઈ દેખાય છે તે સર્વ આત્મતત્ત્વ જ અથવા બ્રહ્મ જ છે એમ જ્ઞાનીને સમજાય છે. આમ સર્વ જગતને આત્મારૂપે જોવું તેને જ **અન્વયબોધ** કહે છે. **આ અન્વયબોધ ઉપર કહ્યા પ્રમાણે વ્યતિરેકબોધ વિના એટલે કે આત્માનાત્મવિચાર વિના થતો નથી અને એવો અન્વયબોધ થયા વિના બ્રહ્મજ્ઞાનને પૂર્ણતા આવતી નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત—૨૬

**શ્રવણ વિના મનન થતું નથી, મનન વિના નિદિધ્યાસ થતો નથી અને નિદિધ્યાસ વિના જ્ઞાન શક્ય નથી**

**आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य. ।**

આ આત્મા જ દર્શનીય, શ્રવણીય, મનનીય અને ધ્યાન કરવા યોગ્ય છે. —શ્રુતિ

**श्रवणापरीस मनन सार । मननें कळे सारासार ।**
**निदिध्यासे साक्षात्कार । निःसंग वस्तु ॥**

શ્રવણ પછી મનન જરૂરી છે. તેનાથી સારાસારનું ભાન થાય છે. નિદિધ્યાસથી નિઃસંગનો સાક્ષાત્કાર થાય છે —દાસબોધ

સમગ્ર વેદાંતમાંનાં વાક્યોની એકવાક્યતા કરીને તે સર્વનું તાત્પર્ય બ્રહ્મ સત્ય, જગત મિથ્યા અને જીવબ્રહ્મનુ

ઐક્ય એ જ છે એવી જે નિશ્ચયાત્મક સમજણ તેને **શ્રવણ** કહે છે. શ્રવણથી જે સિદ્ધાંતો સમજાયા હોય તે વારંવાર મનમાં ઘોળીને તેનાથી પોતાની યુક્તિથી 'अहं ब्रह्मास्मि' એવો સિદ્ધાંત ચોક્કસપણે ઠરાવવો તેને **મનન** કહે છે. આવો સિદ્ધાંત ઠરવા છતાં અનંતકાળના સંસ્કારને કારણે હું દેહ અને જગત સત્ય એવી જે વિપરીત ભાવના બાકી રહે છે તેને સંપૂર્ણપણે દૂર કરવા માટે તેનાથી ઊલટું 'હું બ્રહ્મ છું અને મારા સિવાયનું સર્વ કંઈ મિથ્યા છે' એવી ભાવનાની જે ધૂન તેને **નિદિધ્યાસ** કહે છે. પહેલાં શ્રવણ-થી સર્વ સિદ્ધાંતોની માહિતી થયા વિના તેના પર શંકા કરીને સમાધાન કરી શકાતું નથી. સર્વ શંકાનું સમાધાન થઈને એક નક્કી સિદ્ધાંત ઠર્યા વિના તે મનમાં બરાબર બેસતો નથી. અને આવો એક સિદ્ધાત નિદિધ્યાસથી મનમાં ઠસ્યા વિના જ્ઞાન થતું નથી. આથી **શ્રવણ વિના મનન થતું નથી, મનન વિના નિદિધ્યાસ થતો નથી અને નિદિધ્યાસ વિના જ્ઞાન થતું નથી** એમ સિદ્ધ થાય છે.

(શ્રવણથી **પ્રમાણસંશય** અને મનનથી **પ્રમેય સંશય** દૂર થાય છે અને નિદિધ્યાસથી **વિપરીત ભાવના** દૂર થાય છે. વેદાંતવાક્યમાં ખાસ કરીને અદ્વિતીય બ્રહ્મનું જ પ્રતિપાદન છે અથવા બીજા વિષયનું છે એવો જે સંશય તે **પ્રમાણસંશય** છે. જીવબ્રહ્મનો અભેદ સત્ય છે અથવા ભેદ સત્ય છે એવો જે સંશય તે **પ્રમેયસંશય** છે. હું, દેહ અને જગત સત્ય છે એવી જે ભાવના તે **વિપરીત ભાવના** છે.)

## સિદ્ધાંત–૨૭

### મન ક્ષણિક અને ધારાવાહિક છે અને સર્વ ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ છે

**कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृति-
र्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ।**

કામ, સંકલ્પ, વિચિકિત્સા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, હ્રી, ધી આ બધું મન જ છે.　　　　　—શ્રુતિ

**मनोधर्म एकदेशी । पूर्ण व्यापकता नष्टे त्याशी ।**

મનનો ધર્મ એકદેશી છે, તેમા પૂર્ણ વ્યાપકતા નથી.

—દાસબોધ

મનનાં લક્ષણો ગણાવવાં મુશ્કેલ છે, તોપણ મન એટલે શું એ મોટા ભાગના લોકોને ખબર છે. તે પોતે નિરાકાર હોવા છતાં જોઈએ તેવો આકાર ધારણ કરવાની તેનામાં શક્તિ છે. મનની વ્યાખ્યા કરવાનું મુશ્કેલ લાગવાથી શ્રુતિએ મણ 'કામ, 'સંકલ્પ' વગેરે દૃષ્ટાંતથી જ તેનું સ્વરૂપ બતાવ્યુ છે. મન **ધારાવાહી** છે એટલે તે અખંડ નથી પણ બિંદુ બિંદુ મળીને જે પ્રમાણે પાણીની ધાર અથવા ભૂમિતિમાં જેવી રેખા હોય છે તે પ્રમાણે તેનું સ્વરૂપ છે. આમ આપણે જ્યારે કોઈ પદાર્થ તરફ એકીટશે જોઈએ છીએ ત્યારે તે પદાર્થ એકસરખો અખંડ દેખાતો હોય એવો લાગે છે; પરંતુ ખરેખર તેમ હોતું નથી. મન પુસ્તકાદિ પદાર્થને એકવાર વ્યાપે પછી તે એવું ને એવું તેને વ્યાપીને રહે છે એમ નથી, તે એક પદાર્થ છોડીને બીજા પદાર્થ પર જાય છે, બીજાને છોડીને ત્રીજા પર જાય છે તેમ જ એક પદાર્થ એકસરખો જોઈએ ત્યારે તે તે જ પદાર્થ પર જઈને અટકે છે. દા. ત. ગવૈયો ગાતી વખતે એકસરખો 'આ...'

સૂર કાઢે છે ત્યારે સાંભળનારાના કાનને તે અખંડ જેવો લાગે છે, ખરી રીતે તે પ્રત્યેક ક્ષણે આ ...આ....આ એવા વિચ્છેદરૂપે ઉચ્ચારવામાં આવતો હોય છે, એટલે 'આ' એ પરોવેલા મણકાઓની માળા જ છે એમ સમજવું જોઈએ. મન **ધારાવાહી** છે એ આ દૃષ્ટાંતથી વધુ સ્પષ્ટ થશે. વેંત લાંબું અને વેંત પહોળું એક પાટિયું ચીતરવામાં જેટલો વખત લાગે તેના કરતાં વીસ હાથ લાંબી અને દશ હાથ પહોળી એવી ભીંત રંગવામાં વધુ વખત લાગવો જ જોઈએ, તે જ પ્રમાણે તે લાકડું જોવામાં જેટલો વખત લાગે તે કરતાં ભીંત જોવામાં વધુ વખત લાગે છે એ સૌના અનુભવની વાત છે, આ જોવાની ક્રિયા આંખની છે એમ લાગે છે પણ ખરી રીતે આંખ દ્વારા મન જ જુએ છે. તેમ જ કોઈ વાટકી જોવામાં જેટલો વખત લાગે તે કરતાં વિજાપુરના ગોળ ઘુમ્મટ જેવી મોટી ઇમારત જોવામાં પુષ્કળ પ્રમાણમાં વધુ વખત લાગવો જ જોઈએ. મનને જો **ધારાવાહી** ન માનીએ તો નાનો પદાર્થ જોવામાં જેટલો વખત લાગે છે એટલો જ વખત ગમે તેટલા મોટા પદાર્થને જોવામાં પણ લાગવો જોઈએ. પણ તેમ થતું નથી અને મનની વૃત્તિઓ પ્રત્યેક ક્ષણે બદલાય છે તેથી તે ક્ષણિક છે.

આ જ પ્રમાણે મન સર્વ ઇદ્રિયોમાં શ્રેષ્ઠ છે. અને ઇદ્રિયો દ્વારા જ્ઞાનનું તમામ કામ તે જ કરે છે; કારણ કે તેમી સહાયતા વિના તમામ જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો પોતપોતાનાં કામ કરવામા અસમર્થ છે. મનુષ્યનુ મન જ્યારે શબ્દ સાંભળવામાં નિમગ્ન હોય છે ત્યારે તેને રૂપ દેખાતું નથી અને રૂપ જોવામાં લીન હોય ત્યારે શબ્દ સંભળાતો નથી એવો સૌનો અનુભવ છે. આ બધી હકીકત પરથી

મન ક્ષણિક છે, ધારાવાહી છે અને સર્વ ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૮

### મન એકસમયાવચ્છેદથી બે પદાર્થને વ્યાપી શકે નહિ

**मनोधर्म एकदेशी। पूर्ण व्यापकता नव्हे त्याची॥**

મનનો ધર્મ એકદેશી છે. તેમાં પૂર્ણ વ્યાપકતા નથી.–દાસબોધ

આ પહેલાના સિદ્ધાંતમાં મન ક્ષણિક અને ધારાવાહી છે તે સિદ્ધ કર્યું છે. તે પરથી જ આ સિદ્ધાંત પણ સિદ્ધ થાય છે. નાના આકારનો પદાર્થ જોવામાં જેટલો વખત લાગે છે તેના કરતાં મોટા આકારનો પદાર્થ જોવામાં વધુ વખત લાગે છે એમ અમે જે તેમાં દર્શાવ્યું છે, તેનું કારણ પણ મન એક સમયાવચ્છેદથી (એક જ સમયે) બે વસ્તુને વ્યાપી શકે નહિ એ જ હકીકત છે; કારણ કે એક જ પદાર્થ જોતી વેળાએ પણ મનને તેમાંના પ્રત્યેક પરમાણુ પરથી જવું પડે છે. બે પદાર્થો જેમ એકદમ દેખાતા નથી તેમ બે પરમાણુ પણ એકદમ દેખાતા નથી એમ શાસ્ત્રદષ્ટિથી કહેવું પડશે. આ પ્રમાણે જ્યારે મન બે પરમાણુને પણ એકસાથે વ્યાપી શકતું નથી, ત્યારે બે પદાર્થોને તે કેવી રીતે વ્યાપે?

મન બે અથવા તેથી વધુ પદાર્થોને એક જ કાળે વ્યાપે છે એમ જો માનીએ તો તે બે પદાર્થોનું પૂર્ણ જ્ઞાન તેને એક જ કાળમાં થવું જોઈએ; પણ એવું અનુભવમાં આવતું નથી. આ બાબતમાં એવી શંકા આવશે કે બે પદાર્થ એકમેકની સાથે મૂકેલા હોય તો તે આંખને એકસાથે દેખાય છે તે કેવી રીતે? આ શંકાકારને અમે એમ

પૂછીએ છીએ કે જે બે પદાર્થને તું એકસાથે જુએ છે તે એક જ જુએ છે કે બે? જો એક જ જોતો હોય તો તે વાત આ સિદ્ધાંતની વિરુદ્ધ નથી અને જો બે જોતો હોય તો તે બન્નેનું પૃથક્ પૃથક્ પૂર્ણ જ્ઞાન થવું જોઈએ. પણ એવું પૂર્ણ જ્ઞાન પૃથક્ પૃથક જોવા વિના અશક્ય છે તેથી **મન એક સમયાવચ્છેદથી બે પદાર્થોને વ્યાપી શકતું નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨૯

### નામસ્મરણ આ એક યોગ જ છે

**नामामृतगोडी वैष्णवा लाधली। योगिया साधली जीवनकला॥**
**रामकृष्णनामीं उन्मनी साधिली। तयासी लाधली सर्वसिद्धि॥**

વૈષ્ણવોને નામામૃતની મીઠાશ પ્રાપ્ત થઈ છે, યોગીઓએ જીવન-કલા સાધી છે. રામકૃષ્ણના નામમાં લીન થયેલાઓએ ઉન્મની નામની મનની એક સ્થિતિ સાધી લીધી છે. એવી દશાને પ્રાપ્ત થયેલાઓને સર્વ સિદ્ધિ પ્રાપ્તિ થઈ છે. —જ્ઞાનદેવ

+**योगश्चित्तवृत्तिनिरोधः એવું પતંજલિનું સૂત્ર છે. આનો**

---

+ યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ. તેથી જે જે સાધનથી ચિત્તનિરોધ થાય તે સર્વ ઉપાયોની ગણના યોગમાં જ આવી જાય. નામસ્મરણ, અજપાજપ, પ્રાણાયામ, લયચિંતન અને સર્વ પ્રકારની ષણ્મુખી વગેરે મુદ્રા એ યોગ જ છે. જુદા જુદા સંપ્રદાયોમા જુદા જુદા યોગનો અભ્યાસ કહેવાનો પ્રચાર છે, તે પ્રમાણે પ્રત્યેક સાધકે અન્ય પંથની નિંદા ન કરતાં અનન્ય ભાવથી પોતાના ગુરુએ કહેલો અભ્યાસ કરીને જ જ્ઞાન દ્વારા જન્મ-મરણથી મુક્ત થવું. મમત્વથી પ્રત્યેક વસ્તુ પ્રિય થાય છે. પોતાનો દેશ, પોતાનું ગામ, પોતાની મા, પોતાનો બાપ એ જેમ મનુષ્યને પ્રિય છે તે પ્રમાણે પોતાનો ગુરુ અને પોતાનો પંથ પ્રિય લાગે એ સ્વાભાવિક છે અને યોગ્ય છે. પરંતુ આ તત્ત્વ વીસરીને પોતાનો પંથ જ શ્રેષ્ઠ અને અન્ય પંથ

અર્થ ચિત્તવૃત્તિનો નિરોધ કરવો એ જ યોગ છે એવો થાય છે. નામસ્મરણના અભ્યાસથી ચિત્તવૃત્તિનો નિરોધ એટલે એકાગ્રતા થાય છે. તેથી નામસ્મરણ એ યોગ છે એમ કહેવામાં વાંધો નથી. નામસ્મરણના અભ્યાસથી ઉપર કહેલું યોગનું ફળ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે જોઈએ. શબ્દ આકાશનો ગુણ છે અને કાનનો વિષય છે. સર્વ વિષયમાં શબ્દનું જે જ્ઞાન કાનને થાય છે તે તદ્દન સહજ હોય છે. એટલે કે બાકીની ચાર ઇંદ્રિયોને પોતપોતાના વિષય ગ્રહણ કરવા માટે થોડોઘણો શ્રમ પડે છે. રૂપ ગ્રહણ કરવા માટે આંખ ઉઘાડીને જોવું પડે છે, સૂંઘવા માટે શ્વાસ અંદર ખેંચવો પડે છે. આવી જ વાત બાકીની ઇંદ્રિયોની છે; પણ કાનને શબ્દ ગ્રહણ કરવામાં પ્રયાસ કરવો પડતો નથી. મનુષ્ય ગમે ત્યાં બેઠેલો હોય કે શબ્દ ગમે ત્યાંથી ઉત્પન્ન થાય તે આપોઆપ આવીને કાન સાથે ભટકાય છે. આથી સર્વ વિષયો કરતાં શબ્દગ્રહણ સુખથી થાય છે. આ ઉપરાંત મન શબ્દમાં અથવા નાદમાં જેટલું લીન થાય છે એટલું બીજા વિષયોમાં થતું નથી. મન સંકલ્પવિકલ્પાત્મક છે. તે સંકલ્પવિકલ્પ મોટે ભાગે બે પ્રકારના હોય છે: **ભૂતસ્મરણ અને ભવિષ્યચિંતન.** 'મેં અમુક અમુક સારાં અથવા ખરાબ કામ કર્યાં.' એવી ગત વાતોનું સ્મરણ અને 'હું અમુક કરીશ, અમુક કરવાથી સારું કે ખરાબ પરિણામ આવશે.' ઇત્યાદિ ભાવિ ચિંતન એ બે

---

કંઈ કામના નહિ એમ કહેવું પુરુષાર્થી મનુષ્યને શોભતું નથી. હાલનાં લોકોમાં આવા બખેડા બહુ જોવામા આવે છે. આ પ્રવૃત્તિ ઓછી થાય અને સર્વ સાંપ્રદાયિક લોકોમા પરસ્પર પ્રેમ વધે એવી ખાસ ઈશ્વરને પ્રાર્થના છે.

વાતો સિવાય મનુષ્યના મનમાં બીજો કોઈ વિચાર હોતો નથી. વર્તમાનકાળનો વિચાર હોય તોયે તે પાણીના પ્રવાહ પ્રમાણે ઘણો થોડો હોય છે. નામસ્મરણના યોગથી ભૂતસ્મરણ અને ભવિષ્યચિંતન એ બંને વૃત્તિ બંધ પડે છે એ વાતનો અનુભવ સાધકે લેવો. આથી ઉપરની બે કલ્પનાઓ જો બંધ થાય તો સહજ જ ચિત્તવૃત્તિ નિરોધ થયા જેવું થાય છે. કોઈ પણ શબ્દ આપણે વારંવાર ગોખીએ તો તેમાં ચિત્તનો લય થાય છે. પરંતુ પરમેશ્વરના નામ સિવાય બીજા શબ્દોમાં વૈષયિક સંબંધ હોવાથી મન એકાગ્ર થાય તોયે તેની શુદ્ધિ થતી નહિ હોવાથી પરમાર્થના કામમાં તેનો ઉપયોગ થતો નથી. એટલું જ નહિ પણ તે વધુ બગડવાનો સંભવ છે, પણ પરમેશ્વરના નામની એવી વાત નથી. પરમેશ્વરના નામનો તેના ગુણસ્મરણ સાથે ઉચ્ચાર કરવો અને તેનું સ્મરણ કરવું એ અતિ પવિત્ર છે. તેથી તેનાથી મનની શુદ્ધતા અને એકાગ્રતા થાય છે. નામસ્મરણ બાબતમાં લોકોની દલીલ એવી છે કે નામસ્મેરણ કરીએ છીએ ત્યારે મુખથી ભલે તેનો ઉચ્ચાર થતો હોય પણ મન તો જ્યાં દોડતું હોય ત્યાં દોડે છે. પણ આવો વિક્ષેપ થાય છે તેનું કારણ એ છે કે આપણે નામસ્મરણ કરવામાં તેના તરફ જોઈએ એટલું લક્ષ આપતા નથી. મુખથી ઉચ્ચાર કરીને તે ઉચ્ચાર કાન માંડીને સાંભળવો એનું જ નામ લક્ષ આપવું. આ બંને બાબતો એકસાથે ચાલે તો ઉપર કહેલી લોકોની દલીલ થશે નહીં એવી અમારી ખાતરી છે. આથી ચિત્ત એકાગ્ર થવામાં નામસ્મરણનો ઉપાય ખૂબ ઉત્તમ છે. પ્રાણાયામ વગેરેનો નિગ્રહ કરવામાં જે કલેશ

થાય છે તે ન થતાં અનાયાસે પતંજલિએ કહેલું યોગનું ફળ સાધકને પ્રાપ્ત થાય છે. આમ **નામસ્મરણ એ એક યોગ જ છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩૦

### પ્રત્યેક મનુષ્ય અજાણતાં જ 'હું બ્રહ્મ છું' એવી ઉપાસના કરે છે

देहधारक तितुका प्राणि। श्वेदज उद्भिजादिक खाणी।
श्वासोच्छ्वास नसतां कोणी। कैसे जगती॥
ऐसी हे अजपा सकळांसी। परंतु कळे जाणत्यासी।
सहज सांडून सायासीं। पडोंच नये॥

સ્વેદજ, ઉદ્‌ભિજ વગેરે દેહધારક પ્રાણીઓ શ્વાસોચ્છ્વાસ વિના કેવી રીતે જીવે? આ રીતે અજપાજપ ચાલ્યા કરે છે તેને જાણકારો જ જાણે છે. આવા સહજ જાપને છોડીને પ્રયાસ સાથેના જપમાં પડવું જ નહિ. –દાસબોધ

મનુષ્યના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં નાસિકા દ્વારા અંદર જે વાયુ ખેંચવામાં આવે છે તેને ઉચ્છ્વાસ કહે છે અને જેને છોડીએ છીએ તેને નિઃશ્વાસ કહે છે. શ્વાસોચ્છ્વાસની આ ક્રિયા એકસરખી ચાલ્યા કરે છે. ૨૪ કલાકમાં ૨૧૬૦૦ શ્વાસોચ્છ્વાસ થાય છે. આ શ્વાસોચ્છ્વાસની ગણતરી પર મનુષ્યના આયુષ્યનું પ્રમાણ નક્કી કરેલું છે. એટલે અમુક વર્ષ મનુષ્ય જીવે છે એમ આપણે કહીએ છીએ તેમ અમુક શ્વાસોચ્છ્વાસ મનુષ્ય જીવે છે એમ શાસ્ત્ર કહે છે. સૂક્ષ્મ દૃષ્ટિથી ધ્યાન આપીને જોતાં આ પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં અંદર ખેંચેલો શ્વાસ તેમાં સકાર જેવો ધ્વનિ સંભળાય છે, અને બહાર છોડેલા નિઃશ્વાસમાં હકાર જેવો ધ્વનિ સંભળાય છે.

આ સકાર અને હકાર વધુ સૂક્ષ્મ દૃષ્ટિએ જોઈએ તો અંદર લીધેલા વાયુમાં 'સો' અને હોઠ બંધ કરીને બહાર છોડેલા વાયુમાં 'હં' એવો ધ્વનિ સંભળાય છે. આ બને ધ્વનિ મળીને 'સોહં' એવો સંસ્કૃત શબ્દ બને છે. આનો અર્થ 'સઃ' એટલે તે અને 'અહં' એટલે હું એટલે કે 'તે હું છું' એવો થાય છે. આથી એવું એક રહસ્ય સમજાય છે કે, ઈશ્વરે પ્રત્યેક પ્રાણીમાં 'તે હું છું' એવો જાપ સ્વભાવતઃ જ મૂકેલો છે. તે 'પરમાત્મા હું છું' એવું તેનું તાત્પર્ય છે. 'બ્રહ્માહમસ્મિ' એવું જે વેદાતનું મહાવાક્ય તેનું જ આ ઈશ્વરદત્ત પર્યાય વાકય છે. આને અપૌરુષેય વાકય કહીએ તો કંઈ ખોટું નથી. આને જ શાસ્ત્રમાં **અજપાગાયત્રી** કહે છે. આવડું મોટું રહસ્ય ઈશ્વરે મનુષ્યને આપ્યું હોવા છતાં તે બીજો કોઈ કહે નહિ ત્યાં સુધી તેને સમજાતું નથી તેથી તેના અજ્ઞાનમાં જેટલા શ્વાસોચ્છ્વાસ થાય છે તે બધા નકામા ગયા એમ સમજવું. આ રહસ્ય સમજાવી આપવામાં ગુરુએ વિશેષ વળી શું કર્યું ? એમ કોઈ કહેશે. તેને પણ અમે પૂછીએ છીએ કે આના કરતાં વધું શું જોઈએ ? કોઈ કંગાળ માણસના ઘરમા પૂર્વજોએ દાટેલો દ્રવ્યનો ઘડો કોઈ માણસ તેને બતાવે તો તે નાનો ઉપકાર ગણાશે ? જગતમાં આપણને જે લાભ થાય છે તે મોટા ભાગના આ રીતે જ થતા હોય છે. આપણે ગુરુ પાસેથી જે વિદ્યા મેળવીએ છીએ તે ગુરુ શું પોતાની પાસેની આપે છે ? સારાંશ એ છે કે ઉપરના રહસ્ય માટે ઈશ્વરનો અને ગુરુનો ઉપકાર માનીએ એટલો થોડો જ છે. આ વિષે પણ કોઈ કહેશે કે આ રહસ્ય ખરું પણ તેનો ઉપયોગ શો ?. આનો

ઉપયોગ એ છે કે આ રહસ્ય ગુરુમુખથી સાંભળ્યા પછી સાધકે તેના પર હરરોજ લક્ષ્ય આપવું. શ્વાસોચ્છ્વાસ પર સાધકનું જેટલું લક્ષ્ય બેસશે એટલા જપ જમા પાસે પડશે અને કેટલાક દિવસો પછી દેહના અહંકારનો નાશ અને ચિત્તની શુદ્ધિ થઈને તેને સહેલાઈથી જ્ઞાન થાય છે. તેથી ચિત્તની શુદ્ધિ અને નિરોધ માટે આ એક ઉત્તમ ઉપાય છે. આને જ **પ્રણવાભ્યાસ** કહે છે. તાત્પર્ય કે **પ્રત્યેક મનુષ્ય અજાણતાં જ 'હું બ્રહ્મ છું' એવી ઉપાસના કરે છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૩૧

**આત્મજ્ઞાન થવા માટે લયચિંતનનો ઘણો ઉપયોગ છે**

**ऐसे जो जाको है कारज कारणरूप पिच्छानहु ताहि।**
**कारणईश सकलको 'सामैं' लयचिंतन जानहु विधि याहि॥**

એ પ્રમાણે જે જેનું કાર્ય છે તે તેના કારણ-સ્વરૂપથી જુદું નથી પણ કાર્ય હમેશાં કારણસ્વરૂપ જ હોય છે. સકળ જગતનું મૂળ કારણ ઈશ્વર છે, માટે સઘળું કાર્યરૂપ જગત ઈશ્વરના સ્વરૂપથી ભિન્ન નથી; પણ સમગ્ર જગતનું સ્વરૂપ ઈશ્વર જ છે. તે ઈશ્વર હું છું એ રીતે લયચિંતન સમજીને તે તું કર.

–વિચારસાગર

पृथिव्यप्सु पयो वह्नौ वह्निर्वायौ नमस्यसौ।
नभश्चाव्याकृते तच्च शुद्धे शुद्धो स्मयहं हरिः॥

પૃથ્વીરૂપ હું ઉદકરૂપ છું, ઉદકરૂપ જે હું તે અગ્નિરૂપ છું; અગ્નિરૂપ જે હું તે વાયુરૂપ છું; વાયુરૂપ જે હું તે આકાશરૂપ છું, આકાશરૂપ જે હું તે અવ્યક્ત પ્રકૃતિ–મૂળમાયારૂપ છું; અવ્યક્તરૂપ જે હું તે બ્રહ્મ કે આત્મા છું–તે હું શુદ્ધસચ્ચિદાનંદરૂપ છું. –શંકરાચાર્ય

**લયચિંતન** એ એક ઉપાસના છે, બ્રહ્મથી આકાશ અને મનુષ્યના દેહ સુધી જે ક્રમથી સૃષ્ટિ પેદા થઈ તેના ઊલટા ક્રમથી એટલે કે કાર્યનો કારણમાં લય કરીને આત્મા સુધી બુદ્ધિને પહોંચાડીને તેનું જે ચિન્તન કરવું તેને **લયચિંતન** કહે છે. આત્મામાંથી આકાશ, આકાશમાંથી વાયુ, તેમાંથી અગ્નિ, તેમાંથી પાણી, તેમાંથી પૃથ્વી, તેમાંથી ઔષધિ, ઔષધિમાંથી અન્ન, અન્નમાંથી વીર્ય અને વીર્યમાંથી પુરુષ એવો ક્રમ પહેલાં મનમાં ધ્યાનમાં લાવીને પુરુષથી ઊલટો ઉપસંહાર કરતા જવું એટલે કે એકાંતમાં આસન પર બેસીને સદ્‌ગુરુનુ ધ્યાન ધરીને 'દેહોપાધિક જે હું તે દેહદૃષ્ટિએ પિતાના વીર્યમાંથી થયો, કાર્યકારણ અભિન્ન હોય છે (પ્ર. ૩, સિ. ૪૭); તેથી તે કારણરૂપ જ હોય છે. આ ન્યાયે હું વીર્યરૂપ છું, આવો જે વીર્યરૂપ હું તે જ ન્યાયથી અન્નરૂપ છું, અન્નરૂપ જે હું તે ઔષધિરૂપ છું, ઔષધિરૂપ જે હું તે પૃથ્વીરૂપ છું, પૃથ્વીરૂપ જે હું તે ઉદકરૂપ છું, ઉદકરૂપ જે હું તે અગ્નિરૂપ છું, અગ્નિરૂપ જે હું તે વાયુરૂપ છું, વાયુરૂપ જે હું તે આકાશરૂપ છું. આકાશરૂપ જે હું તે અવ્યાકૃતરૂપ (અવ્યક્ત પ્રવૃત્તિ મૂળમાયા) છું અવ્યાકૃતરૂપ જે હું તે બ્રહ્મ અથવા આત્મા છું. તે હું શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત, પરિપૂર્ણ, સચ્ચિદાનંદરૂપ છું' આમ ચિંતન કરતા જવાથી અંતઃકરણવૃત્તિ બ્રહ્માકાર થઈને પહેલાં કરેલા વિચારની સહાયતાથી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. આથી **આત્મજ્ઞાન થવા માટે લયચિંતનનો ઘણો ઉપયોગ** છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૩૨

**મનોનાશથી વાસનાક્ષય થાય છે અને વાસનાક્ષયથી મનોનાશ થાય છે**

**यावद्विलीनं न मनो न तावद्वासनाक्षयः।**
**न क्षीणा वासना यावच्चित्तं तावन्न शाम्यति।**

જ્યા સુધી મન વિલીન ન થાય ત્યાં સુધી વાસનાક્ષય થતો નથી અને વાસના ક્ષીણ ન થાય ત્યા સુધી ચિત્તનુ શમન થતું નથી.

–જીવન્મુક્તિવિવેક, પ્ર. ૨

મનોનાશ એટલે ચિત્તવૃત્તિઓનો નિરોધ. મન જ્યાં સુધી છે ત્યાં સુધી બાહ્ય વિષયો પ્રત્યે તેની વૃત્તિઓ દોડે છે અને કામક્રોધાદિ વિવિધ પ્રકારની વાસનાઓનો ઉદ્ભવ થાય છે, પરંતુ એ મનોવૃત્તિઓનો નિરોધ કરવામાં આવે તો બાહ્ય વિષયોનો ભાસ જ નહિવત્ બને છે, તેથી કામ-ક્રોધાદિ વાસનાઓને કંઈ જ નિમિત્ત ન રહેવાથી તેમનો ક્ષય થાય છે. આથી ઊલટું, કામક્રોધાદિ વાસના જ્યાં સુધી ઉદ્ભવે છે ત્યાં સુધી મન ખૂબ જ વ્યગ્ર હોવાથી તેમનો નિરોધ કરવો ખૂબ મુશ્કેલ બને છે. પરંતુ વાસનાઓ જેમ જેમ ક્ષીણ થાય છે તેમ તેમ મનોનિગ્રહ સહેલો બને છે. (આથી સાધકે હમેશાં આ બંનેનો અભ્યાસ કરવો) તેથી **મનોનાશથી વાસનાક્ષય થાય છે અને વાસનાક્ષયથી મનોનાશ થાય છે** એ વાત સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩૩

### આત્મજ્ઞાનથી મનોનાશ અને મનોનાશથી આત્મજ્ઞાન સુલભ થાય છે

**यावन्न तत्त्वविज्ञानं तावच्चित्तशमः कुतः ।**
**यावन्न चित्तोपशमो न तावत्तत्त्ववेदनम् ॥**

જ્યા સુધી તત્ત્વનુ જ્ઞાન ન થાય ત્યા સુધી ચિત્તની શાતિ ક્યાથી? અને ચિત્ત શાત ન થાય ત્યા સુધી આત્મજ્ઞાન ન થાય

–જીવન્મુક્તિવિવેક, પ્ર. ૨

આત્મજ્ઞાન એટલે 'હું બ્રહ્મ અને જગત મિથ્યા' એમ નિશ્ચયપૂર્વક સમજવું. આ તત્ત્વજ્ઞાન જેમ જેમ દૃઢ થતું જશે તેમ તેમ રૂપરસાદિ વિષય તુચ્છ લાગતા જવાથી ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનુ સહેલુ થશે. જેમ અગ્નિમાં લાકડું ન નાખવાથી તેની જ્વાળાઓ આપમેળે શાંત થાય છે તે પ્રમાણે આત્મજ્ઞાનથી બાહ્ય વિષય શૂન્યવત્ થવાથી મનોવહ્નિની વૃત્તિરૂપ જ્વાળાઓ આપોઆપ શાંત થાય છે. આથી ઊલટું જો મનોનાશ ન હોય તો વૃત્તિગ્રાહ્ય રસાદિ વિષયોનો મોહ થઈને પ્રત્યક્ષ વિરોધની શંકા આવીને અદ્વિતીય બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા એવો નિશ્ચય થવો મુશ્કેલ પડે છે. આથી **આત્મજ્ઞાનથી મનોનાશ સુલભ થાય છે અને મનોનાશથી આત્મજ્ઞાન સુલભ થાય છે.**

## સિદ્ધાંત-૩૪

### વાસનાક્ષયથી આત્મજ્ઞાન સુલભ થાય છે અને આત્મજ્ઞાનથી વાસનાક્ષય સહેલાઈથી થાય છે

यावन्न वासनानाशस्तावत्तत्त्वागमः कुतः ।
यावन्न तत्त्वसंप्राप्तिर्न तावद्वासनाक्षयः ॥

જ્યાં સુધી વાસનાનો નાશ ન થાય ત્યાં સુધી તત્ત્વબોધ ક્યાંથી? અને જ્યાં સુધી તત્ત્વબોધ ન થાય ત્યાં સુધી વાસનાક્ષય થતો નથી.
—જીવન્મુક્તિવિવેક, પ્ર. ૨

ક્રોધાદિ વાસનાઓ નાશ પામ્યા વિના મનુષ્યને શમદમાદિ સાધનોની પ્રાપ્તિ થતી નથી અને શમદમાદિ સાધનો વિના જ્ઞાનોત્પત્તિ થતી નથી તેથી તત્ત્વજ્ઞાન થવા માટે વાસનાક્ષય કારણ છે. સામે પક્ષે આત્મજ્ઞાન ન હોય તો ક્રોધાદિ વાસનાનાં કારણરૂપ જે બાહ્ય વિષય તે સત્ય છે એવો ભ્રમ થવાથી વાસના દૃઢ બનીને તેમનો ક્ષય જલદી થતો નથી તેથી વાસનાક્ષયનું તત્ત્વજ્ઞાન કારણ છે. આથી **વાસનાક્ષયથી આત્મજ્ઞાન સુલભ થાય છે અને આત્મજ્ઞાનથી વાસનાક્ષય સહેલાઇથી થાય છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૩૫

### કલ્પનાઓને બારીકાઈથી જોવામાં આવે તો તે નાશ પામે છે (આને જ જ્ઞાનયોગ કહે છે)

मन आपणाहुनि भिन्न देखणें। मनाचा साक्षी स्वयें होणें॥
यांचि नाम गा मन टाकणें। खूण जाणणें हेंचि मुख्य॥

મનને પોતાનાથી ભિન્નપણે જોવું, મનના સાક્ષી પોતે જ થવું એવું જ નામ મનને મારવું આ જ એની મુખ્ય નિશાની છે.—રંગનાથ

वृत्तीकडे पाहतां वृत्ति आपणांतचि विरे।

વૃત્તિ તરફ જોતા વૃત્તિ પોતાનામા જ વિલીન થાય છે.

–શિવરામસ્વામી

સર્વ કલ્પનાઓનો જે ઉપરમ તેને જ **ચિત્તવૃત્તિ-નિરોધ** પતંજલિએ કહ્યો છે. આ ચિત્રવૃત્તિનિરોધ કરવાના બે ઉપાયો છે. એક પ્રાણનિરોધ અને બીજો વિચાર. વિચારથી થનારો જે ચિત્તવૃત્તિનિરોધ તેને **જ્ઞાનયોગ** કહે છે. આ યોગો એકાંતમા બેસીને પોતાની કલ્પનાઓ તરફ બારીકાઈથી જોવાથી સાધ્ય થાય છે તે આવી રીતે થાય છે : આત્મા સર્વ કલ્પનાઓનો સાક્ષી એટલે જોનારો છે. (પ્ર. ૫, સિ. ૧૧) તેથી આત્મસ્વરૂપાકાર વૃત્તિનુ જ્ઞાન થવા માટે સાધકે પોતાની કલ્પનાઓ તરફ જોવાનો અભ્યાસ રાખવો. આની ઉપપત્તિ (યુક્તિ) એવી છે કે, મન બે પદાર્થોને એક જ સમયે આવરી શકતું નથી (પ્ર ૧૦, સિ ૨૮). તેથી એક જ વખતે તે દૃશ્ય અને દ્રષ્ટા એ બન્નેને આવરી શકતું નથી· તે દૃશ્યરૂપે હોવું જોઈએ અથવા દ્રષ્ટારૂપે હોવું જોઈએ. મનુષ્યના મનમા જ્યારે કામક્રોધાદિક વિકાર પ્રબળ બને છે ત્યારે તે તે વિકારો સાથે તાદાત્મ્ય પામે છે, એટલે કે તે તદ્દન તદ્રૂપ જ થાય છે અર્થાત્ તે વિકારને આધીન બને છે. કામક્રોધાદિ વિકાર પણ મનની કલ્પના અથવા વાસના જ છે. જ્યારે જ્યારે આ કલ્પનાઓની મનમા ઉત્પત્તિ થાય ત્યારે ત્યારે તે આપણાથી ભિન્ન માનીને તેમને જોવાનો અભ્યાસ કર્યો હોય તો મન ધીમે ધીમે દૃશ્યાકાર છોડીને દ્રષ્ટાકાર બનવા લાગે છે. જ્યારે તે દ્રષ્ટાકાર બને છે ત્યારે આ પ્રકરણના ૨૮ મા સિદ્ધાંત પ્રમાણે દૃશ્ય એવી કલ્પનાઓ નાશ પામે છે. દૃશ્ય અને દ્રષ્ટા એવી બે કલ્પના પરસ્પર સાપેક્ષ છે તેથી

દૃશ્ય જ નહિવત્ થવાથી તે દૃશ્યથી આવેલું આત્માનું દ્રષ્ટત્વ પણ નહિવત્ બનીને વૃત્તિરહિત એવો અવશિષ્ટ આત્મા એક જ રહે છે. આ સ્થિતિને **સમાધિ** કહે છે. અને આ સ્થિતિનો જે અનુભવ તે જ **સાક્ષાત્કાર** છે તેથી એમ સિદ્ધ થાય છે કે, **કલ્પનાઓને બારીકાઇથી જોવામાં આવે તો તે નાશ પામે છે (આને જ જ્ઞાનયોગ કહે છે).**

## સિદ્ધાંત-૩૬

**ષડ્‌રિપુઓનું નિરીક્ષણ કરવું એ જ તેમના પર વિજય છે**

अपकारी चेत्कोप कोप. कोपे कथं न ते प्राज्ञ ॥

ક્રોધ જો અપકારી અર્થાત્ ભૂંડું કરનારો છે તો હે સુધી! તારો ક્રોધ ક્રોધ ઉપર કેમ થતો નથી; અર્થાત્ તું ક્રોધ ઉપર ક્રોધ કેમ કરતો નથી?　　　—જીવન્મુક્તિ

કામક્રોધાદિ જે ષડ્‌રિપુઓ છે તે કલ્પના જ છે. આ કલ્પનાઓનુ સ્વરૂપ તેમનાં નિરીક્ષણ વિના સમજાતું નથી. કલ્પનાઓને બારીકાઈથી જોવામાં આવે તો તે નાશ પામે છે. એ પાછલા સિદ્ધાંતમાં કહ્યું છે. આ વિષે એવી શંકા થઈ શકે કે, જે કલ્પનાઓ તેમનું નિરીક્ષણ કરવાથી નહિવત્ બને છે, તે નિરીક્ષણ બંધ પડવાથી પુનઃ ઉત્પન્ન થશે. આમ છે તો તેમને જીતી લીધી એમ કેવી રીતે કહી શકાશે? આનું સમાધાન એ છે કે, આ પ્રકરણના ૩૫મા સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે તેમના નિરીક્ષણથી એકવાર તેમનો નાશ થાય પછી મનને સ્વરૂપાકાર થવામાં આનંદનો અનુભવ થવા લાગે છે. પછી તે પુનઃ ઉત્પન્ન થાય તો તે સાધક તેમને આધીન થતો નથી. કદાચ તે દેખાય તો યે મિથ્યા છે એવો તેનો નિશ્ચય હોય

છે. તેથી દાંત પાડેલા સર્પથી જેમ ભીતિ હોતી નથી તેમ તે નિર્જીવ કલ્પનાઓથી તેને બાધા થતી નથી. આથી **ષડ્‌રિપુઓનું નિરીક્ષણ કરવું એ જ તેમના પર વિજય છે,** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત—૩૭

### બે કલ્પના અથવા બે અવસ્થા વચ્ચેનો જે અવકાશ અથવા સંધિ તે જ આત્મસ્વરૂપ

नष्टे पूर्वे विकल्पे तु यावदन्यस्य नोदयः ।
निर्विकल्पकचैतन्यं स्पष्टं तावद्विभासते ॥

પ્રથમ વિકલ્પ નષ્ટ થયા પછી જ્યા સુધી બીજા વિકલ્પનો ઉદય થતો નથી ત્યા સુધી નિર્વિકલ્પ ચૈતન્ય સ્પષ્ટ ભાસે છે. —વાક્યવૃત્તિ

બાહ્ય જગતમાં એક પદાર્થ જોયા પછી બીજો પદાર્થ જોવા પહેલાંનો અને મનમાં એક કલ્પના લય પામીને બીજી ઉત્પન્ન થાય તે પહેલાનો તેમ જ નિદ્રાવસ્થા પૂરી થઈને જાગૃતિનો ઉદય થયા પહેલાનો જે વચ્ચેનો અવકાશ તે જ **આત્મસ્વરૂપ** એમ સમજવું. સમુદ્રની સપાટી પર એક પછી એક એવા તરંગો ઉત્પન્ન થાય છે, તેવી આત્મસ્વરૂપ પર એક પછી એક કલ્પના અથવા અવસ્થાઓ ઉત્પન્ન થાય છે. પહેલી કલ્પના ઉત્પન્ન થઈને સ્વરૂપમાં લીન થતાં જ બીજી કલ્પના ઉત્પન્ન થાય છે. આત્મસ્વરૂપ નિત્ય હોવાથી તે જેવું કલ્પનાની પહેલાં હોય છે તેવું જ કલ્પનાની પછી પણ હોય છે. તેથી બે કલ્પનાઓના વચ્ચેના ગાળામાં પણ તે હોવું જ જોઈએ. જેમ ઉપરના દૃષ્ટાંતમા મોજું પેદા થયા પહેલાં સમુદ્રની સપાટી હોય છે, તેવી જ તે મોજું વિલીન થયા પછી પણ હોય છે; તેથી તે બે મોજાં વચ્ચેનો ગાળો પણ સપાટી જ હોય છે. તે પ્રમાણે બે કલ્પનાની વચ્ચેની

**સંધિ આત્મસ્વરૂપ** જ છે (આ સંધિ ઓળખવાનો ક્રમ હંસરાજ સ્વામીએ પોતાના વાક્યવૃત્તિ ગ્રંથમાં સવિસ્તર કહ્યો છે). આ વિષે એવી શંકા થશે કે, આત્મા એટલે કલ્પનાનો સાક્ષી એમ પહેલાં કહેલું છે. જ્યારે કલ્પના ન હોય ત્યારે તેનું જોવાનું એટલે સાક્ષીત્વ પણ ન હોય. તો પછી સાક્ષી જે આત્મા તે બે કલ્પના વચ્ચેની સંધિ કેવી રીતે બને? આનું સમાધાન એ છે કે, આત્માને દશ્ય એવી કલ્પનાના અભાવમાં આત્માનું સાક્ષીત્વ નહિવત્ થવા છતાં તેનું અસ્તિત્વ ક્યાં જશે? સુષુપ્તિમા કલ્પનાનો અભાવ હોય તોયે આત્માનું અસ્તિત્વ હોય છે એવું આ પહેલાં અનેક વાર સિદ્ધ કર્યું છે. આથી **બે કલ્પના અથવા અવસ્થા વચ્ચેનો જે અવકાશ અથવા સંધિ તે જ આત્મસ્વરૂપ** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩૮

જે નિદ્રા જરૂર હોય ત્યારે શનૈ: શનૈ: લઈ શકાય તે
જ યોગીની સમાધિ છે અને આવી ક્રમિક નિદ્રા
સંપાદન કરવાનો જે અભ્યાસ તે જ યોગાભ્યાસ

शनैः शनैरुपरमेद् बुद्धया धृति गृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा नकिंचिदपि चिंतयेत् ॥

ધૈર્યયુક્ત બુદ્ધિ દ્વારા મનને પરમાત્મામા સ્થિર કરીને અન્ય કશાનું ચિંતન ન કરતા, ક્રમશઃ અભ્યાસ કરીને ઉપરતિ પ્રાપ્ત કરે છે. –ભગવદ્‌ગીતા ૬–૨૫

यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगत ।
*तावत्ताव सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुमीयते ॥*

જ્યારે જ્યારે અભ્યાસયોગથી અહંકારનું વિસ્મરણ થાય છે ત્યારે ત્યારે સૂક્ષ્મ દૃષ્ટિથી નિજાનંદનો અનુભવ થઈ શકે છે. –પંચદશી

આપણી હમેશની નિદ્રા અને સમાધિમાં એટલો જ ફરક છે કે, નિદ્રા મનુષ્યને સ્વાધીન નથી, નિદ્રા આવવી એવી મનુષ્યની ઇચ્છા હોય કે ન હોય તોપણ તેનો સમય થતા તે આવવાની જ. તેથી આત્મસ્વરૂપનું જ્ઞાન થતું નથી. સખત તડકામાથી એકદમ ઘરમાં આવતાં માણુસની આંખ આંધળી થઈ જાય છે અને જોઈ શકાય એવો પ્રકાશ હોવા છતાં તેને કંઈ જ દેખાતું નથી; પરંતુ તે જ માણુસ જો ધીમે ધીમે ઘરમાં. આવે તો તેને ઘરમાંના પદાર્થો ક્રમશઃ દેખાવા લાગશે. અરુંધતી જેવાં નક્ષત્રો હમેશાં જોતા રહેનારાઓને સૂર્યોદય થયા પછી પણુ તે દેખાતાં હોય છે એવો અનુભવ છે; પરંતુ તે જોતા ન હોય ને સૂર્યોદય થયા પછી એકદમ આકાશ ભણી જુએ તો તેમને તે દેખાતાં નથી. તે જ પ્રમાણે એકદમ ઊંઘ આવી જવાથી આત્મ–સ્વરૂપનો અનુભવ થતો નથી; પરંતુ તે જ ઊંઘ જો શનૈઃ શનૈઃ (ધીમે ધીમે) લેતાં આવડે તો જ્ઞાનચક્ષુ પર એકદમ દબાણુ ન આવતાં પૂર્ણ નિર્વિકલ્પ અવસ્થામાં પણુ તેનું ભાન કાયમ રહે છે. સમાધિના અભ્યાસમાં પણુ આવો ક્રમ હોય છે. તેમાં અહંકારની વિસ્મૃતિ એકદમ ન થતાં ધીમે ધીમે થતી હોવાથી સ્વરૂપનું ભાન કાયમ રહે છે. તેથી અમે તેને ક્રમિક નિદ્રા એવું નામ આપ્યું છે. આમ સિદ્ધ થાય છે કે, ક્રમિક નિદ્રા સંપાદન કરવાનો જે અનુભવ તે જ યોગાભ્યાસ છે.

## સિદ્ધાંત–૩૯

### જીવસૃષ્ટિ જ આપણાં સુખદુઃખ માટે કારણભૂત છે; પરંતુ ઈશસૃષ્ટિ એવી નથી

(પ્ર. ૭, સિદ્ધાંત ૧૭માની છઠ્ઠી ઉપપત્તિ જુઓ આમાના દષ્ટિ-સૃષ્ટિમત પ્રમાણે સર્વ સૃષ્ટિ જીવસૃષ્ટિ જ છે, ઈશસૃષ્ટિ છે જ નહિ)

अतः सर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत् ।
अबाधकं साधकं च द्वैतमीश्वरनिर्मितम् ॥

આમ માનસ–જગત સર્વ જીવને માટે બંધનકર્તા છે ઈશ્વર-રચિત દ્વૈત–અદ્વૈત જ્ઞાનનુ બાધક નથી, ઊલટુ સાધક છે

–પંચદશી દ્વૈતવિવેક

સૃષ્ટિના બે પ્રકાર છે : એક **ઈશસૃષ્ટિ** અને બીજી **જીવસૃષ્ટિ**. કેવળ ઈશ્વરે નિર્માણ કરેલી જે સૃષ્ટિ તે **ઈશ-સૃષ્ટિ**, જેમ કે મનુષ્ય, ઘોડા, ઝાડ, પથ્થર, પાણી વગેરે. જીવ જ્યારે પોતાની કલ્પનાની સહાયતાથી ઈશ્વરે રચેલા પદાર્થોનો વિવિધ ઉપયોગ કરીને તેને વિવિધ નામ આપે છે ત્યારે તેને **જીવસૃષ્ટિ** કહે છે. ઈશ્વર સૃષ્ટિનો કેવળ કર્તા છે; પરંતુ જીવ તેનો ઉપભોગ કરે છે. દા. ત. લોભી, સંન્યાસી અને જ્ઞાની-એવા ત્રણ પુરુષો રસ્તામાં જાય છે. રસ્તામા તેમણે એક હીરો પડેલો જોયો. તે જોઈને લોભીને આનંદ થાય છે, સંન્યાસી સાધકને તિરસ્કાર લાગે છે અને જ્ઞાનીને તુચ્છતા જણાય છે (પ્ર. ૩, સિ. ૩૪). આમ એક જ હીરામાં ત્રણ પુરુષોની ત્રણ પ્રકારની બુદ્ધિ થઈ. આ જે બુદ્ધિભેદ તે જ **જીવસૃષ્ટિ**. બીજું દષ્ટાંત : ઘરમાં એક જ સ્ત્રી હોય છે પણ તે પતિ માટે પત્ની, સાસરા માટે પુત્રવધૂ, ભાભીને માટે નણંદ અને છોકરાને માટે મા છે. આમ એક જ હાડમાંસની સ્ત્રી પર

જુદા જુદા સગપણથી જુદા જુદા જીવ જુએ છે. આ જીવસૃષ્ટિ જ મનુષ્યના દુઃખ માટે કારણભૂત બને છે; કારણ કે જ્યાં સુધી આ માનસપ્રપંચ હોય છે ત્યાં સુધી જીવને સુખ–દુઃખ થાય છે અને તેના અભાવમાં સુખ કે દુઃખ કંઈ જ હોતું નથી. દા. ત. બહારના પદાર્થો ન હોવા છતાં સ્વપ્નમાં મનુષ્યને સુખ–દુઃખ થાય છે અને તે પદાર્થો સામે હોવા છતાં સમાધિ, સુષુપ્તિ, મૂર્છા વગેરે અવસ્થામાં સુખ–દુઃખની બાધા બિલકુલ થતી નથી. હીરાના દાખલામાં જ્ઞાની પ્રમાણે જ અન્ય બે જણે તેની ઉપેક્ષા કરી હોત તો તે હીરાથી તેમના મનમાં અનુક્રમે રાગ કે દ્વેષ થયો ન હોત. અહીં ઉપેક્ષિત જે હીરો તે જ **ઈશસૃષ્ટિ** અને તેમાં જે પ્રિય અથવા દ્વેષ્ય જે વૃત્તિ તે જ **જીવસૃષ્ટિ;** તેથી ઈશસૃષ્ટિ પર ગુણદોષનો આરોપ ન કરતાં બધા પદાર્થોને જો સમદૃષ્ટિથી જોઈએ તો મનુષ્યને સુખ–દુઃખની બાધા થવાનું કંઈ જ કારણ નથી. આથી **જીવસૃષ્ટિ જ આપણાં સુખદુઃખને માટે કારણભૂત છે, પરંતુ ઈશસૃષ્ટિ એવી નથી** એમ સિદ્ધ થાય છે.

## ઉપસિદ્ધાંત

### જીવસૃષ્ટિનો અત્યંત ત્યાગ એ જીવન્મુક્તિનું લક્ષણ અને સાધન છે

हर्षामर्षपरित्यागी स जीवन्मुक्त उच्यते ।

હર્ષામર્ષનો (હર્ષ અને ક્રોધનો) ત્યાગ કરનાર જ જીવન્મુક્ત કહેવાય છે. —યોગવાસિષ્ઠ

जीवन्मुक्तेः पराकाष्ठा जीवद्वैतविवर्जनात् ।

જીવદ્વૈતનો ત્યાગ એ જીવન્મુક્તિની પરાકાષ્ઠા છે. —પંચદશી

જેને વસ્તુલાભથી હર્ષ થતો નથી અને શુભ થવાથી દુઃખ થતું નથી તે જીવન્મુક્ત ઉપરના સિદ્ધાંતમાં જીવસૃષ્ટિ જ મનુષ્યનાં સુખદુઃખનું કારણ છે એમ સિદ્ધ કર્યું છે એટલે સહજ એ સાબિત થાય છે કે, **જીવસૃષ્ટિનો ત્યાગ કર્યો હોય તો હર્ષામર્ષ ( હર્ષ અને ક્રોધ ) ચાલ્યા જઈને મનુષ્ય જીવન્મુક્ત બને છે.**

## સિદ્ધાંત–૪૦

### ગુણદોષદૃષ્ટિ એ જ દોષ અને એવી દૃષ્ટિ ન હોવી (સમદૃષ્ટિ) એ જ ગુણ

गुणदोषदृशिर्दोषो गुणस्तूभयवर्जितः ।

ગુણદોષને જોવા એ જ દોષ–તે બંનેનો ત્યાગ એ જ ગુણ.

–ભાગવત

ગુણ એટલે સારું અને દોષ એટલે ખરાબ. જગતમાં અમુક વસ્તુ અથવા વાત સારી અને અમુક ખરાબ એમ કહી શકાય નહિ, જે વસ્તુ અથવા વાત એક કાળમાં એક દેશમાં એક મનુષ્યની દૃષ્ટિએ સારી ઠરે છે, તે જ વસ્તુ અથવા વાત બીજા કાળમાં કે બીજા દેશમાં બીજા મનુષ્યની દૃષ્ટિએ ખરાબ અથવા અગ્રાહ્ય ઠરે છે. દા. ત. ઠંડું પાણી ઉષ્ણ પ્રદેશમાં, ઉષ્ણ કાળમાં અને ઉષ્ણ પદાર્થ લેનારા માટે સારું અને ગ્રાહ્ય ઠરે છે, તે જ ઠંડું પાણી ઠંડા પ્રદેશમાં શિયાળામાં અને અશક્ત મનુષ્યની દૃષ્ટિએ ખરાબ ઠરે છે. આ પ્રમાણે તમામ પદાર્થોના ગુણદોષ સંબંધમાં વ્યભિચાર ( અનિયમિતપણું) આવે છે. જેને મીઠા પદાર્થ ગમે છે તેને તીખા–ખારા પદાર્થો ગમતા નથી અને જેને તીખા–ખારા પદાર્થો ગમે છે તેને મીઠા ગમતા નથી, આથી તત્ત્વદર્શી લોકોએ

એવો નિર્ણય કર્યો છે કે કોઈ પણ વસ્તુને ખરાબ અથવા સારી કહેવી એ જ ખરાબ છે અને એમ કહેવાને બદલે સમદષ્ટિથી જોવું એ જ સારું. આનું કારણ એ છે કે, ઈશ્વરે પેદા કરેલા પદાર્થો સારાયે નથી અને ખરાબેય નથી. તેને સારાનરસાપણું આવે છે તે કેવળ મનુષ્યની દૃષ્ટિથી આવે છે, (પ્ર. ૧૦, સિ. ૩૯. આ દૃષ્ટિને જ જીવસૃષ્ટિ કહે છે તે આ પહેલાંના સિદ્ધાંતમાં હીરાના અને સ્ત્રીના દૃષ્ટાંત સમજાવેલું છે.) આથી આ દૃષ્ટિ જ દોષ છે અને તે ન હોવી એ જ ગુણ છે, આમ **ગુણદોષદષ્ટિ એ જ દોષ અને એવી દૃષ્ટિ ન હોવી (સમદષ્ટિ)** એ જ ગુણ એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત-૪૧

**સાધકે અશાસ્ત્રીય જીવસૃષ્ટિનો પ્રથમ ત્યાગ કરીને તે પછી શાસ્ત્રીય જીવસૃષ્ટિનો ત્યાગ કરવો યોગ્ય છે.**

जीवद्वैतं तु शास्त्रीयमशास्त्रीयमिति द्विधा ।
उपाददीत शास्त्रीयमातत्त्वस्यावबोधनात् ॥
आत्मब्रह्मविचाराख्यं शास्त्रीयं मानसं जगत् ।
बुद्धे तत्त्वे तच्च हेयमिति श्रुत्यनुशासनम् ॥

જીવદ્વૈત શાસ્ત્રીય અને અશાસ્ત્રીય એવા બે પ્રકારનું છે. તત્ત્વાવબોધ એટલે જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન થાય ત્યાં સુધી શાસ્ત્રીય દ્વૈતનું ગ્રહણ કરવું, ત્યાગ કરવો નહિ. આત્માથી અભિન્ન બ્રહ્મવિચાર નામક, જે માનસજગત છે એવું બ્રહ્મવિચારાખ્ય જે દ્વૈત છે તે શાસ્ત્રીય-માનસ-મનોમય જગત છે. (બ્રહ્મ આત્માની એકતારૂપ તત્ત્વ) જાણ્યા પછી શાસ્ત્રીયદ્વૈત હોય-ત્યાગ કરવા યોગ્ય છે એવું શ્રુતિનું અનુશાસન (આજ્ઞા છે).

—પંચદશી, દ્વૈતવિવેક

**જીવસૃષ્ટિમાં શાસ્ત્રીય અને અશાસ્ત્રીય એવા બે પ્રકાર**

છે. પરમાર્થમાં ઉપયોગી થનારાં ગુરુશાસ્ત્રાદિ જે સાધનો તેને શાસ્ત્રીય **જીવસૃષ્ટિ** કહે છે. અને ઇતર સાંસારિક વ્યવહાર **અશાસ્ત્રીય** જીવસૃષ્ટિમાં ગણાય છે. અહીં જીવસૃષ્ટિનો ત્યાગ કરવાના ક્રમમાં એવી ભૂલ થવાનો સંભવ છે કે, પ્રથમ અશાસ્ત્રીયનો ત્યાગ ન કરતાં શાસ્ત્રીયને જ વિદાય આપે છે. આવી ભૂલથી ગુરુશાસ્ત્રાદિ સાધનોનો ત્યાગ પ્રથમ જ થવાથી પછી મોક્ષપ્રાપ્તિ થવાનું જ અશક્ય બને; કારણ કે તેથી ગુરુ શાસ્ત્રનું મહત્ત્વ જ નહિવત્ થઈને કરજ વસૂલ થયા પહેલાં જ દસ્તાવેજ ફાડીને ફેંકી દેવાની મૂર્ખતા થશે. આથી જીવસૃષ્ટિનો ત્યાગ ઉપરના સિદ્ધાંત પ્રમાણે ક્રમથી જ થવો જોઈએ, એટલે કે **સાધકે અશાસ્ત્રીય જીવસૃષ્ટિનો પ્રથમ ત્યાગ કરીને પછી શાસ્ત્રીય જીવસૃષ્ટિનો ત્યાગ કરવો એ યોગ્ય છે.**

## ઉપસિદ્ધાંત

### ઉચ્ચ સાધનના સ્વીકાર માટે તેનાથી નીચી કોટિનાં સાધનોનો ત્યાગ એ જ ત્યાગ યોગ્ય છે

પરમાર્થના અભ્યાસના ક્રમમાં ઉપરનું તત્ત્વ ધ્યાનમાં રાખવું જોઈએ. આના તરફ દુર્લક્ષ કરવાથી પ્ર. ૩, સિ. ૪૨ની નોંધમાં બતાવ્યા પ્રમાણે તેલ ને ઘી બંનેનો નાશ થઈને ધુમાડો હાથમાં આવવાની ભીતિ છે. સકામકર્મ નિષ્કામકર્મ, સગુણોપાસના, નિર્ગુણોપાસના, સવિકલ્પસમાધિ, નિર્વિકલ્પસમાધિ અને જ્ઞાન એ એક પછી એક એવી સાધનોની પાયરી છે. તેમનો ઉપર કહ્યા પ્રમાણે ક્રમથી જ ત્યાગ કરવો જોઈએ. નહિ તો સ્નાનસંધ્યા વગેરેથી વિમુખ થઈને ભ્રષ્ટ થયેલા વેદાંતી ઘેરઘેર થયા છે. સમાધિના અભ્યાસમાં લીન

થવાથી પ્રસંગવશાત્ થયેલા સ્નાનસંધ્યાના ત્યાગને કોણ દોષ દેશે ? તાત્પર્ય એ છે કે, **સાધનોનો ત્યાગ કરવાનો હોય તો તે ઉપરનું તત્ત્વ ધ્યાનમાં રાખીને કરવો જોઈએ.**

## સિદ્ધાંત–૪૨

### બ્રહ્મના અભ્યાસ×માં દેશકાળ વગેરેનો નિયમ નથી, તે ગમે ત્યારે ગમે તે સ્થિતિમાં થઈ શકે છે

क्षुधेव दृष्टबाधाकृद्विपरीता च भावना ।
ज्ञेया केनाप्युपायेन नास्त्यत्रानुष्ठिते. क्रमः ॥

ક્ષુધાની પેઠે વિપરીત ભાવના પણ દૃષ્ટબાધા-પ્રત્યક્ષ દુઃખ કરનારી છે—એનો જય કરવામા અનુષ્ઠાનનો કંઈ ક્રમ નથી. ગમે તે ઉપાયે તેના પર વિજય મેળવવો જોઈએ. –પંચદશી, તૃપ્તિદીપ ૧૧૭

સર્વદા બ્રહ્મતત્ત્વનું જ ચિંતન, તેનું જ કથન, તેનો જ પરસ્પરને બોધ કરવો તે સિવાય અન્ય વિષય જ નહિ એવા અભ્યાસને **બ્રહ્માભ્યાસ** કહે છે. શાસ્ત્રમાં ફળ બે પ્રકારનાં કહ્યાં છે, એક **દૃષ્ટ** અને બીજું **અદૃષ્ટ.** શાસ્ત્રોક્ત વિધિનિષેધરૂપ કર્મોનું જે પુણ્યપાપરૂપ ફળ મનુષ્યને મરણ પછી પ્રાપ્ત થાય છે તેને **અદૃષ્ટ** ફળ કહે છે અને આ જ જન્મમાં તેણે કરેલાં કર્મોનાં જે નિશ્ચિત ફળ મનુષ્યને મળે છે તેને **દૃષ્ટ** ફળ કહે છે. દા. ત. ક્ષુધાશાંતિ એ ભોજનક્રિયાનું **દૃષ્ટ** ફળ છે; કારણ કે તે પ્રત્યક્ષ છે અને જપ,

---

× तच्चितन तत्कथनमन्योन्य तत्प्रबोधनम् ।
एतदेकपरत्व च ब्रह्माभ्यास विदुर्बुधाः ॥

તેનું ચિંતન કરવુ (કોઈ મુમુક્ષુ મળે તો) ને બ્રહ્મનું કથન કરવુ અને તે બ્રહ્મને વિષે એકાગ્ર તત્પરતા ધરાવવી તેને પંડિતજનો બ્રહ્માભ્યાસ કહે છે –પંચદશી, તૃપ્તિદીપ ૧૦૬

તપ, મંત્ર વગેરે ક્રિયાઓથી તેનુ અનુષ્ઠાન કરનારને જે ફળ મળે છે તે પ્રત્યક્ષ નહિ હોવાથી તેને **અદૃષ્ટ** ફળમાં ગણે છે, આથી એ ખુલ્લું જણાય છે કે, દૃષ્ટ ફળની પ્રાપ્તિ માટે જે કર્મો કરવાનાં હોય તેને માટે દેશકાલાદિના નિયમની જરૂર નથી, ફળ હાથમાં આવે ત્યાં સુધી તે કર્મ કરવાનુ; પછી તે તમે દિવસે કરો, રાત્રે કરો, ઘેર કરો અથવા મંદિરમાં કરો, વધુ વખત કરો કે ઓછો વખત કરો, ઠીક પડે તેમ કરો, તમને ફળ મળ્યુ એટલે થયુ. ભોજનનું ઉદાહરણ લો, જેટલી ભૂખ હોય એટલું જ માણસ જમે છે, ગમે તેમ ભૂખનું નિવારણ થયુ એટલે બસ, તેને માટે કોઈ વિધિની જરૂર નથી.

પરંતુ જપતપાદિનો પ્રકાર આવો નથી, તે કર્મો શાસ્ત્રોની વિધિથી જ થવા જોઈએ. નહિ તો પ્રત્યવાય ( દોષ ) આવે છે. પ્રતિજ્ઞામાં બતાવેલો જે **બ્રહ્માભ્યાસ** તે ભોજન પ્રમાણે દૃષ્ટફળ આપનારો હોવાથી તે દેહાત્મબુદ્ધિ અને જગત્સત્યત્વભાવના તદ્દન મટે ત્યા સુધી કરવો. તેને માટે વિધિની કે નિયમની જરૂર નથી, આથી જ એમ સિદ્ધ થાય છે કે, **બ્રહ્માભ્યાસ માટે દેશકાલાદિકનો નિયમ નથી. તે ગમે ત્યારે ગમે તે સ્થિતિમાં કરીએ તોપણ ચાલે.**

# પ્રકરણ ૧૧

## ફલવિચાર

### (એકંદર સિદ્ધાંત ૧૯)

સિ. ૧. બ્રહ્મવેત્તા બ્રહ્મ જ બને છે.

સિ. ૨. વેદ, શાસ્ત્રો અને ગુરુ એ બધાં કદાચ મિથ્યા ઠરે તોયે બ્રહ્મજ્ઞાન મિથ્યા થઈ શકે નહિ.

સિ. ૩. એકવાર થયેલું આત્મજ્ઞાન ફરીને નષ્ટ થતું નથી.

સિ. ૪. બ્રહ્મજ્ઞાન વિના વિદ્વાન, યોગી, ભક્ત, તપસ્વી વગેરે મોટા ગણાતા લોકો પણ ભ્રમિત જ છે.

સિ. ૫. બ્રહ્મવિદ્યા બાદ કરતાં અન્ય કોઈ પણ વ્યાવહારિકતા અથવા કલા પૂર્ણ થવી અશક્ય છે.

સિ. ૬. આત્માનું સચ્ચિદાનંદરૂપ સાત્ત્વિક વૃત્તિમાં માત્ર વ્યક્ત થાય છે, બાકીની બે વૃત્તિઓમાં તેમાંનો આનંદાંશ ઢંકાયેલો હોય છે.

સિ. ૭. જ્ઞાનીને પણ વિષયેચ્છા થવાનો સંભવ છે.

સિ. ૮. જ્ઞાનીને પણ કોઈ કોઈ વાર વિષયસુખનું ભાન થાય છે (પરંતુ તે તેની દૃષ્ટિએ બ્રહ્મસુખ જ છે).

સિ. ૯. જેને સર્વદા આત્મચિંતનની જરૂર રહે છે તે જ્ઞાની નથી. તેને સાધકના વર્ગમાં જ ગણવો જોઈએ.

સિ. ૧૦. આત્મજ્ઞાન થયા પછી મનુષ્યને કંઈ જ કરવાનું બાકી રહેતું નથી.

સિ. ૧૧. જ્ઞાનીને પુણ્યપાપનો જરાયે સ્પર્શ થતો નથી.

સિ. ૧૨. દુઃખ સહન કરવાની જે શક્તિ તે જ દુઃખનું અભાન છે.

સિ. ૧૩. આત્મજ્ઞાનથી મનુષ્યના બધા ભય અને ઇચ્છાઓ નાશ પામે છે.

સિ. ૧૪. આત્મજ્ઞાનથી સર્વ દુઃખ, શોક અને ચિંતાની નિવૃત્તિ થાય છે.

સિ. ૧૫. બ્રહ્મસાક્ષાત્કાર થવાથી હૃદયગ્રંથિઓ તૂટે છે, સર્વ સંશયો દૂર થાય છે અને સર્વ કર્મોનો ક્ષય થાય છે.

સિ. ૧૬. બ્રહ્મનું સ્વરૂપ ઇદંવૃત્તિથી સમજાય છે ( વેદ્ય છે ), એમ જેને લાગે છે તેને બ્રહ્મ સમજાયુ નથી અને બ્રહ્મ સમજાતું નથી ( અવેદ્ય છે ) એમ જેને લાગે છે તેને તે સમજાયુ છે.

સિ. ૧૭. તત્ત્વજ્ઞમાં જે અહંકાર દેખાય છે તે મુખ્ય નથી, તે કેવળ ગૌણ છે.

સિ. ૧૮. જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિથી આત્મજ્ઞાન અથવા મોક્ષને જરાયે હાનિ નથી; પરંતુ તે તેના સમાધિ-સુખની આડે આવે છે.

સિ. ૧૯. કર્મકાંડી અને જ્ઞાની વચ્ચે વિરોધ હોવાનુ કારણ નથી.

## સિદ્ધાંત-૧

### બ્રહ્મવેત્તા બ્રહ્મ જ બને છે

ब्रह्मविद् ब्रह्मैव भवति ।

બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ બની જાય છે. —શ્રુતિ

આત્મા અથવા બ્રહ્મ સત્ય, જગત મિથ્યા અને બ્રહ્મ જ હું એવું ખાતરીપૂર્વક દૃઢ જ્ઞાન જેને થયુ હોય તે જ

બ્રહ્મવેત્તા છે. આવો જે બ્રહ્મવેત્તા તે કેવળ બ્રહ્મ જ બની જાય છે. આ વિષે એવી શંકા થાય કે પદાર્થનો દ્રષ્ટા એટલે જ્ઞાતા પદાર્થથી નિરાળો હોય છે એમ આ પહેલાં સિદ્ધ કર્યું છે (પ્ર. ૫, સિ. ૧). તે પરથી બ્રહ્મનો જ્ઞાતા પણ બ્રહ્મથી ભિન્ન જ હોવો જોઈએ. પરંતુ ઉપરની પ્રતિજ્ઞામાં બ્રહ્મવેત્તા બ્રહ્મ જ બને છે એમ કહ્યું છે તો આ પૂર્વાપર વિરોધનું શું? આનું સમાધાન એ છે કે, તે સિદ્ધાંત જગતમાંના દૃશ્ય (મિથ્યા) પદાર્થજ્ઞાનને લાગુ પડે છે, પરંતુ બ્રહ્મ વસ્તુ દૃશ્ય કોટિમાં આવતી નહિ હોવાથી તે સિદ્ધાંત અહીં લાગુ પડતો નથી. અહીં બ્રહ્મ સત્ય વસ્તુ છે અને તેનું જ્ઞાન ચિદાભાસને થાય છે. અહીં કોઈ કહેશે કે, ચિદાભાસ જો મિથ્યા છે (પ્ર. ૭, સિ. ૧૩) તો તે ચિદાભાસને 'હું બ્રહ્મ' એવું જ્ઞાન કેવી રીતે થાય? આનો ઉત્તર એ છે કે બ્રહ્મનું જ્ઞાન થતાં જ બાધસામાનાધિકરણ્યથી ચિદાભાસ બાધિત થઈને અવશિષ્ટ બ્રહ્મ ફક્ત રહે છે (પ્ર. ૯, સિ. ૯). જેમ કે રજ્જુજ્ઞાન થયા પછી 'આ સર્પ નથી, રજ્જુ જ છે' એવા જ્ઞાનથી સર્પ બાધિત થઈને રજ્જુ માત્ર બાકી રહે છે, તે પ્રમાણે 'હું જીવ નથી, બ્રહ્મ જ છું' એવા જ્ઞાનથી જીવના જીવત્વનો એટલે કે વિશેષણનો નિરાશ થઈને તે બ્રહ્મરૂપે એટલે વિશેષ્યરૂપે બાકી રહે છે, આથી **બ્રહ્મવેત્તા બ્રહ્મ જ બને છે** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૨

### વેદ, શાસ્ત્રો અને ગુરુ એ બધાં મિથ્યા ઠરે તોયે બ્રહ્મજ્ઞાન મિથ્યા થઈ શકે નહિ

संविदो व्यभिचारस्तु नानुभूतोऽस्ति कर्हिचित् ।
यदि तस्याप्यनुभवस्तर्ह्ययं येन साक्षिणा ॥
अनुभूतः स एवात्र शिष्टः संविद्वपुः स्वयम् ।
नाविद्या नापि तत्कार्यं बोधं बाधितुमर्हति ॥
पुरैव तत्त्वबोधेन बाधिते ते उभे यतः ।

આત્મજ્ઞાનમા ફેરફાર થવાનુ ક્યારેય અનુભવાયુ નથી. જો તેનો પણ અનુભવ જેનાથી થાય તે આ આત્મા છે તે જ જ્ઞાનરૂપ આત્માનો જ અહીં અનુભવ થાય છે. અજ્ઞાન–અવિદ્યા તેના કાર્યને બાધ કરી શકતું નથી; કારણ કે જ્ઞાન અને તેનુ કાર્ય એ બંને બ્રહ્મજ્ઞાનથી પ્રથમથી જ બાધિત થયેલાં છે. –પંચદશી

સમગ્ર જગત મિથ્યા છે એમ સિદ્ધ થયા પછી વેદશાસ્ત્રાદિક સાધનો પણ જગત પૈકીનાં જ હોવાથી તેમને પણ મિથ્યા જ કહેવાં જોઈએ, આમ થવાથી એવાં મિથ્યા સાધનોથી થનારું આત્મજ્ઞાન પણ ખરું કેવી રીતે હોય ? આવી શંકા થવાનો સંભવ છે. આ શંકાનુ સમાધાન[×] કરવા માટે અમે એમ પૂછીએ છીએ કે વેદશાસ્ત્રાદિ જે સાધનો મિથ્યા ઠર્યાં તે ક્યારે ઠર્યાં ? તે આત્મજ્ઞાન પહેલાં મિથ્યા ઠર્યાં કે તે પછી ? આત્મજ્ઞાન પહેલાં ઠર્યાં એમ જો કહો તો તે વાત આત્મજ્ઞાન પહેલા શક્ય જ નથી; કારણ કે પ્રથમ આત્મજ્ઞાન થયા વિના વેદશાસ્ત્રાદિ સાધનો મિથ્યા ઠરવાનો સંભવ નથી. તે આત્મજ્ઞાન પછી મિથ્યા ઠર્યાં, જો એમ કહેતા હો તો તે ઇષ્ટ જ છે; કારણ કે જે પ્રમાણે દેણદાર પાસેથી પૈસા

× આ જ શંકાનુ સમાધાન પ્ર ૭, સિ ૧૮મા બીજી રીતે કર્યું છે.

વસૂલ થઈ ગયા પછી દસ્તાવેજ ફાડી નાખવામા આવે કે બાળી દેવામાં આવે તો શાહુકાર તેની પરવા કરતો નથી તે પ્રમાણે એકવાર આત્મજ્ઞાન થયુ પછી વેદાદિક સાધનો મિથ્યા ઠરે તો તેમાં આપણી શી હાનિ છે? આના પર પણ કદાચ એવો પ્રશ્ન થશે કે, હસ્તગત થયેલા આત્મજ્ઞાનને પણ મિથ્યા કેમ ન કહેવું? એનો ઉત્તર એ છે કે, જ્ઞાન વસ્તુતંત્ર હોય છે (પ્ર. ૧૦, સિ. ૯). અહીં બ્રહ્મ વસ્તુ જ છે અને તેને સ્વાધીન આત્મજ્ઞાન હોવાથી તે કેવળ આત્મસ્વરૂપ જ છે. તેથી તે મિથ્યા હોઈ શકે નહિ, મિથ્યા બની શકે નહિ (પ્ર. ૫, સિ. ૪). વળી આત્મજ્ઞાનને મિથ્યા ઠરાવવા માટે કોઈ પણ સાક્ષી જોઈએ. આવો કોઈ છેવટનો સાક્ષી હોવા વિના તેને મિથ્યા ઠરાવી શકાય નહિ. આ છેવટનો જ્ઞપ્તિરૂપ સાક્ષી આપણું આત્મજ્ઞાન છે. આથી એમ સિદ્ધ થાય છે કે, **વેદાદિ બધાં સાધનો મિથ્યા ઠરે તો યે બ્રહ્મજ્ઞાન મિથ્યા થઈ શકે નહિ.**

## સિદ્ધાંત-૩

### એકવાર થયેલું આત્મજ્ઞાન ફરીને નષ્ટ થતું નથી

**प्रमाणोत्पादिता विद्या प्रमाणं प्रबलं विना ।**
**न नश्यति न वेदांतात्प्रबलं भानमीक्ष्यते ॥**

પ્રમાણો વડે ઉત્પન્ન થયેલ વિદ્યા-જ્ઞાન પ્રબલતર પ્રમાણ વગર નાશ પામે નહિ અને વેદાંત-ઉપનિષદથી પ્રબળ બીજુ પ્રમાણ દેખાતુ નથી અર્થાત્ છે જ નહિ.　　　—પંચદશી

૧. આત્મજ્ઞાન એટલે જીવબ્રહ્મૈક્યજ્ઞાન એટલે કે 'હું જ બ્રહ્મ છુ'' એવું નિશ્ચયાત્મક અનુભવજ્ઞાન. જ્ઞાન થવા માટે પ્રમાણની આવશ્યકતા છે. આત્મજ્ઞાન થવા માટે વેદાંત

સિવાયનાં તમામ પ્રમાણ નિષ્ફળ ઠરે છે (પ્ર. ૨, સિ. ૧, ૨, ૩). તેથી વેદાંતપ્રમાણથી થયેલું આત્મજ્ઞાન અન્ય કોઈ પણ પ્રમાણથી બાધિત થવાની ભીતિ નથી.

૨. માયા અને તેનું કાર્ય (સકળ જગત) તેનાથી તદ્દન મુક્ત બનીને જે નિર્વૈર થઈ ગયેલ છે એવા આત્મજ્ઞાનનો નાશ કરવા માટે કોઈ વસ્તુ બાકી જ રહેતી નથી. કોઈ કહેશે કે, આત્મજ્ઞાનથી મિથ્યા ઠરેલું જગત જ્યાં સુધી પ્રત્યક્ષ દેખાય છે ત્યાં સુધી તેના નાશની ભીતિ છે. આનું સમાધાન એ છે કે, જેણે વાઘ માર્યો છે એવા સૈનિકને જો વાઘનો મૃતદેહ ફાડી ખાય તો આત્મજ્ઞાનથી બાધિત થયેલું દશ્ય જગત આત્મજ્ઞાનનો નાશ કરી શકે. મારેલો વાઘ જેમ સૈનિકના શૌર્યનું સ્મારક છે તેવી રીતે ખોટું ઠરેલું દશ્ય જગત તત્ત્વબોધ વીરનું સામર્થ્ય બતાવનાર છે, એમ શ્રીમવિદ્યારણ્યજી આ શ્લોકમાં કહે છે:

तिष्ठन्त्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।
न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः ॥

બોધે મારી નાખેલાં અજ્ઞાન તથા તેના કાર્યનાં શબ ભલે પડ્યાં રહો. તેનાથી બોધરૂપ ચક્રવર્તી રાજાને કોઈ પ્રકારની બીક નથી, ઊલટું તે શબથી તો બોધની કીર્તિ છે.

૩. બ્રહ્મવેત્તા બ્રહ્મ જ બને છે. એમ આ પ્રકરણના પહેલા સિદ્ધાંતમાં સિદ્ધ કર્યું. બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી તેને ત્રણે કાળમાં અજ્ઞાનનો સંપર્ક થતો નથી. આથી 'હું બ્રહ્મ છું' તેનો અર્થ 'ત્રણે કાળમાં અજ્ઞાનરહિત એવો બ્રહ્મ હું છું' એવો થયો. અને આવું જ્ઞાન થયા પછી મારામાં અજ્ઞાનતમ પહેલાં કદી નહોતું, અત્યારે નથી અને હવે હશે નહિ, એમ જ તેને લાગવું જોઈએ. અજ્ઞાન

પહેલાં હતું એમ જેને લાગે છે, તેને જ કદાચ તેની ફરી ઉપપત્તિની ભીતિ છે; પરંતુ અહીં એમ નથી.

૪. અજ્ઞાનને કારણ નથી; એટલે કે તે અનાદિ છે એમ પાછળ સિદ્ધ કર્યું છે (પ્ર ૮, સિ. ૧). કારણરહિત એટલે ઉપપત્તિરહિત એવું જે અજ્ઞાન તે એકવાર નાશ પામ્યા પછી ફરી તેની ઉપપત્તિ શી રીતે થશે?

૫. આ જ્ઞાનનો સ્વભાવ એવો છે કે, તે એકવાર ઉત્પન્ન થયુ એટલે તે પૂર્ણ થાય ત્યાં સુધી વધતું જ જાય છે. તેનાં પગલાં કદી પાછળ પડતાં નથી :

सर्वाः बहिःकला जंतोरनभ्यासेन नश्यति ।
इयं ज्ञानकला राम सकृज्जाता विवर्धते ॥

હે રામ! જો અભ્યાસ ન રહે તો તમામ બાહ્ય કળાઓ નાશ પામે છે; પણ સારી રીતે પેદા થયેલી આ જ્ઞાનકળા વધ્યા જ કરે છે.
—યોગવાસિષ્ઠ

આમ આ બધી ઉપપત્તિઓ પરથી એમ સિદ્ધ થાય છે કે, **એકવાર થયેલું આત્મજ્ઞાન ફરી નાશ પામતું નથી.**

## સિદ્ધાંત–૪

### બ્રહ્મજ્ઞાન વિના વિદ્વાન, યોગી,* ભક્ત, તપસ્વી વગેરે મોટા ગણાતા લોકો પણ ભ્રમિત જ છે

अद्वितीयं ब्रह्मतत्त्वं न जानंति यदा तदा ।
भ्रांता एवाखिलास्तेषां क्व मुक्तिः क्वेह वा सुखम् ॥

જ્યારે તેઓ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી ત્યારે તે સર્વે વાદીઓ ભ્રાંત જ છે અને તે ભ્રાંત થયેલા વાદીઓને મુક્તિ ક્યાંથી? તેમને સુખ પણ ક્યાંથી?　　—પંચદશી, ચિત્રદીપ, ૨૧૭

---

* અહીં યોગી એટલે આત્મજ્ઞાન વિરહિત હઠયોગી.

આપણો તમામ વ્યવહાર ભ્રમ પર જ ચાલેલો છે. પછી તે લૌકિક હોય કે શાસ્ત્રીય હોય (પ્ર. ૨, સિ. ૧); કારણ કે સર્વ પ્રત્યક્ષાદિ પ્રમાણ અને શાસ્ત્રો અવિદ્યાકલ્પિત (પ્ર. ૨, સિ. ૭ જુઓ) વસ્તુભેદને ધ્યાનમાં રાખીને જ પ્રચારમાં આવે છે. 'હું વેદ અને મારો વિષય' એવા પ્રકારનું અભિમાન અને મમત્વ મનુષ્યમાં ન હોય તો તેને મનુષ્યત્વ જ આવતું નથી અને મનુષ્યત્વ જો ન હોય તો પ્રત્યક્ષાદિ પ્રમાણની પ્રવૃત્તિ થાય નહિ અને એવી પ્રવૃત્તિ વિના એટલે કે ઇદ્રિયોની સહાયતા વિના કોઈ પણ વ્યવહાર થવો શકય નથી. આથી પ્રત્યક્ષાદિ પ્રમાણ વિના મોટાં મોટાં શાસ્ત્રોની શોધ પણ અશકય છે. તેથી જગતમાંની સર્વ પ્રકારની વિદ્યા, શાસ્ત્રો અને કલાકૌશલ્યો ભ્રાંતિજન્ય દેહાભિમાન પર જ અવલંબેલાં છે. આથી આવાં કલાકૌશલ્ય અને વિદ્યા શીખનારા લોકો એટલે શાસ્ત્રી, યોગી, ભક્ત, તપસ્વી વગેરે અદ્વૈતવેદાંત દૃષ્ટિથી ભ્રમમાં જ ડૂબકાં ખાય છે એમ સિદ્ધ થાય છે.

**શંકા :** વેદાંતશાસ્ત્ર શીખેલાને પણ ઇદ્રિયાદિકોની એટલે કે પ્રત્યક્ષ પ્રમાણાદિકની એટલી જ આવશ્યકતા હોવાથી તે શાસ્ત્ર પણ અવિદ્યાકલ્પિત જ કહેવું જોઈએ અને તેથી ભ્રમિતપણાનો આરોપ બ્રહ્મજ્ઞાની પર પણ આવે છે.

**સમાધાન :** 'ब्रह्मविद् ब्रह्मैव भवति' આ શ્રુતિ પ્રમાણે બ્રહ્મવેત્તા બ્રહ્મ જ અને એમ થાય છે (પ્ર. ૧૧, સિ. ૧), તેથી બ્રહ્મજ્ઞાન પછી વેદાંતશાસ્ત્ર અને તેનાં સાધનો જે જ્ઞાની પુરુષનો દેહ, મન, ઇદ્રિયો વગેરે એક બ્રહ્મવ્યતિરિક્ત હોવાથી અવિદ્યાકલ્પિત જ છે તે અમને પણ કબૂલ છે, પણ આટલાથી તેના બ્રહ્મજ્ઞાનને અને મુક્તિને

જરા યે બાધ આવતો નથી એમ પ્ર. ૧૧, સિ. ૨ અને ૩માં સિદ્ધ કર્યું છે, તેથી જેનું જ્ઞાન અબાધિત છે એવો જે બ્રહ્મજ્ઞાની તેની ગણના ભ્રમિષ્ઠોમાં કરી શકાય નહિ.

આમ બ્રહ્મજ્ઞાન વિના **વિદ્વાન, યોગી, ભક્ત, તપસ્વી વગેરે મોટા ગણાતા લોકો પણ ભ્રમિત** જ છે એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૫

**બ્રહ્મવિદ્યા બાદ કરતાં અન્ય કોઈ પણ વ્યાવહારિક વિદ્યા અથવા કલા પૂર્ણ થવી અશકય છે**

**निरुपयितुमारब्धं निखिलैरपि पंडितैः ।**
**अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासुचित् ॥**
**न जानामि किमप्येतदित्यंते शरणं तव ।**

જગતના સર્વ પંડિતો આ જગતનું નિરૂપણ કરે તો યે ક્ષિતિજમાં અજ્ઞાન જ ભાસે છે. આ શુ છે તે હુ કંઈ જ જાણતો નથી, હું તારે શરણે છું. —પંચદશી

બ્રહ્મવિદ્યા એટલે (૧) બ્રહ્મ સત્ય, (૨) તે સિવાયનું તમામ જગત અસત્ય અને (૩) જીવંબ્રહ્મનુ ઐક્ય એ જ્ઞાન જેનાથી થાય છે તે વિદ્યા, આ ત્રણ સિદ્ધાંતમાં સમગ્ર બ્રહ્મવિદ્યાનો સમાવેશ થાય છે. આ ત્રણ સિદ્ધાંત મનુષ્યને પૂર્ણપણે સમજાવા શકય છે, અને તે સમજ્યા પછી મનુષ્યને આ વિદ્યામાં જાણવાનું કંઈ બાકી રહેતું નથી, પણ અન્ય વ્યાવહારિક વિદ્યાની વાત એવી નથી, તેના અભ્યાસમાં મનુષ્યના ભવના ભવ ચાલ્યા જાય તોપણ તે આજ સુધી પૂરી થઈ નથી, (પ્રસ્તાવનામાં આ વાત સારી રીતે સમજાવી છે) કારણ કે અમુક જ્ઞાન થવું એટલે વ્યાવહારિક વિદ્યાની

સીમા આવી ગઈ એમ કહી શકાય નહિ, કંઈ ને કંઈ શીખવાનું બાકી રહે જ છે. વિદ્યા એટલે અજ્ઞાનનાશ. મનુષ્યનું વ્યાવહારિક વિદ્યાનું અજ્ઞાન અનંત હોવાથી તેનો પૂર્ણપણે નાશ થઈ શકતો નથી. વળી જે પ્રમાણે વિષયવાસના વિષયોપભોગથી અધિક અધિક વધે છે તે પ્રમાણે મનુષ્યની વ્યાવહારિક વિદ્યાની જિજ્ઞાસા વિદ્યાભ્યાસાનુસાર વધતી જ જાય છે.

**શંકા :** તમે અજ્ઞાન અનંત છે એમ કહો છો તો પછી તેનો પૂર્ણ નાશ બ્રહ્મજ્ઞાનથી પણ કેવી રીતે થશે?

**સમાધાન :** બ્રહ્મજ્ઞાનથી નાશ થવો જ જોઈએ; કારણ કે બ્રહ્મ સત્ય અને તે સિવાયના તમામ પદાર્થ કલ્પિત એટલે મિથ્યા છે એવું જ્ઞાન થયા પછી અજ્ઞાન ક્યાંથી રહે? કારણ કે જાણવાનું કંઈ બાકી રહે તો અજ્ઞાન રહ્યું એમ કહેવાય; પરંતુ આત્મા સિવાયનું ઇતર તમામ જગત મિથ્યા છે (પ્ર. ૭, સિ. ૧૭), એવું જ્ઞાન થયા પછી જાણવાનું એવું કંઈ જ નથી. બીજી વાત એ છે કે, વ્યાવહારિક વિદ્યાના વિષય અસંખ્ય હોવાથી એક વિષયનું જ્ઞાન થાય તોયે બીજો જાણવાનો રહે જ છે. પરંતુ બ્રહ્મવિદ્યાની વાત એવી નથી, તેમાં જાણવાનો વિષય જે બ્રહ્મ તે એક જ હોવાથી તેનું જ્ઞાન થયા પછી બીજો જાણવાનો વિષય બાકી રહેતો નથી.

આમ સિદ્ધ થાય છે કે, **બ્રહ્મવિદ્યા બાદ કરતાં ઇતર ગમે તે વ્યાવહારિક વિદ્યા અથવા કલા પૂર્ણ થવી અશક્ય છે.**

## સિદ્ધાંત-૬

### આત્માનું સચ્ચિદાનંદરૂપ સાત્ત્વિક વૃત્તિમાં માત્ર વ્યક્ત થાય છે. બાકીની બે વૃત્તિમાં તેમાંનો આનંદાંશ ઢંકાયેલો હોય છે

सत्यवृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वत ।
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः ॥

સત્ત્વગુણના પરિણામરૂપ બુદ્ધિવૃત્તિમાં ચિત્–ચૈતન્ય તથા સુખ–આનંદ એ બનેનુ એકત્વ ભાસે છે; કારણ કે તે નિર્મલ છે અને રજો–ગુણની વૃત્તિ મલિન છે તેથી ચિત્ અને આનંદનો ભેદ ભાસે છે આનંદનો અંશ ઢંકાયેલો રહે છે. —પંચદશી

સાત્ત્વિક વૃત્તિ સિવાયની અન્ય વૃત્તિમાં આત્માનું સચ્ચિદાનંદરૂપ જો વ્યક્ત હોત તો મનુષ્યને હમેશાં આનંદનો અનુભવ થયા કરત; પરંતુ તે થતો નથી. આનુ કારણ રાજસ અને તામસ વૃત્તિમાં ચંચલતા અને મલિનતા હોવાથી ચંચળ અને ડહોળા પાણીમાં જેમ પ્રતિબિંબ સ્પષ્ટ દેખાતું નથી તે પ્રમાણે આત્મસ્વરૂપનો આનંદ વ્યક્ત થતો નથી. મનુષ્યના મનમા વિષયેચ્છા હોય છે ત્યારે તે રજોગુણાત્મક હોય છે અને લોભમોહાદિ વિકાર હોય ત્યારે તે તમો-ગુણાત્મક હોય છે તેથી આનંદ થતો નથી; પરંતુ જ્ઞાની પુરુષનુ મન સત્ત્વગુણથી નિર્મળ અને નિશ્ચલ હોવાથી તે મોટે ભાગે રાગદ્વેષરહિત હોય છે તેથી તે આનંદી હોય છે. **આમ આત્માનું સચ્ચિદાનંદરૂપ સાત્ત્વિક વૃત્તિમાં માત્ર વ્યક્ત થવાથી બાકીની બે વૃત્તિમાં તેનું આનંદરૂપ આચ્છાદિત હોય છે** એમ સિદ્ધ થાય છે.

દબાણથી સેવન કરે છે. જ્ઞાનીનું પ્રારબ્ધ પણ છૂટતું નથી, તેથી આ ત્રણ પ્રકારનાં પ્રારબ્ધો પૈકી કોઈ પણ પ્રારબ્ધ તેણે ભોગવવું જ જોઈએ; તેથી **જ્ઞાનીને પણ વિષયેચ્છા થવાનો સંભવ છે.**

## સિદ્ધાંત-૮

**જ્ઞાનીને પણ કોઈ વાર વિષયસુખનું ભાન થાય છે; પરંતુ તે તેની દૃષ્ટિએ બ્રહ્મસુખ જ છે**

**यद्यत्सुखं भवेत्तत्तद्ब्रह्मैव प्रतिबिंबनात् ।**
**वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम् ॥**

જે જે સુખ થાય છે તે તે સુખ બ્રહ્મ જ પ્રતિબિંબથી થાય છે અને એ અંતર્મુખ વૃત્તિઓમા બ્રહ્મનું નિર્વિઘ્ન સ્પષ્ટ પ્રતિબિંબ થાય છે; તેથી એ આનંદ પણ બ્રહ્માનંદના જ અંશરૂપ આનંદ છે.

—પંચદશી

મનુષ્યનું મન આત્મવિમુખ થયા વિના વિષયની ઈચ્છા થતી નથી (પ્ર. ૩, સિ. ૬–ઉ. સિ.) અને મનુષ્યનુ મન વ્યવહારમાં આવ્યા વિના આત્મવિમુખ થતું નથી. અજ્ઞાનીનુ મન વ્યવહારમાં જેટલું લીન હોય છે એટલું જ્ઞાનીનું હોતું નથી, છતાં કોઈ કોઈવાર તેમ બનવાનો સંભવ છે (પાછળનો સિ. ૭ જુઓ), તેથી એવા વખતે તે આત્મવિમુખ હોવું જ જોઈએ; કારણ કે જ્ઞાનીનું મન જો સદા આત્માકાર રહે તો તેના દ્વારા ભોજનાદિ વ્યવહાર થશે જ નહિ, આથી જ્ઞાની અને અજ્ઞાની એ બન્નેનું મન આત્મવિમુખ બનવાનો સંભવ છે. આ બેમાં અંતર એટલું હોય છે કે, અજ્ઞાનીનું મન હમેશાં એવું રહે છે, જ્યારે જ્ઞાનીનુ મન કોઈ કોઈવાર એવું હોય છે, આમ વિષયા-

નંદનુ ભાન બનેને થાય છે, પણ એકને આનંદ વિષયોપ ભોગમાંથી થતો હોય એમ લાગે છે અને બીજાને તે આત્માનંદ જ છે એમ લાગે છે તેથી જ્ઞાનીની વિષયાનંદમાં પણ સમાધિ હોય છે. આમ સિદ્ધ થાય છે કે, **જ્ઞાનીને પણ કોઈ વાર વિષયસુખનું ભાન થાય છે.**

## સિદ્ધાંત-૯

**જેને સર્વદા આત્મચિંતનની જરૂર રહે છે તે જ્ઞાની નથી, તેને સાધકના વર્ગમાં જ ગણવો જોઈએ**

उपमृद्नाति चित्तं चेद्ध्याताऽसौ नतु तत्त्ववित् ॥

જો ચિત્તનો ઉપમર્દ-નિરોધ કરે તો તે પુરુષ ધ્યાતા છે, તત્ત્વવિત્ નથી —પંચદશી, ધ્યાનદીપ ૯૧

મનુષ્યની બુદ્ધિ જ્યારે કોઈ પદાર્થને આવરીને તદાકાર બને છે ત્યારે તે પદાર્થનું જ્ઞાન થાય છે (પ્ર. ૧૦, સિ. ૨૪) આવું જ્ઞાન એકવાર પૂર્ણપણે થયા પછી તેને ટકાવવા માટે વારંવાર તેના ચિંતનની આવશ્યકતા રહેતી નથી (આ પ્રકરણનો સિ. ૨ જુઓ), દા. ત. ધારો કે બીજાપુરમાના ગોળ ઘુમ્મટ જેવી એકાદ ઇમારત કોઈ મનુષ્ય જોવા ગયો તો તે અંદર બહાર બધે ફરીને તેની રચના વગેરે જુએ છે, જે કંઈ જોવાનું હોય તે સૂક્ષ્મ દષ્ટિએ જુએ છે. એકવાર જોવાથી તૃપ્તિ ન થતાં તે ઇમારતનું ચિત્ર મનમાં બરાબર ન ઠસે ત્યાં સુધી વારંવાર જુએ છે, કોઈ પણ વસ્તુનું ચિત્ર પૂર્ણપણે મનમાં ઠસવું એને જ જ્ઞાન કહે

છે અને આને જ વૃત્તિપ્રાપ્તિ એવું નામ વેદાંતશાસ્ત્રમાં આપેલુ છે. આવું જ્ઞાન પૂર્ણ થયા પછી ઉપરના પ્રેક્ષકને તે ઇમારત ફરી ફરી જોવાની આવશ્યકતા રહેશે નહિ, તે પ્રમાણે આત્માનાં તમામ શ્રુતિભાખ્યાં લક્ષણો પોતાનામાં છે એવો નિશ્ચય થઈને 'હું બ્રહ્મ છું' એવી એકવાર મનમી ખાતરી થયા પછી તેનું નિરંતર ધ્યાન ધરવાની જરૂરત રહેતી નથી. જ્યા સુધી તેને ધ્યાનની જરૂરત લાગે ત્યાં સુધી તેને જ્ઞાન દૃઢ થયુ નથી એમ સમજવું. આમ છતાં કોઈ વસ્તુનું પાકું જ્ઞાન થયા પછી તે તેનું ચિંતન બિલકુલ કરતો નથી એમ નથી. તે કોઈ કોઈવાર તેનું ચિંતન કરશે, પણ એવું ચિંતન જ્ઞાન માટે નહિ હોય તે કેવળ આનંદ માટે હશે. તે પ્રમાણે તત્ત્વજ્ઞ પણ આત્મચિંતન બિલકુલ કરતો નથી એમ નથી, તમામ વ્યવહાર ચાલતો હોય તેમાં વચ્ચે વચ્ચે સ્વરૂપ ચિંતનથી તે બ્રહ્માનંદનો આસ્વાદ લે છે; પરંતુ કહેવાની મતલબ એટલી જ કે, તેના વિના સાધકની ગાડી જેમ અટકી જાય છે તેમ તેની ગાડી અટકતી નથી, એટલે કે આત્મ-ધ્યાનથી તેના જ્ઞાનમાં કંઈ વધારો થતો નથી અને ન કરે તો તેથી કંઈ ઊણુપ આવતી નથી, આથી **જે મનુષ્યને સર્વદા આત્મચિંતનની જરૂરત રહે છે તે જ્ઞાની નથી, તેને સાધકના વર્ગમાં જ ગણવો જોઈએ** એમ સિદ્ધ થાય છે.

થવાની ? અધ્યાત્મશાસ્ત્રની જેને ખબર ન હોય તેણે તે સાંભળવું. જેને 'બ્રહ્મ સત્ય, જગત મિથ્યા અને હું જ બ્રહ્મ' એવા જ્ઞાન વિષે સંશય હોય તેણે ખુશીથી મનન કરવું. 'જગત સત્ય છે અને હું દેહ છું' એવી વિપરીત ભાવના જેની છે તેણે નિદિધ્યાસ કરવો (પ્ર. ૧૦, સિ. ૨૬). પરંતુ આ પૈકી કોઈ કારણ જ્ઞાનીમાં ન હોવાથી તે કર્મો તેણે શા માટે કરવાં? જેને વ્યવહારનો પ્રતિબંધ લાગતો હોય તેણે તે છોડી દઈને ધ્યાન કરતા બેસવું, જેના મનમાં વિક્ષેપ આવતા હોય તેણે સમાધિ કરવી; પરંતુ આ કારણો પણ જ્ઞાનીમાં નહિ હોવાથી તે ધ્યાન અને સમાધિ શા માટે કરે ? 'દેહ, વાણી અને બુદ્ધિનો હું સાક્ષી હોવાથી તેમની સાથે મારો કંઈજ સંબંધ નથી' એવું નિશ્ચયાત્મક જ્ઞાન તેને થયું હોવાથી તે સર્વ વ્યવહાર દેહાદિક પર છોડીને સ્વસ્થ રહે છે. 'મારું શરીર ઈશ્વરની પૂજા કરે, સ્નાનસંધ્યા કરે અથવા ભિક્ષાદિ કર્મો કરે, વાણી જપ કરે કે ભજન કરે, બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન ધરે કે બ્રહ્માનંદમાં લીન બને, હું કંઈ કરતો નથી અને કરાવતો પણ નથી' એવો તેનો નિશ્ચય હોય છે–એવી તેને ખાતરી હોય છે (પ્ર. ૧૧, સિ. ૯). તે જ્ઞાનરૂપ થયો હોવાથી 'મને જ્ઞાન થયુ' એમ પણ તેને લાગતું નથી. આવા પ્રકારનો જે જ્ઞાની તેને વિધિનિષેધનુ કિંકરત્વ–દાસપણું ન હોવાથી તેને કાંઈજ કરવાનું રહેતું નથી. આથી સિદ્ધ થાય છે કે, **આત્મજ્ઞાન થયા પછી મનુષ્યને કંઈજ કર્તવ્ય બાકી રહેતું નથી.**

થવાની ? અધ્યાત્મશાસ્ત્રની જેને ખબર ન હોય તેણે તે સાંભળવું. જેને 'બ્રહ્મ સત્ય, જગત મિથ્યા અને હું જ બ્રહ્મ' એવા જ્ઞાન વિષે સંશય હોય તેણે ખુશીથી મનન કરવું. 'જગત સત્ય છે અને હું દેહ છું' એવી વિપરીત ભાવના જેની છે તેણે નિદિધ્યાસ કરવો (પ્ર. ૧૦, સિ. ૨૬). પરંતુ આ પૈકી કોઈ કારણ જ્ઞાનીમાં ન હોવાથી તે કર્મો તેણે શા માટે કરવાં? જેને વ્યવહારનો પ્રતિબંધ લાગતો હોય તેણે તે છોડી દઈને ધ્યાન કરતા બેસવું, જેના મનમાં વિક્ષેપ આવતા હોય તેણે સમાધિ કરવી; પરંતુ આ કારણો પણ જ્ઞાનીમાં નહિ હોવાથી તે ધ્યાન અને સમાધિ શા માટે કરે? 'દેહ, વાણી અને બુદ્ધિનો હું સાક્ષી હોવાથી તેમની સાથે મારો કંઈ જ સંબંધ નથી' એવું નિશ્ચયાત્મક જ્ઞાન તેને થયું હોવાથી તે સર્વ વ્યવહાર દેહાદિક પર છોડીને સ્વસ્થ રહે છે. 'મારું શરીર ઈશ્વરની પૂજા કરે, સ્નાનસંધ્યા કરે અથવા ભિક્ષાદિ કર્મો કરે, વાણી જપ કરે કે ભજન કરે, બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન ધરે કે બ્રહ્માનંદમાં લીન બને, હું કંઈ કરતો નથી અને કરાવતો પણ નથી' એવો તેનો નિશ્ચય હોય છે–એવી તેને ખાતરી હોય છે (પ્ર. ૧૧, સિ. ૯). તે જ્ઞાનરૂપ થયો હોવાથી 'મને જ્ઞાન થયું' એમ પણ તેને લાગતું નથી. આવા પ્રકારનો જે જ્ઞાની તેને વિધિનિષેધનું કિંકરત્વ–દાસપણું ન હોવાથી તેને કાંઈ જ કરવાનું રહેતું નથી. આથી સિદ્ધ થાય છે કે, **આત્મજ્ઞાન થયા પછી મનુષ્યને કંઈ જ કર્તવ્ય બાકી રહેતું નથી.**

## સિદ્ધાંત-૧૧

### જ્ઞાનીને પુણ્યપાપનો જરાયે સ્પર્શ થતો નથી

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥

જે પુરુષનો ભાવ હુંપણાને પામ્યો નથી અને જેની બુદ્ધિ આત્મભાવથી લેપાયેલી નથી, તે પુરુષ આ લોકને હણી નાખીને પણ નથી હણાતો કે નથી બંધાતો. —ભગવદ્‌ગીતા, ૧૮-૧૭

ફલોદ્દેશ વિના કરેલું કર્મ ન કર્યા સમાન જ છે (પ્ર. ૩, સિ. ૨૨). તત્ત્વજ્ઞ પુરુષને પાછળના સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે કંઈ જ કર્તવ્ય ન હોવાથી તેના બધાં કર્મો ફલોદ્દેશરહિત હોય છે; તેથી તેના હાથે થયેલાં તમામ પુણ્ય-કર્મો ન કર્યાં જેવાં જ છે. જે કર્મ ન કરવાનું મનુષ્યને સ્વાધીન નથી અને જે મનુષ્યના પ્રયત્ન વિના જ થાય છે તે 'હુ કરું છું' એમ કહેવું એ અજ્ઞાન છે. આ સિદ્ધાંત (પ્ર. ૩, સિ. ૨૩) જ્ઞાની પુરુષના મનમાં સ્પષ્ટ હોવાથી તે વિષેનું અભિમાન તેને હોતું નથી; તેથી પુણ્ય-પાપનો હું કર્તા નથી એવી તેને ખાતરી હોય છે (પ્ર. ૩, સિ. ૨૪). અધિષ્ઠાન (દેહ) વગેરે પાચ સાધનોને કાયિક, વાચિક, માનસિક કર્મોનું કર્તૃત્વ સોંપીને જ્ઞાની પુરુષ 'હું તેનો કર્તા નથી' એવું પાકું જ્ઞાન રાખીને પોતે સાક્ષીત્વમાં શાંત રહે છે (ભગવદ્‌ગીતાનો અ. ૧૮, શ્લો. ૧૪, ૧૫, ૧૬ જુઓ). આ બધાં કારણોથી **પાપપુણ્યનો સ્પર્શ તેને થતો નથી.**

આ ઉપરાંત આત્મા અક્રિય છે (પ્ર. ૫, સિ. ૨૦), ક્રિયા સારી અથવા ખરાબ હોય છે. સારી ક્રિયાને પુણ્ય

અને ખરાબ ક્રિયાને પાપ કહેવાની લોકોમા પ્રથા છે. પણ શાસ્ત્રદષ્ટિએ વેદોક્ત વિધિને અનુસરીને જે ક્રિયા કે કર્મ થાય છે તે પુણ્ય અને નિષિદ્ધ તે પાપ આત્મા જો અકર્તા છે (પ્ર ૫, સિ. ૨૦) તોપણ તેને પાપપુણ્યનો સસર્ગ ક્યાથી લાગે? નિષ્કામ કર્મ કરનાર સાધકને પણ પુણ્ય પાપનો સ્પર્શ થતો નથી તો પછી કર્તૃત્વભોક્તૃત્વનુ આશ્રય જે અંતઃકરણ તેનાથી ભિન્ન એવો જે તેનો સાક્ષી આત્મા તેને તેનો સ્પર્શ કેવી રીતે થશે? ब्रह्मविद् ब्रह्मैव भवति એ શ્રુતિ પ્રમાણે આત્મવેત્તા આત્મા બને છે (પ્ર ૧૧, સિ. ૧). તેથી **બ્રહ્મરૂપ જે જ્ઞાની, તેને પુણ્યપાપનો જરાયે સ્પર્શ થતો નથી** એમ સિદ્ધ થાય છે

## સિદ્ધાંત–૧૨

**દુઃખ સહન કરવાની જે શક્તિ તે જ દુઃખનુ અભાન છે**

**वृक्ष इव तिष्ठासेच्छिद्यमानो न कुप्येत न कपेत ।**

જ્ઞાનીએ વૃક્ષની જેમ રહેવુ, કપાય એટલે ઢાઈ દુ ખ દે તોપણ ઝાડ બોલતું નથી, ક્રોધ કરતુ નથી કે વ્યથાને લીધે કપતુ નથી તેમ જ્ઞાનીએ ક્રોધ કરવો નહીં તેમ ઉદ્વિગ્ન થવુ નહી　　　–શ્રુતિ

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥**

હે કુંતીપુત્ર! ઇન્દ્રિયોની વૃત્તિના શબ્દ આદિ વિષયોની સાથે થનારા જે સબધો તે ટાઢ, તાપ સુખ અને દુ ખને આપનારા થાય છે, પણ તે વિષયો અને ઇન્દ્રિયોની વૃત્તિઓના સબધો ઉત્પત્તિ અને નાશના સ્વભાવવાળા છે તથા અનિત્ય છે, તેથી હે ભરત! તું તેમને સહન કર　　　–ભગવદ્‌ગીતા, ૨–૧૪

ઉપરની પ્રતિજ્ઞા પ્રમાણે દુ ખનિવૃત્તિનો અર્થ કર્યો

વિના કોઈ ઉપાય નથી; કારણ કે આવો અર્થ જો ન કરીએ તો જ્ઞાનીને દુઃખના પ્રસંગો આવતા જ નથી એમ કહેવું પડશે. મન જ્યાં સુધી છે ત્યાં સુધી દુઃખ થોડાઘણા પ્રમાણમાં થવું જ જોઈએ. અજ્ઞાની દુઃખને આધીન થાય છે, જ્ઞાની થતો નથી. આ જ બે વચ્ચેનું અંતર છે. ઉપરની પ્રતિજ્ઞા કેવી રીતે સિદ્ધ થાય છે તે જોઈએ.

જે પ્રમાણમાં મનુષ્યનો વિવેક વધે છે તે પ્રમાણમાં દુઃખ સહન કરવાની શક્તિ પણ વધે છે. આ વાત મનુષ્યના આયુષ્યક્રમ તરફ લક્ષ દેતાં સારી રીતે સમજમાં આવે એમ છે. બાલ્યાવસ્થામાં જે દુઃખ સહન થઈ શકતું નથી તે યૌવનાવસ્થામાં થઈ શકે છે અને યૌવનાવસ્થામાં જે અસહ્ય હોય છે તે વૃદ્ધાવસ્થામાં સહ્ય બને છે. આ અનુભવ વિદ્યાહીન પુરુષમાં પણ વ્યાવહારિક જ્ઞાનના તારતમ્યમાં દેખાઈ આવે છે. આમાં વિદ્યા આવે એટલે તેનું પ્રમાણ પણ તે પ્રમાણમાં વધે છે. એટલે કે સાધારણ શીખેલા કરતાં વિશેષ વિદ્યા પ્રાપ્ત કરેલા પુરુષમાં દુઃખસહનશક્તિ વધુ જોવામાં આવે છે. નાના છોકરાના શરીરને અમસ્તો જ જરા ધક્કો લાગે કે તે રડવા લાગે છે. એટલું જ દુઃખ તેના કરતાં જરા મોટા છોકરાને થાય તો તે સહન કરી લેશે. સુખદુઃખનું તારતમ્ય (વત્તા-ઓછાપણું) તે સુખદુઃખ ટકવાના કામ પર અવલંબેલું છે. એટલે કે જેટલો વધુ વખત તે ટકે એટલું તે વધુ ગણાય છે. આથી દુઃખ જેટલા પ્રમાણમાં ઓછા સમયનું જણાય તેટલા પ્રમાણમાં તે વધુ સહ્ય બને છે એમ ઠર્યું (અ. સિ. ત. ૩૫). આથી મનુષ્યનો વિચાર જેટલા પ્રમાણમાં પરિપક્વ થશે એટલા પ્રમાણમાં દુઃખ તુચ્છ જણાઈને તેની સહનશક્તિ વધે છે. આ સહનશક્તિ વધવી એટલે

દુઃખનો અનુભવ ઓછો થવો–દુઃખ ઓછું લાગવું. આથી જે મનુષ્યની સહનશક્તિ વિપુલ હોય છે તેને દુઃખ તદ્દન ઓછું ભાસે છે. આનું જ નામ **દુઃખાભાન.** આથી **દુઃખ સહન કરવાની જે શક્તિ તે જ દુઃખનું અભાન છે.**

## સિદ્ધાંત–૧૩

### આત્મજ્ઞાનથી મનુષ્યના બધા ભય અને ઇચ્છાઓ નાશ પામે છે

**आनंदं ब्रह्मणोविद्वान्नबिभेति कुतश्चन ।**

બ્રહ્મની ઉપાસનાના ફળભૂત આધિદૈવિક આનંદને જાણનારો કદી પણ ગર્ભવાસાદિક દુઃખથી ભય પામતો નથી —શ્રુતિ

**ज्ञात्वा देवं सर्वं पाशापहानि ।**

'આ હું છું' એમ પરમાત્માને જાણીને જ્ઞાની અવિદ્યાદિ સર્વ બંધનોનો વિનાશ કરે છે —શ્રુતિ

પાછળના સામાન્ય વિચાર–પ્રકરણમાં બીજી વસ્તુ ભયનું કારણ છે એમ અમે સિદ્ધ કર્યું છે (પ્ર. ૩, સિ. ૩૭). આત્મજ્ઞાન થયા પછી 'હું બ્રહ્મ છું, મારા સિવાય બીજી વસ્તુ જ નથી' એવું જ્ઞાન મનુષ્યને થાય છે તેથી તેને કોઈ પ્રકારની ભીતિ લાગવાનું કંઈ કારણ નથી. વળી ભીતિ એ મનોધર્મ હોવાથી સૂક્ષ્મ દેહની સાથે તેનો સંબંધ છે. 'તે સૂક્ષ્મદેહ હું નથી' એવું પાકું જ્ઞાન આત્મજ્ઞાનીને હોય છે તેથી કદાચ ભય ભાસે તોયે તેનો સંબંધ પોતાની સાથે બિલકુલ નથી એવી તેને ખાતરી હોય છે. બીજી વાત એ છે કે, તમામ ભયમાં મરણનો ભય સૌથી મોટો છે. ખરી રીતે આ એક ભયમાં બીજા બધા ભય સમાઈ જાય છે. 'હું અમર છું' એવો આત્મજ્ઞાનીનો વિશ્વાસ હોવાથી મરણ-

ભય સહિત તેના બધા ભય નાશ પામી જાય છે. હવે આત્મા સુખરૂપ છે એમ પાછળ સિદ્ધ કર્યું છે (પ્ર. ૫, સિ. ૮). 'તે આત્મા હું છું' એવું જેને જ્ઞાન થઈ ગયુ છે તેને વિષયસુખની ઇચ્છા થતી નથી. વળી ભોક્તા, ભોગ્ય અને ભોગ આ આખી ત્રિપુટી મિથ્યા છે એવી તેને ખાતરી હોવાથી કદાચિત્ ઇચ્છા ભાસે તોયે તેનો સંબંધ પોતાની સાથે નથી એવું તેને જ્ઞાન થતાં જ ઇચ્છાઓ જ્યાંની ત્યાં વિરામ પામે છે. વળી એવો નિયમ છે કે, ઇચ્છાના ફળ વિષે આગ્રહ હોય છે તે જ ઇચ્છા દુઃખનું કારણ બને છે (અ. સિ. ત. ૩૭). જ્ઞાનીને કદાચ પ્રારબ્ધયોગે કોઈ ઇચ્છા થાય તોપણ તેના ફળ વિષે તેનો આગ્રહ હોતો નથી. તેથી તેનાથી તેને દુઃખ થવાનું કારણ નથી એમ સિદ્ધ થાય છે. આથી **આત્મજ્ઞાનથી મનુષ્યના બધા ભય અને ઇચ્છાઓ નાશ પામે છે** એ સ્પષ્ટ છે.

## સિદ્ધાંત-૧૪

### આત્મજ્ઞાનથી સર્વ દુઃખ, શોક અને ચિંતાની નિવૃત્તિ થાય છે

ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः।

પરમ આત્માને જાણીને સર્વ બંધનોથી મુક્ત થાય છે. —શ્રુતિ

तरति शोकमात्मवित्।

જ્ઞાની શોકથી તરી જાય છે.　　—શ્રુતિ

મનુષ્યના સર્વ દુઃખનું કારણ સ્વરૂપનું અજ્ઞાન છે, એમ પ્ર. ૩, સિ. ૧૪માં સિદ્ધ કરેલું છે. આથી આ અજ્ઞાન સમૂળ ગયા વિના અશેષ દુઃખની નિવૃત્તિ થતી નથી એમ

ગણાય. અજ્ઞાનનિવૃત્તિ જ્ઞાન વિના થતી નથી, તેથી આત્મજ્ઞાનથી અશેષ દુઃખોની એટલે શોકની નિવૃત્તિ થાય છે એમ સહજ સિદ્ધ થયુ (પ્ર. ૩, સિ. ૧૫). તેનું થોડું સ્પષ્ટીકરણ કરવું જોઈએ. આત્મા નિત્ય અને સુખરૂપ છે એમ આત્મવિચાર પ્રકરણમાં ઘણીવાર સિદ્ધ કર્યું છે. 'તે આત્મા હું છું' એવું દૃઢ જ્ઞાન થયા પછી શોક અને ચિંતા કેવી રીતે ઉત્પન્ન થાય? કારણ કે સુખદુઃખ એ આત્માના ધર્મ નથી. સર્વ દુઃખ અને ચિંતા સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહને માત્ર હોય છે (અજ્ઞાન દુઃખદાયક છે તેથી કારણદેહમાં પણ દુઃખ છે એમ શાસ્ત્ર કહે છે). આત્મજ્ઞાની 'તે ત્રણ દેહનો હુ સાક્ષી હોવાથી તે મારાથી તદ્દન અલગ છે' એમ સમજે છે. તેથી પાડોશીને થયેલા દુઃખ અને ચિંતા સાથે પોતાને સંબંધ હોતો નથી એમ 'ત્રણ દેહને થનારાં દુઃખ અને ચિંતા મને જરાયે સ્પર્શ કરતાં નથી' એવો આત્મવેત્તા-ને વિશ્વાસ હોય છે. અહીં એવી શંકા આવે એમ છે કે, ઉપરના વિવેચન પરથી જ્ઞાની પુરુષને માનસિક શોક થતો નથી, એમ સિદ્ધ થયુ; પરંતુ તેથી તેનું શારીરદુઃખ કેવી રીતે દૂર થશે? શસ્ત્રના આઘાતથી કે અગ્નિનો દાહ થવાથી તેને દુઃખ થવું જ જોઈએ. આ શંકા બરાબર છે. ગાઢ સમાધિસ્થ એવા યોગી સિવાય અન્ય દેહભાનવાળા જ્ઞાનીને દુઃખભાન થવું જ જોઈએ. તોપણ પ્ર. ૧૧, સિ. ૧૨ પ્રમાણે જ્ઞાની પુરુષમાં અમાપ સહનશક્તિ હોવાથી તે દુઃખનું ભાન તેને થતું નથી. **આથી આત્મજ્ઞાનથી સર્વ દુઃખ, શોક અને ચિંતાની નિવૃત્તિ થાય છે.**

## સિદ્ધાંત–૧૫

### બ્રહ્મસાક્ષાત્કાર થવાથી હૃદયગ્રંથિઓ તૂટે છે, સર્વ સંશયો દૂર થાય છે અને સર્વ કર્મોનો ક્ષય થાય છે

भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः।
क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

કાર્ય અને કારણસ્વરૂપ તે પરાત્પર પરબ્રહ્મને તત્ત્વથી જાણી લીધા પછી આ જીવના હૃદયની અવિદ્યારૂપી ગાંઠ છૂટી જાય છે, એના સઘળા સંશયો કપાઈ જાય છે ને બધા સારા-નરસા કર્મો નષ્ટ થઈ જાય છે. —શ્રુતિ

અહંવૃત્તિ અને આત્માના તાદાત્મ્યને ગ્રંથિ કહે છે; અને આ તાદાત્મ્યનો સમૂળો નાશ તે જ **ગ્રંથિભેદ.** આત્મસાક્ષાત્કાર થતાં જીવનો આ ગ્રંથિભેદ તરત જ થાય છે. 'હું, હું' રૂપે જે અહંસ્ફુરણ થાય છે તે મારા માટે દૃશ્ય હોવાથી પ્ર. ૫. સિ. ૧ પ્રમાણે મારાથી તદ્દન ભિન્ન છે એવું જ્ઞાન થાય છે અને સમાધિયોગના અભ્યાસથી તેનો અભાવ સાધકને જણાય છે; કારણ કે અહંકારાદિ તત્ત્વોને પોતાનાથી ભિન્ન હોવાનું સમજીએ તો યે તુંબડું છોડી દઈને એકવાર પણ તર્યા વિના પોતાને તરતાં આવડે છે એ વાતની ખાતરી થતી નથી, તે પ્રમાણે સર્વ તત્ત્વોનો લય એકવાર સાક્ષી બનીને જોયા વિના પોતાના અસંગત્વની પાકી ખાતરી થતી નથી. આ લયસાક્ષિત્વને જ **બ્રહ્મસાક્ષાત્કાર** કહે છે (પ્ર. ૧૦, સિ. ૩૫). ખરી રીતે આ સાક્ષાત્કારને જ ગ્રંથિભેદ કહીએ તો ચાલે. સંશય અને કર્તૃત્વ-ભોક્તૃત્વાદિ ધર્મનું સ્થાન અંતઃકરણ છે. જ્યારે ઉપર કહેલું લયસાક્ષિત્વ સાધકના જાણવામાં આવે છે ત્યારે અંતઃકરણ-

નો પણ લય થઈને સંશય અને કર્તૃત્વાદિ જે ધર્મ તે પોતાનામાં બિલકુલ નથી એવો વિશ્વાસ દૃઢ થાય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, **બ્રહ્મસાક્ષાત્કાર થવાથી હૃદયગ્રંથિઓ તૂટે છે, સર્વ સંશયો દૂર થાય છે અને સર્વ કર્મોનો ક્ષય થાય છે.**

## સિદ્ધાંત-૧૬

**બ્રહ્મનું સ્વરૂપ બુદ્ધિવૃત્તિથી સમજાય છે ( વેદ્ય છે ) એમ જેને લાગે છે તેને બ્રહ્મ સમજાયું નથી અને બ્રહ્મ સમજાતું નથી ( અવેદ્ય છે ) એમ જેને લાગે છે તેને તે સમજાયું છે**

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥

જે મહાપુરુષો પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી લે છે તેમનામાં પરમેશ્વરને જાણી લીધા બદલનું સહેજ પણ અભિમાન રહેતું નથી; અર્થાત્ બ્રહ્મ જેને જ્ઞાત નથી તેને જ જ્ઞાત છે ને જેને જ્ઞાત છે તે તેને જાણતો નથી; કારણ કે તે જાણનારાઓનો વગર જાણેલો છે ને ન જાણનારાઓનો જાણેલો છે ( કારણ કે અન્ય વસ્તુઓની પેઠે તે દૃશ્ય ન હોવાથી વિષયરૂપથી તે જાણી શકાતો નથી). —શ્રુતિ

નિરુપાધિક બ્રહ્મ જેને કહે છે, તે વાણી, ઇંદ્રિયો, મન કે બુદ્ધિનો વિષય બની શકે નહિ એટલે કે શબ્દથી તેને કહી શકાય નહિ; અને ચક્ષુ વગેરે ઇંદ્રિયોને, મનને અને બુદ્ધિને તે સમજાય એવું નથી; કારણ કે બ્રહ્મ વસ્તુ અતિ સૂક્ષ્મ અને અપરિચ્છિન્ન એટલે અનંત છે અને જ્ઞાન થવાનાં ઉપરનાં જે શબ્દાદિ સાધનો તે પરિચ્છિન્ન એટલે અંતવાળાં છે. તેથી તે સાધનોથી ઘટપટાદિ

પરિચ્છિન્ન પદાર્થો જ જાણી શકાય છે. પરંતુ બ્રહ્મ વસ્તુ અપરિચ્છિન્ન અને અતિ સૂક્ષ્મ હોવાથી તે પરિચ્છિન્ન જ્ઞાન-સાધનનો વિષય બની શકે નહિ. આ વિષે એવો પ્રશ્ન થઈ શકે કે, બ્રહ્મ જો શબ્દાદિ સાધનોને વેદ્ય (જાણી શકાય એવું) નથી તો પછી તેનું જ્ઞાન થાય કેવી રીતે? આનું સમાધાન એ છે કે, બ્રહ્મજ્ઞાન એટલે બ્રહ્મ વિષેના અજ્ઞાનની નિવૃત્તિ. એવી અજ્ઞાનનિવૃત્તિ ઉપરોક્ત સાધનોથી વિચારની સહાયતાથી થઈ શકે છે. તે એ રીતે કે, શબ્દાદિ પ્રમાણથી બ્રહ્મ જાણી શકાય એવું નથી–અપરોક્ષ છે એ બ્રહ્મનું લક્ષણ જ છે અને આવા લક્ષણથી તેને જાણી શકાય છે તેથી તે અવાઙ્મનસગોચર (વાણી અને મનથી ન સમજી શકાય એવું) છે એમ જે સમજે છે તેને જ તે સમજાયુ એમ કહેવું જોઈએ (પ્ર. ૧૦, સિ. ૨૪) અને આમ જે જાણતો નથી એટલે તે શબ્દાદિકનો વિષય છે એવી બુદ્ધિથી જાણ્યું એમ જે કહે છે તેને તે સમજાયું નથી; કારણ કે ઉપરનાં સાધનોથી ઇદંવૃત્તિ દ્વારા જે જાણ્યુ તેને આપણે વ્યવહારમાં 'જાણ્યું' એમ કહીએ છીએ. પરંતુ બ્રહ્મ એવી રીતે જાણી શકાતું નથી. એવી રીતે જે બ્રહ્મ જાણવું તે બ્રહ્મજ્ઞાન ખરું નથી. (બ્રહ્મજ્ઞાન થવા માટે અહંવૃત્તિની સહાયતાની જરૂર છે. ત્યાં ઇદંવૃત્તિનો કંઈ ઉપયોગ નથી. દર્પણની સહાયતાથી જેમ મુખ જાણી શકાય છે તેમ આત્મજ્ઞાન થવામાં અહં-વૃત્તિ દર્પણસ્થાને છે.) આથી વ્યવહારદ્રષ્ટિએ **ઇદંવૃત્તિથી બ્રહ્મનું સ્વરૂપ સમજાય છે એમ જેને લાગે છે તેને બ્રહ્મ સમજાયું નથી; અને સમજાતું નથી એમ જેને લાગે છે તેને તે સમજાયું છે**, એમ કહેવું જોઈએ.

## સિદ્ધાંત-૧૭

### તત્ત્વજ્ઞાનમાં જે અહંકાર દેખાય છે તે મુખ્ય નથી, તે કેવળ ગૌણ છે

**पृथगाभासकूटस्थावमुख्यौ तत्र तत्ववित् ।**
**पर्यायेण प्रयुंक्तेऽहं शब्दं लोके च वैदिके ॥**

તત્ત્વજ્ઞ જ્યારે ચિદાભાસ અને કૂટસ્થ જીવાત્મા વિષે 'હું' એવો ભાવ યોજે છે, ત્યારે એ ચિદાભાસ અને કૂટસ્થ ગૌણ બને છે. વ્યવહારમાં અને વૈદિક ભાષામાં તે પર્યાયરૂપે 'અહમ્' શબ્દનો પ્રયોગ કરે છે. —પંચદશી, તૃપ્તિદીપ,૧૧

અહંકારનું મૂળ અજ્ઞાન છે (અ. સિ. ત. ૩૮). અજ્ઞાન જ્યાં જ્ઞાનથી નષ્ટ થયું ત્યાં અહંકાર બિલકુલ હોવો જોઈએ નહિ; કારણ કે બ્રહ્મ અસંગ છે (પ્ર. ૫, સિ. ૨૧). આવા અસંગ બ્રહ્મમાં અહંકાર સંભવતો નથી. 'હું અસંગ છું' એમ સમજવું તેને જ **'જ્ઞાન'** કહે છે. 'બ્રહ્મવેત્તા બ્રહ્મ જ બને છે,' એવી શ્રુતિ છે (પ્ર. ૧૧, સિ. ૧). તેથી બ્રહ્મભૂત જે જ્ઞાની તેનામાં 'હું અસંગ છું,' એવો અહંભાવ-કેમ હોય ? એવો એક આક્ષેપ છે. આનું સમાધાન એ છે કે, અહંકારના પ્રકાર ત્રણ છે. તેમાંનો એક મુખ્ય છે અને બે અમુખ્ય એટલે લાક્ષણિક છે. આને જ **ગૌણ** કહે છે. ગૌણ અહંકાર એટલે વસ્તુતઃ અહંકાર નહિ હોવા છતાં અહંકાર જેવો જણાવો. 'હું' શબ્દનો ઉપયોગ કર્યા વિના વ્યવહાર જ ચાલી શકે નહિ. તેથી વ્યવહાર પૂરતો પણ તે શબ્દનો ઉપયોગ કરવો પડે છે. અમે આ ત્રણે અહંકારનું સ્વરૂપ સ્પષ્ટ કરી બતાવીએ છીએ. કૂટસ્થ આત્મા અને ચિદાભાસ એ બે વચ્ચેનો ભેદ ન સમજવાથી અજ્ઞાની લોકો જે 'અહં' (હું) શબ્દનો પ્રયોગ કરે છે તે 'અહં'

શબ્દ (અહંવૃત્તિ) **મુખ્ય** સમજવો. અને કૂટસ્થ તથા ચિદાભાસ (જીવ) એ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટપણે ઓળખીને તત્ત્વવેત્તા લૌકિક અને પારમાર્થિક વ્યવહારમાં 'હું' શબ્દનો ઉપયોગ વ્યવહારપૂરતો કરે છે ત્યારે તેનો અર્થ **અમુખ્ય** અથવા **ગૌણ** સમજવો. દા. ત. લૌકિક વ્યવહારમાં 'હું કરું છું' 'હું જમું છું' એમ જ્યારે આ તત્ત્વવેત્તા બોલે છે ત્યારે કૂટસ્થથી ભિન્ન જે ચિદાભાસ (જીવ) તેને ઉદ્દેશીને બોલે છે. તેમ જ પરમાર્થદૃષ્ટિથી 'હું અસંગ છું' 'હું ચિદ્‌રૂપ છું' એમ જ્યારે તે કહે છે ત્યારે ફક્ત કૂટસ્થને જ ઉદ્દેશીને બોલે છે. તેથી અજ્ઞાની મનુષ્યનો જે અહંકાર તે જ માત્ર **મુખ્ય** નામને યોગ્ય છે. પરંતુ જ્ઞાની પુરુષમાં જે અહંકાર જણાય છે તે હોવા છતાં ન હોવા સમાન છે. આથી **તત્ત્વજ્ઞમાં જે અહંકાર દેખાય છે તે મુખ્ય નથી, કેવળ ગૌણ છે.**

## સિદ્ધાંત–૧૮

### જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિથી આત્મજ્ઞાન અથવા મોક્ષને જરાયે હાનિ નથી; પરંતુ તે તેના સમાધિ-સુખની આડે આવે છે

तत्त्वविद्यदि न ध्यायेत्प्रवर्तेत तदा बहिः ।
प्रवर्ततां सुखेनायं को बाधोऽस्य प्रवर्तने ॥

તત્ત્વજ્ઞાની પુરુષ બ્રહ્મનુ ધ્યાન ન કરતો હોય ત્યારે બાહ્ય પ્રવૃત્તિ-ઓમાં લાગેલો હોય છે. ભલેને તે સુખેથી તેમ કર્યા કરે. એમાં એને શો બાધ આવવાનો છે, શી હરકત થવાની છે?

પંચદશી, ધ્યાનદીપ, ૯૮

આત્મા નિત્યમુક્ત છે. તેને જે બંધ આવ્યો તે કેવળ

અજ્ઞાનને કારણે. તેથી જે ક્ષણે જ્ઞાન થાય છે, તે જ ક્ષણે તે અજ્ઞાનકૃત બંધ નાશ પામે છે. એકવાર જ્ઞાન થયા પછી પુનઃ બંધભ્રાંતિ આવતી નથી એવો સિદ્ધાંત છે (પ્ર. ૧૧, સિ. ૩). દેહ છતાં થતી બંધનિવૃત્તિને શાસ્ત્રમાં જીવન્મુક્તિ કહે છે. આથી પ્રવૃત્તિ હોય કે નિવૃત્તિ હોય, તેથી જ્ઞાનીને બંધભ્રાંતિ પુનઃ થવાની ભીતિ નથી. તેથી જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિથી જ્ઞાનને અથવા મોક્ષને જરાયે વાંધો આવતો નથી, પણ તેનાથી સમાધિસુખમાં પ્રતિબંધ થાય છે. આનું કારણ એ છે કે, જ્ઞાનીમાં વૈરાગ્ય અને ઉપરમ પૂર્ણ થયા વિના બાહ્ય પ્રવૃત્તિ બંધ થતી નથી અને જ્યાં સુધી બાહ્ય પ્રવૃત્તિ બંધ થાય નહિ ત્યાં સુધી મન એકાગ્ર થતું નથી. આ પ્રમાણે બાહ્ય પ્રવૃત્તિથી એકાગ્રતાને પ્રતિબંધ થતો હોવાથી જ્ઞાની બ્રહ્માનંદના ભોગથી વંચિત રહે છે. તેથી **જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિથી આત્મજ્ઞાન અથવા મોક્ષને જરાયે હાનિ નથી; પરંતુ તે તેના સમાધિસુખની આડે આવે** છે એ સિદ્ધ.

## સિદ્ધાંત–૧૯

### કર્મકાંડી અને જ્ઞાની વચ્ચે વિરોધ હોવાનું કારણ નથી

एवं च कलहः कुत्र संभवेत्कर्मिणो मम ।
विभिन्नविषयत्वेन पूर्वापरसमुद्रवत् ॥

પૂર્વ–પશ્ચિમમાં આવેલા સમુદ્રોની જેમ જ્ઞાની અને કર્મીના વિષયો ભિન્ન હોવાથી તેમની વચ્ચે કલહ સંભવે જ કેવી રીતે?

–પંચદશી, તૃપ્તિદીપ, ૨૭૧

કર્મકાંડી અને જ્ઞાનીના વિષય પરસ્પર તદ્દન ભિન્ન

હોવાથી તેમનામાં પરસ્પર ટંટો થવાનું કંઈ જ કારણ નથી કર્મકાંડીનો વ્યવહાર દેહ, વાણી અને મન એ ત્રણમાં હોય છે. સાક્ષી બાબતમાં તે તદ્દન આંધળો હોવાથી તેની સાથે તેનો કંઈ જ સંબંધ નથી. જ્ઞાનીનો મુખ્ય વિષય અસંગ સાક્ષી માત્ર છે; તેથી તેને દેહાદિક તરફ જવાની જરૂર નથી. જે અસંગસાક્ષીનું કર્મકાંડી મનુષ્યને જરાયે જ્ઞાન નથી તે સાક્ષી બ્રહ્મ છે એમ જ્ઞાની કહેતો હોય તો તેમાં કર્મકાડી મનુષ્યોની શી હાનિ છે? તેમ જ જ્ઞાનીએ મોટો ગણીને તુચ્છ માનેલો દેહ, વાણી ઇત્યાદિ સાધનોથી કર્મકાંડી કર્મો કરે તેમાં જ્ઞાનીનું શું જાય છે? આ પ્રમાણે બન્નેનાં વિષય અને સાધનો પરસ્પરથી તદ્દન ભિન્ન હોવાથી **કર્મકાંડી અને જ્ઞાની વચ્ચે વિરોધ હોવાનું કારણ નથી** એમ સિદ્ધ થાય છે. (વેદાંતશાસ્ત્રનો સંસારને શો ઉપયોગ, એવો પ્રશ્ન કરનારને આ સિદ્ધાંતમાં જવાબ મળશે; કારણ કે કર્મકાંડી અને સંસારી એ બન્ને એક જ છે.)

## પ્રકરણ ૧૨

### જીવન્મુક્તિવિચાર

(એકંદર સિદ્ધાંત ૧૮)

સિ. ૧. જે ગુણ વિષે મનુષ્યને અભિમાન હોય છે તે ગુણ તેનામાં બરાબર ઉદિત થયો નથી એમ સમજવું.

સિ. ૨. 'अहं ब्रह्म' (હું બ્રહ્મ છું) એવી વૃત્તિ જ્યાં સુધી લીન ન થાય ત્યાં સુધી તે બ્રહ્મજ્ઞાન ખરું નથી.

સિ. ૩. જ્ઞાન, અજ્ઞાન અને સુખદુઃખ એ કેવળ સ્વસંવેદ્ય છે, તે યોગસામર્થ્ય વિના બીજાને સમજાવું અશક્ય છે.

સિ. ૪. આત્મજ્ઞાન માટે વૈરાગ્ય અને ઉપરતિ આ બન્નેની આવશ્યકતા છે; પરંતુ તે થવા માટે તે સાધનો તદ્દન પૂર્ણ જ હોવાં જોઈએ એવો નિયમ નથી.
ઉપસિદ્ધાંત : જે પુરુષમાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ હોય છે તેને આત્મજ્ઞાન હોય જ છે એવો નિયમ કરી શકાય નહિ; પરંતુ જેને આત્મજ્ઞાન થયું છે તેનામાં વૈરાગ્ય અને ઉપરતિ અંશતઃ પણ હોવાં જ જોઈએ.

સિ. ૫. આત્મજ્ઞાની પુરુષનું નિશ્ચિત લક્ષણ કહી શકાય નહિ.

સિ. ૬. સુખદુઃખનો ભોગ અને આત્મજ્ઞાન વચ્ચે વિરોધ નથી એટલે કે આ બન્ને એક જ પુરુષમાં રહી શકે છે.

સિ. ૭. મુક્ત મનુષ્યમાં નિરંતર દ્વૈતવિસ્મૃતિ અથવા 'હું બ્રહ્મ' એવી વૃત્તિ હોવી જ જોઈએ એવો કોઈ નિયમ નથી.

સિ. ૮. જેનાથી અન્યને અને અન્યથી જેને ઉપદ્રવ થતો નથી તે જીવન્મુક્ત. આ જીવન્મુક્તનું એક સાધારણ લક્ષણ છે.

સિ. ૯. જીવન્મુક્તની બધી ક્રિયાઓ ભોગરૂપ જ હોય છે.

સિ. ૧૦. જ્ઞાની પુરુષ ગમે તે વ્યવહાર કરી શકે છે.

સિ. ૧૧. જેને પ્રસંગ જ નથી તેને અતિપ્રસંગ પણ ન હોય.

સિ. ૧૨. જીવન્મુક્તનું આચરણ પરમાર્થદૃષ્ટિએ નીતિરહિત હોતું નથી.

સિ. ૧૩. જ્ઞાનીના આચરણમાં કોઈ પણ પ્રકારનું નિયંત્રણ હોતું નથી.

સિ. ૧૪. સાર્વભૌમ રાજા કરતાંયે જ્ઞાનીની યોગ્યતા વધુ છે.

સિ. ૧૫. મરણ વખતે 'હું જગતને છોડીને જતો નથી, પણ (પ્રત્યુત) જગત જ મને છોડીને જાય છે' એમ જીવન્મુક્તને લાગે છે.

સિ. ૧૬. શાપ અને અનુગ્રહનું સામર્થ્ય તથા અન્ય અણિમાદિ સિદ્ધિ હોવી એ તત્ત્વવેત્તાનું મુખ્ય લક્ષણ નથી.

સિ. ૧૭. જ્ઞાનીને કર્મમાં અકર્મ જણાય છે અને અકર્મમાં કર્મ જણાય છે.

સિ. ૧૮. જીવન્મુક્તની દૃષ્ટિએ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, સર્વ સ્થાવરજંગમ પદાર્થો, વેદશાસ્ત્ર,

ગુરુશિષ્ય, મુક્તમુમુક્ષુ, બંધમોક્ષ એ કંઈ જ નથી અને આ જ મુખ્ય પરમાર્થ એમ જીવન્મુક્ત સમજે છે.

## સિદ્ધાંત–૧

**જે ગુણ વિષે મનુષ્યને અભિમાન હોય છે તે ગુણ તેનામાં બરાબર ઉદિત થયો નથી એમ સમજવું**

**जयें भक्षिली मक्षिका जाणिवेचि। तया भोजनाची रुचि प्राप्त कैंची॥**
**अहंभाव जया मानसींचा विरेना। तया ज्ञान हें अन्न पोटीं जिरेना॥**

જેણે જાણી જોઈ ને માખી ખાધી હોય તેને ભોજનમા રુચિ કેમ થાય? તેમ જેનો અહંભાવ જાય નહિ તેને જ્ઞાનરૂપ અન્ન પેટમા ટકતું નથી　　　　　　　　　　　　　　　　　　–રામદાસ

મનુષ્યને પોતાનો ખરો ગુણ જણાતો નથી. જે ઉદાર હોય છે તેને હુ ઉદાર છું એવું અભિમાન થતું નથી, તેમ જ જે ખરો વીર કે વિદ્વાન હોય છે તેને પોતાના શૌર્યનુ કે વિદ્વત્તાનુ અભિમાન હોતું નથી. આનું કારણ એ છે કે, અતિપરિચયથી અવજ્ઞા થાય છે (પ્ર. ૩, સિ. ૨૮) એ સિદ્ધાંત પ્રમાણે સ્વાભાવિક અથવા સહજ ગુણનું મનુષ્યને ભાન હોતું નથી. કોઈ પણ ગુણનું અભિમાન થવા માટે તે પહેલાં તે ગુણ પોતાનામાં છે એમ સમજવું પડે છે. પરંતુ પોતાના સહજ ગુણનું ભાન મનુષ્યને ન હોવાથી તે બાબતનું અભિમાન તેને થતું નથી. તેથી **જે ગુણ વિષે મનુષ્યને અભિમાન હોય છે તે ગુણ તેનામાં બરાબર ઉદિત થયો નથી એમ સમજવું.**

## સિદ્ધાંત-૨

### 'अहं ब्रह्म' ( હું બ્રહ્મ છું ) એવી વૃત્તિ જ્યાં સુધી લીન ન થાય ત્યાં સુધી તે બ્રહ્મજ્ઞાન ખરું નથી

जयें भक्षिली मक्षिका जाणिवेचि।
　　तया भोजनाचि रुचि प्राप्त कैचीं॥
अहंभाव ज्या मानसींचा विरेना।
　　तया ज्ञान हें अन्न पोटीं जिरेना॥
अहंतागुणें सर्वही दुःख होतें। मुखें बोलिलें ज्ञान तें व्यर्थ जातें॥

અહંતાથી બધા દુઃખ પેદા થાય છે, જ્ઞાનની ડંફાશથી જ્ઞાન વ્યર્થ જાય છે.　　-રામદાસ

जेथें मुरालें मीपण। तेचि अनुभवाची खूण।
अनिर्वाच्य समाधान। या कारणें॥

જ્યાં હુંપણું ઓગળી ગયું છે ત્યાં વર્ણવી ન શકાય એવો સંતોષ થાય છે અને તે જ અનુભવની નિશાની છે.　　-રામદાસ

જે ગુણ માટે મનુષ્યને અહંકાર હોય છે તે ગુણ તેનામાં પૂરો ઉદિત થયો નથી એમ સમજવું, એમ પાછલા સિદ્ધાંતમાં સિદ્ધ કર્યું છે. 'ब्रह्मविद् ब्रह्मैव भवति' એ શ્રુતિનો અર્થ બ્રહ્મને જાણનારો બ્રહ્મ જ બને છે એવો છે. આ ઉપરથી તે જ્યારે બ્રહ્મરૂપ જ છે ત્યારે 'હું બ્રહ્મ છું' એમ તેને લાગવાનું કારણ નથી. દા.ત. જે માણસ ગર્ભશ્રીમંત હોય તેને 'હું શ્રીમંત' એમ લાગતું નથી; પરંતુ પહેલાં ગરીબ હોય અને દૈવવશાત્ પુષ્કળ સંપત્તિ મળી આવતાં તેને પોતાની નવી શ્રીમંતાઈ કોઠે પડે ત્યાં સુધી 'હું શ્રીમંત થયો' એમ લાગ્યા કરે છે. તે પ્રમાણે બ્રહ્મજ્ઞાન સ્વાભાવિક બને ત્યાં સુધી સાધકને 'હું બ્રહ્મ છું' એમ લાગે છે. આ

છેવટની વૃત્તિને **ચરમ** વૃત્તિ કહે છે. આ ચરમ વૃત્તિ જ્યારે લાંબા કાળના અભ્યાસથી સાધકમાં શોષાઈ જાય છે ત્યારે જ તે જ્ઞાન પૂર્ણ અથવા દૃઢ કહી શકાય. 'જેની કલ્પના શાંત થઈ ગઈ છે તે 'પ્રાપ્ત પુરુષ' એવું એકનાથનું વચન છે. આથી 'अहं ब्रह्म' વૃત્તિ **જ્યાં સુધી લીન ન થાય ત્યાં સુધી તે બ્રહ્મજ્ઞાન ખરું નથી** એમ સિદ્ધ થાય છે.

## સિદ્ધાંત–૩

### જ્ઞાન, અજ્ઞાન અને સુખદુઃખ એ કેવળ સ્વસંવેદ્ય છે, તે યોગસામર્થ્ય વિના બીજાને સમજાવું અશક્ય છે

बंधमोक्षश्च तृप्तिश्च चिन्तारोग्यसुखादयः ।
स्वेनैव वेद्या यज्ज्ञानं परेषामानुमानिकम् ॥

બંધમોક્ષ, તૃપ્તિ, ચિંતા, આરોગ્ય, સુખ વગેરે તત્ત્વો જાતે જ જાણી શકાય છે; એ વિષેનુ બીજાઓનુ જ્ઞાન કેવળ અનુમાન પર જ આધારિત હોય છે.　　　–વિવેકચૂડામણિ, શ્લોક ૪૭૭

મનુષ્યને પોતાનું મન જે રીતે પોતાને સમજાય છે તે રીતે તે બીજાને સમજાવું અશક્ય છે. જ્ઞાન, અજ્ઞાન અને સુખદુઃખ એ મનના ધર્મ છે (અ. સિ. ત. ૩૪). તેથી મનની માફક તે પણ સ્વસંવેદ્ય (પોતાની જાતે જ અનુભવી શકાય એવાં) છે. અને અમુક વાત સમજાઈ કે ન સમજાઈ અથવા અમુક વિષયથી મને સુખ કે દુઃખ થયુ તે મને જ સમજાય, બીજાને સમજાવું શક્ય નથી. તેથી તે જેના અનુભવમાં આવે છે તે બીજાને કહે નહિ ત્યાં સુધી સમજાય એ શક્ય નથી. યોગી પુરુષને અન્ય મનુષ્યના મનની વાતો

સમજાય છે એમ શાસ્ત્રમા કહ્યું છે. તેથી યોગસામર્થ્ય વિનાના કોઈ પણ મનુષ્યને બીજાના જ્ઞાનાદિક મનોધર્મ સમજાય એ શક્ય નથી. આથી **જ્ઞાન, અજ્ઞાન અને સુખ-દુઃખ એ કેવળ સ્વસંવેદ્ય છે, તે યોગસામર્થ્ય વિના બીજાને સમજાવું શક્ય નથી.**

## સિદ્ધાંત–૪

### આત્મજ્ઞાન માટે વૈરાગ્ય અને ઉપરતિ આ બન્નેની આવશ્યકતા છે; પરંતુ તે થવા માટે તે સાધનો તદ્દન પૂર્ણ જ હોવાં જોઈએ એવો નિયમ નથી

**वैराग्यबोधोपरमाः सहायास्ते परस्परम् ।**
**प्रायेण सह वर्तन्ते वियुज्यंते कचित्क्वचित् ॥**

વૈરાગ્ય, બોધ અને ઉપરમ એ એકબીજાને સહાયક છે, મોટે ભાગે સાથે જ હોય છે, પણ કયારેક ક્યારેક જુદા પડી જાય છે.

–પંચદશી, ચિત્રદીપ, ૨૭૬

શાસ્ત્રનુ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન ન હોવાથી જ્ઞાની પુરુષ વિષેની કલ્પનાની લોકોમાં અનેક વાતો થતી સંભળાય છે. કોઈ કહે છે કે, જ્ઞાની સર્વવિદ્યાપારંગત હોવો જોઈએ. કોઈ કહે છે કે, તેને ભૂત-ભવિષ્યજ્ઞાનની સિદ્ધિ થયેલી હોવી જોઈએ. કોઈ કહે છે કે, તેને જગતનુ ભાન જ હોવું જોઈએ નહિ. કોઈ વળી એમ કહે છે કે, તે પૂર્ણપણે નીતિમાન હોવો જોઈએ. કોઈ કહે છે કે, તે સ્નાનસંધ્યાશીલ મોટો કર્મનિષ્ઠ હોવો જોઈએ. કોઈ કહે છે કે તેને વિધિનિષેધ હોય જ નહિ. આમ જુદા જુદા લોકોએ જ્ઞાની વિષે કલ્પના કરીને તેનાં કંઈક લક્ષણો નક્કી કરેલા છે. આથી ખરો જ્ઞાની કોણ એ

સમજવુ મુશ્કેલ થઈ પડયુ છે. આ વાતનો નિર્ણય ઉપરના સિદ્ધાંતથી થાય છે. આત્મજ્ઞાન માટે વૈરાગ્ય અને ઉપરતિ (વ્યવહારવિમુખતા) એ બે સાધનોની થોડાઘણા પ્રમાણમાં આવશ્યકતા છે એમાં કંઈ સંશય નથી, પરંતુ તે તદ્દન પૂર્ણ હોય તો જ તે જ્ઞાન ખરું એમ કહી શકાય નહિ. કોઈ પણ વિદ્યા મેળવવા માટે એકાંત અને નિર્વ્યસનીપણું એ બે વાતની અપેક્ષા હોય છે. પરંતુ તે બનેનુ પ્રમાણ વિદ્યાર્થીની બુદ્ધિ પર અવલબે છે; એટલે કે બુદ્ધિ જેટલા પ્રમાણમાં તીવ્ર હોય એટલા પ્રમાણમા આ બે બાબતો ઓછી હોય તોપણ ચાલે. તીક્ષ્ણ બુદ્ધિનો વિદ્યાર્થી પોતાની રમત રમીને ભીડમાં પણ પોતાનો પાઠ તૈયાર કરે છે. પરંતુ બુદ્ધિ મંદ હોય તો તેણે રમતમાં ધ્યાન ન આપતાં એકાતમા બેસીને જ અભ્યાસ કરવો જોઈએ. આત્મજ્ઞાનની વાત પણ આવી જ છે. મુમુક્ષુની બુદ્ધિ મંદ અથવા તીક્ષ્ણ હોય તે પ્રમાણમાં વૈરાગ્ય અને ઉપરતિ એ સાધનોની અનુક્રમે વધુ કે ઓછા પ્રમાણમાં જરૂરત પડે છે.

આ પ્રતિજ્ઞામાની ત્રિપુટી પૈકી આત્મજ્ઞાન મોક્ષ માટે અત્યંત જરૂરનુ છે (પ્ર ૧૦, સિ. ૨૧) તેથી તે મુખ્ય છે અને બાકીનાં બે ગૌણ સમજવા જોઈએ. ઉપરની ત્રણે વાતો એક જ પુરુષમાં અત્યંત પરિપક્વ એટલે પરિપૂર્ણ હોય તો તે મોટા તપનુ ફળ ગણાય. વૈરાગ્ય અને ઉપરતિ એ બે ગુણ પરિપૂર્ણ હોય અને આત્મજ્ઞાન જો પૂર્ણ ન હોય તો તેના તપોબળથી પુણ્યલોકની પ્રાપ્તિ થશે, પણ મોક્ષ નહિ મળે. પણ આથી ઊલટું આત્મજ્ઞાન પરિપૂર્ણ હશે અને બાકીનાં બે–વૈરાગ્ય અને ઉપરતિ–સાધનો અપક્વ હશે તો યે મોક્ષ તેના હાથમા છે, પણ તેને દૃષ્ટદુ ખ (આ દેહમાં થનારાં દુઃખ)

થોડાઘણા પ્રમાણમાં ભોગવવાં પડશે. યુનિવર્સિટીની પરીક્ષામાં નિયમ પ્રમાણે સેંકડે ૨૫ અને એકંદરે ૩૩⅓ ટકા માર્ક્સ મળે એટલે ઉમેદવારની પાસમાં ગણતરી થઈને તેનું મુખ્ય ફળ નોકરી વગેરે તેને મળવામાં હરકત નથી. પરંતુ પરીક્ષામાં તેથી વધુ માર્ક્સ જેટલા પ્રમાણમાં મળે એટલા પ્રમાણમાં તેની વાહ વાહ વધુ થશે. પરંતુ આ અવાંતર ફળ છે. તે પ્રમાણે પૂર્ણ આત્મજ્ઞાનનું જે મોક્ષરૂપ ફળ તે મુખ્ય છે અને વૈરાગ્ય તથા ઉપરતિની પૂર્ણતાનું જે સપ્તમ* ભૂમિકાનું ફળ

---

* સાધનક્રમની સાત પાયરીઓ છે. તેને શાસ્ત્રમાં **સપ્તભૂમિકા** કહે છે: ૧. **શુભેચ્છા**, ૨. **વિચારણા**, ૩. **તનુમાનસા**, ૪. **સત્વાપત્તિ**, ૫. **અસંસક્તિ**, ૬. **પદાર્થાભાવિની** અને ૭. **તુર્યગા**. આ પ્રમાણે તેનાં નામ છે.

> ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा समुदाहृता ।
> विचारणा द्वितीया च तृतीया तनुमानसा ॥
> सत्वापत्तिश्चतुर्थी स्यात्ततोऽसंसक्तिनामिका ।
> पदार्थाभाविनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥

સમગ્ર સંસાર દુઃખમય લાગવાથી ઉત્પન્ન થયેલી જે તીવ્ર મુમુક્ષા તેને **શુભેચ્છા** કહે છે. મુમુક્ષા થયા પછી સદ્ગુરુના શરણમા જઈને તેની સેવા તથા ઉપદેશના યોગથી શ્રવણમનન દ્વારા સ્વભાવરૂપ બની ગયેલી જે સદાચારસ્થિતિ તે **વિચારણા** છે. શ્રવણમનન પછી નિદિધ્યાસના અભ્યાસથી થયેલી મનની અંતર્મુખ એવી જે ક્ષીણદશા તે **તનુમાનસા**. આ પહેલી ત્રણ અવસ્થાને સાધનકોટિમાં ગણેલી છે. આ ત્રણ અવસ્થામા ભેદદર્શન હોવાથી તેને આગળની ભૂમિકાના અનુસંધાનમા **જાગ્રત** એવી સંજ્ઞા આપવામા આવી છે. ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી સાધકનું મન અનાત્મ પદાર્થો વિષે ઉદાસીન અને પ્રસન્ન થવાથી આત્મસ્વરૂપમા સ્થિર થઈને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. આ ચોથી ભૂમિકાને **સત્ત્વાપત્તિ** કહે છે. આ ભૂમિકામા જ્ઞાનદૃષ્ટિ થવાથી અહીં સુધીનો વ્યવહાર સ્વપ્નવત્ મિથ્યા ભાસે છે. તેથી આને **સ્વપ્ન** એવું નામ શાસ્ત્રે આપ્યું છે. આ ભૂમિકાનો અભ્યાસ

## ઉપસિદ્ધાંત

ઉપરના સિદ્ધાંતથી એવું તત્ત્વ નીકળે છે કે, જે **પુરુષમાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ હોય છે તેનામાં આત્મજ્ઞાન હોય જ છે એવો નિયમ નથી, પરંતુ જેને આત્મજ્ઞાન થયું છે તેનામાં વૈરાગ્ય અને ઉપરતિ એ અંશતઃ તો હોવાં જ જોઈએ.**

## સિદ્ધાંત-૫

આત્મજ્ઞાની પુરુષનાં નિશ્ચિત લક્ષણો નક્કી કરી શકાય નહિ

क्वचिन्मूढो विद्वान्क्वचिदपि महाराजविभवः।
क्वचिद्भ्रांतः सौम्य. क्वचिदजगराचारकलितः॥

જ્ઞાની પુરુષ ક્યારેક મૂઢ, ક્યારેક વિદ્વાન, ક્યારેક સમ્રાટના જેવા વૈભવવાળો, ક્યારેક ભ્રમિષ્ટ, સૌમ્ય અને ક્યારેક અજગરના જેવા વ્યવહારવાળો જણાતો હોય છે —વિવેકચૂડામણિ, ૫૪૪

તે અવાંતર છે. પૂર્ણ વૈરાગ્ય એટલે બ્રહ્મલોક પણ તૃણવત્ તુચ્છ લાગવો. પૂર્ણ ઉપરતિ એટલે નિદ્રાની માફક વિસ્મૃતિ હોવી. અને પૂર્ણજ્ઞાન એટલે 'હું દેહ' એવું જેમ મનુષ્યને દૃઢ જ્ઞાન છે એટલું જ 'अहं ब्रह्म (હું બ્રહ્મ છું)' એ જ્ઞાન દૃઢ થયું. પ્રારબ્ધકર્મ ભિન્ન ભિન્ન હોવાથી ભિન્ન ભિન્ન જ્ઞાનીઓના આચરણ પ્રમાણે ભેદ દેખાવાથી લોકો ભ્રમમાં પડે છે. પરંતુ આ સિદ્ધાંતના વિવેચનથી એવા ભ્રમને સ્થાન રહેતું નથી. આથી **આત્મજ્ઞાન થવા માટે વૈરાગ્ય અને ઉપરતિ એ બન્નેની જરૂરત છે; પરંતુ એ થવા માટે એ સાધનો તદ્દન પૂર્ણ જ હોવાં જોઈએ એવો નિયમ નથી** એમ સિદ્ધ થાય છે.

---

દૃઢ થયા પછી ચિત્ત નિરંતર સ્વરૂપમાં લીન બનીને બાહ્યસૃષ્ટિ અસ્પષ્ટ ભાસવા લાગે છે, એવી જે દશા તેને **અસંસક્તિ** કહે છે. આ ભૂમિકામાં જગતનો વિશેષ ભાસ જઈને નિદ્રાળુ પુરુષને તે જેવું દેખાય તેવું અભ્યાસી મનુષ્યને કેવળ સત્તારૂપે અસ્પષ્ટ ભાસે છે. તેથી તેને **સુષુપ્ત** કહે છે. આ પાંચમી ભૂમિકા અભ્યાસથી દૃઢ થયા પછી યોગીની નિર્વિકલ્પ સ્થિતિ એટલી બળવાન છે કે, અંતર્બાહ્ય પદાર્થનો ભાસ નષ્ટ થઈને નિદ્રા પ્રમાણે તેની સ્થિતિ થાય છે. તેથી આ ભૂમિકાને **પદાર્થાભાવિની** કહે છે અને પાંચમી ભૂમિકા પ્રમાણે આને પણ **સુપ્ત** સંજ્ઞા જ છે. આ છઠ્ઠી ભૂમિકા અભ્યાસથી દૃઢ થાય એટલે તેને જ **તુર્યગા** કહે છે, અને તેને જ **વિદેહસ્થિતિ** કહે છે. આ પહેલાની **પદાર્થાભાવિની** ભૂમિકા કરતાં આ ભૂમિકાની નિર્વિકલ્પતા વધુ હોવાથી આને **ગાઢસુષુપ્તિ** પણ કહે છે. ઉપરના સિદ્ધાંતમાં દર્શાવ્યા પ્રમાણે વૈરાગ્ય અને ઉપરતિ અપક્વ હોય અને આત્મજ્ઞાન પૂર્ણ હોય એવી જે સ્થિતિ તે જ અહીં કહેલી સોપાનપરંપરામાંની ચોથી ભૂમિકા છે અને બાકીનાં બે ઉપકરણોની પૂર્ણતા જેટલા પ્રમાણમાં વધુ હોય તેટલા પ્રમાણમાં તે સ્થિતિને પાંચમી, છઠ્ઠી અને સાતમી એવાં નામ લાગે છે. પ્રાચીન તત્ત્વજ્ઞોમાં જડભરત વગેરે અને અર્વાચીનોમાં અક્કલકોટના સ્વામી વગેરે સત્પુરુષ છઠ્ઠી અને સાતમી ભૂમિકામાં હતા એમ કહી શકાય.

## ઉપસિદ્ધાંત

ઉપરના સિદ્ધાંતથી એવું તત્ત્વ નીકળે છે કે, **જે પુરુષમાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ હોય છે તેનામાં આત્મજ્ઞાન હોય જ છે એવો નિયમ નથી, પરંતુ જેને આત્મજ્ઞાન થયું છે તેનામાં વૈરાગ્ય અને ઉપરતિ એ અંશતઃ તો હોવાં જ જોઈએ.**

## સિદ્ધાંત-૫

### આત્મજ્ઞાની પુરુષનાં નિશ્ચિત લક્ષણો નક્કી કરી શકાય નહિ

**क्वचिन्मूढो विद्वान्क्वचिदपि महाराजविभवः।**
**क्वचिद्भ्रांतः सौम्यः क्वचिदजगराचारकलितः॥**

જ્ઞાની પુરુષ ક્યારેક મૂઢ, ક્યારેક વિદ્વાન, ક્યારેક સમ્રાટના જેવા વૈભવવાળો, ક્યારેક ભ્રમિષ્ટ, સૌમ્ય અને ક્યારેક અજગરના જેવા વ્યવહારવાળો જણાતો હોય છે —વિવેકચૂડામણિ, ૫૪૪

**न हिंसा नैव कारुण्यं नौद्धत्यं न च दीनता।**
**नाश्चर्यं नैव च क्षोभः क्षीणसंसरणे नरे॥**

વિરક્ત પુરુષમાં હિંસા, કરુણતા હોતાં નથી; ઉદ્ધતાઈ, દૈન્ય, આશ્ચર્ય તેમ જ ક્ષોભ પણ નથી જ હોતાં. —અધ્યાત્મપ્રદીપિકા

જેને આત્માનું જ્ઞાન થયું તે આત્મજ્ઞાની. પાછળના ત્રીજા સિદ્ધાંત પ્રમાણે જ્ઞાન અને અજ્ઞાન સ્વસંવેદ્ય (પોતાને જ સમજાય એવાં) છે. આત્મજ્ઞાન પણ જ્ઞાન જ હોવાથી તે પણ સ્વસંવેદ્ય જ હોવું જોઈએ. આમ હોય તો પછી ભગવદ્ગીતા વગેરે ગ્રંથમાં આત્મજ્ઞાનીનાં લક્ષણો કેવી રીતે કહ્યાં એવી શંકા ઉત્પન્ન થાય છે. આ શંકાનું સમાધાન એ છે કે, શાસ્ત્રમાં જે લક્ષણો કહ્યાં છે તે નિશ્ચિત લક્ષણો નથી. જે પરથી અમુક વાત આ

સંસારનો પણ નાશ થાય પણ તેમ થતું નથી (પ્ર. ૭, સિ. ૯). જ્ઞાનથી અભિમાન જરૂર નાશ પામે છે, દેહ નાશ પામતો નથી. અજ્ઞાનનાશ, અભિમાનનાશ અને જગન્મિથ્યાત્વની ખાતરી એ જ્ઞાનના કાર્યો છે અને દેહ સહિત સંસાર એ પ્રારબ્ધકર્મોનું કાર્ય છે. દેહ સહિત સંસાર એકવાર મિથ્યા થયો એટલે તેને સત્ય કરવો તે પ્રારબ્ધના હાથમાં નથી અને દેહ સહિત સંસારનો ભાસ નષ્ટ કરવો તે જ્ઞાનના હાથમાં નથી; કારણ કે સંસારનો ભોગ એ પ્રારબ્ધનું કાર્ય છે અને સંસારનું મિથ્યાત્વ એ જ્ઞાનનું કાર્ય છે. કોઈએક વસ્તુ મિથ્યા ઠરે એટલે તે તત્કાળ નાશ પામે છે એમ નથી (અ. સિ. ત. ૫૮)—જેમ આંખમાંની પૂતળી કે અરીસાનુ પ્રતિબિંબ મિથ્યા છે, છતાં અરીસો અને આખ હોય ત્યાં સુધી તેનો ભાસ બંધ થતો નથી તેમ. આમ પ્રારબ્ધથી મિથ્યા ઠરેલા વિષય સત્ય થતા નથી અને જ્ઞાનથી તે વિષય તદ્દન નાશ પામતા નથી એમ હોવાથી **સુખદુઃખનો ભોગ અને આત્મજ્ઞાન વચ્ચે વિરોધ નથી, એટલે તે બંને એક જ પુરુષમાં હોઈ** શકે એમ સિદ્ધ થાય છે.

છે કે, દ્વૈતાભાસ એટલે જગદ્‌ભાસ કદી ન રહે તે જ મુક્તનુ લક્ષણ છે. પરંતુ એમ કહેવું બરાબર નથી, કારણ કે એમ કહેવાથી નિદ્રા એ જ્ઞાનીનું લક્ષણ બનશે. વળી જો ઉપરનું લક્ષણ આવશ્યક હોય તો યાજ્ઞવલ્ક્ય વગેરે જીવન્મુક્ત એવા ઋષિના હાથે સ્મૃતિગ્રંથ નિર્માણ થયા ન હોત. અને જનક વગેરે બ્રહ્મનિષ્ઠ રાજાના હાથે રાજકારભાર થયો ન હોત. તેથી જ્ઞાનીને જગતની વિસ્મૃતિ હોવી જ જોઈએ એમ કહી શકાય નહિ.

આ જ પ્રમાણે જ્ઞાની પુરુષના અંતઃકરણમાં બ્રહ્માકાર વૃત્તિ હમેશાં હોવી જ જોઈએ એવો કેટલાકોનો આગ્રહ હોય છે તે પણ બરાબર નથી; કારણ કે તે ખરા જ્ઞાનનું ચિહ્‌ન નથી (આ પ્રકરણનો સિ. ૨ જુઓ). વળી એવી એકસરખી વૃત્તિ હોય તો તેમાં જ મન લીન રહેવાથી મુક્તના હાથે બીજું કોઈ પણ કાર્ય થઈ શકે નહિ; પરંતુ ઉપર કહેલા યાજ્ઞવલ્ક્યાદિ ઋષિઓ પથ્થરની માફક જડ થઈને બેઠા નહોતા. જેને નિરંતર આત્મચિંતનની જરૂર લાગે છે તે જ્ઞાની જ નથી, તેને સાધકના વર્ગમાં જ ગણવો જોઈએ (પ્ર. ૧૧, સિ. ૯). સાધકનું જ્ઞાન કાચું હોય છે તેથી તે દૃઢ થાય ત્યાં સુધી તેણે બ્રહ્માકારવૃત્તિ નિરંતર ધ્યાનમાં રાખવી જોઈએ. પરંતુ જેનું આત્મજ્ઞાન દેહાત્મજ્ઞાનની પેઠે દૃઢ થયુ છે તેને એવી જરૂરત નથી. એકવાર ચંદ્ર જોયા પછી ચંદ્રનું ધ્યાન ધરવાની જેમ જરૂર પડતી નથી તેમ એકવાર આત્મજ્ઞાન દૃઢ થયા પછી નિરંતર અહં-બ્રહ્મવૃત્તિની તેને માટે જરૂર નથી. આથી **મુક્તને નિરંતર દ્વૈતવિસ્મૃતિ અથવા ‘અહં બ્રહ્મ’ એવી વૃત્તિ હોય જ છે એવો નિયમ નથી.**

## સિદ્ધાંત–૮

**જેનાથી અન્યને અને અન્યથી જેને ઉપદ્રવ થતો નથી તે જીવન્મુક્ત. આ જીવન્મુક્તનું એક સામાન્ય લક્ષણ છે**

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**

જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી ને જે લોકોથી ત્રાસ પામતો નથી.　　–ભગવદ્‌ગીતા અ. ૧૨

આત્મજ્ઞાન ન હોવા છતાં જેમનાથી અન્યને ઉપદ્રવ થતો નથી એવા સજ્જન જગતમાં ઘણા જણાય છે; પરંતુ ઉપરની પ્રતિજ્ઞામાંનું બીજું લક્ષણ તો આત્મજ્ઞાન ન હોય તો જણાવવું મોટે ભાગે મુશ્કેલ છે; કારણ કે આ બીજું લક્ષણ એટલે અન્યથી ઉપદ્રવ ન થવો તેને માટે સહનશક્તિની જરૂર હોય છે. આ શક્તિ વિચારપરિપક્વતાના પ્રમાણમાં ઘણી ઓછી હોય છે એમ પ્ર. ૧૧ ના સિ. ૧૨ માં કહ્યું છે. જીવન્મુક્તમાં આ વિચારપરિપક્વતા અત્યંત અધિક હોવાથી અન્યથી થનારા ઉપદ્રવ સહન કરવાની શક્તિ (આને જ **તિતિક્ષા** કહે છે. શમાદિ છ સંપત્તિ પૈકી આ એક છે. સાધકદશામાં પણ આની જરૂર હોય છે તો પછી જ્ઞાની પુરુષમાં તો તે હોવી જ જોઈએ.) તેનામા સારા પ્રમાણમાં હોવી જ જોઈએ. આ વિષે એવી શંકા થઈ શકે એમ છે કે, આ પ્રકરણના પાંચમા સિદ્ધાંતમાં જ્ઞાનીનુ નિશ્ચિત લક્ષણ નક્કી કહી શકાય નહિ એમ કહ્યું છે અને અહીં તો તેનું લક્ષણ તમે જ કહો છો. આ વિરોધનું શું? આ શંકા બરાબર નથી, કારણ કે ઉપરની પ્રતિજ્ઞામાં 'આ જીવન્મુક્તનું સામાન્ય લક્ષણ છે' એમ અમે કહ્યું છે. આ વાક્યમાંના 'સામાન્ય' શબ્દથી જ

ઉપરની શંકાનું નિવારણ થાય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, **જેનાથી અન્યને અને અન્યથી જેને ઉપદ્રવ થતો નથી તે જીવન્મુક્ત. આ જીવન્મુક્તનું એક સામાન્ય લક્ષણ છે.**

## સિદ્ધાંત-૯

### જીવન્મુક્તની બધી ક્રિયાઓ ભોગરૂપ જ હોય છે

**क्रियमाण पूर्वप्रवाहें विधिपूर्वक कर्मे घडतीं ।**

ક્રિયમાણના પૂર્વપ્રવાહથી વિધિપૂર્વક કર્મો થાય છે. -રંગનાથ

મનુષ્યની કેટલીક ક્રિયાઓ ભોગરૂપ હોય છે અને કેટલીક કર્મરૂપ હોય છે એમ જે અમે કહ્યું છે (પ્ર. ૩, સિ. ૪૫) તે કેવળ મનુષ્યેતર પ્રાણીની બાબતમાં કહ્યું છે. ત્યાં મનુષ્ય એ શબ્દનો અર્થ અજ્ઞાની મનુષ્ય-જીવન્મુક્ત નહિ એવો સમજવો. નહિ તો આ પ્રતિજ્ઞા સાથે તેનો વિરોધ થશે; કારણ કે જીવન્મુક્ત પણ મનુષ્ય જ છે. તિર્યગ્-યોનિની ક્રિયાઓ નિરુદ્દેશ અથવા નિરહંકાર હોવાથી ભોગરૂપ હોય છે એમ સિદ્ધ કરેલું છે (પ્ર. ૩, સિ. ૪૫). તે પ્રમાણે જીવન્મુક્તની પણ બધી ક્રિયાઓ નિરહંકાર અને નિરુદ્દેશ હોવાથી ભોગરૂપ હોય છે. આથી જીવન્મુક્ત મનુષ્ય અને પશુ વચ્ચે જરાયે અંતર નથી એમ સમજવું નહિ; કારણ કે 'नहि दृष्टांते सर्वसाम्यम्' એવી આચાર્યની યુક્તિ છે. આત્મા આકાશ જેવો સર્વવ્યાપી છે એમ કહેવાથી આકાશ જેવો જડ છે એમ કહેવાય નહિ. તે પ્રમાણે જીવન્મુક્ત અને પશુ વચ્ચે ક્રિયાની ભોગરૂપતાના સંબંધમાં સાદશ્ય લાગે તોપણ બન્ને વચ્ચે જ્ઞાન-અજ્ઞાનનો ભેદ

